# પ્રસ્તાવના.

બસોબાવન વૈષ્ણવની વાર્તાનું પુસ્તક પુષ્ટિમાર્ગના વૈષ્ણવોનું તન, મન અને ધન છે. પુષ્ટિમાર્ગીય શ્રી ગુસાંઈજીના સેવકની અવર્ણનીય ભક્તિનું આ પુસ્તકમાં વર્ણન છે તેમજ શુદ્ધાંતઃકરણની ભક્તોની ભક્તિ તેવી જ શ્રી ગુસાંઈજીની તેઓ પ્રત્યેની કૃપાનું આ પુસ્તકમાં વર્ણન છે. આ પુસ્તકના વાંચવાથી અને વિચારવાથી મનુષ્યને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતની સમજ પડે છે. અને સિદ્ધાંતની સમજ પડતાં મન શુદ્ધ થઈ જાય છે. અને મન જ્યારે શુદ્ધ થયું ત્યારે કૃષ્ણમાં તદાકાર વૃત્તિ થઈ જાય છે. અને જ્યારે તદાકાર વૃત્તિ થઈ ત્યારપછી મનુષ્ય ઈશ્વરલીલામાં પ્રવેશ કરે છે. આવા અત્યુત્તમ પુસ્તકની વૈષ્ણવોને જરૂર હોવાથી તેનું ગુજરાતી ભાષાંતર અમારા તરફથી કરાવવામાં આવ્યું છે. જેથી ગુજરાતી પ્રજાનું મન આ પુસ્તક વાંચવાથી શ્રી પ્રભુમાં લાગે. સત્સંગ થાય અને બુધ્ધિ નિર્મળ થાય, ઈશ્વરમા તથા ગુરુના સત્સંગમાં વૃત્તિ રહે. કારણ કે જે વાંચવાથી ભગવદ માર્ગનુ જ્ઞાન થાય તેવાં પુસ્તકોની બહુ અગત્ય છે. પરંતુ તેવાં પુસ્તકો લખવામાં તે ધર્મનો અનુયાયી અને વ્રજભાષામાં જાણનારો સંસ્કારી લેખક મળી આવે તો જ તે પુસ્તક વાસ્તવિક રીતે લખી શકાય તે સાથે શુદ્ધ, સંબંધ અને સાદી ભાષામાં લખાય તો જ લોકોપયોગી થઈ પડે. તેમજ ભાષાના સાહિત્યનુ જ્ઞાન હોય, ભાષા લખવાની શૈલીની ખબર હોય, તો જ આ ગ્રંથનું ભાષાંતર જેવું જોઈએ તેવું થઈ શકે, બાકી તો આજકાલ ભાડુતી ભાષાતર કરનાર વૃદ્ધિંગત થયેલા વ્યાપારથી સારાં પુસ્તકને ખરાબ સ્થિતિમાં નિહાળવાને આપણે મંદ ભાગ્યવાળા થઈએ છીએ. આવી રીતે દ્રવ્યોપાર્જન કરવાની એક પ્રકારની કલુસિત ઉત્પન્ન કરનાર કુટેવ છે. આવા કારણોને લીધે આવા ગ્રંથના તાત્વિક અર્થનો આજ ધર્મના ઘણાખરા ગુજરાતી વૈષ્ણવોને લાભ મળ્યો નથી. ગુજરાતી વૈષ્ણવોમા વ્રજભાષાના ગ્રંથોનું જ્ઞાન હોય તેવો વર્ગ થોડો છે, આમ હોવાથી મારી વિચારણા સંસ્કારી લેખક મળી આવે તો સારુ એમ જે ઘણા વર્ષથી હતી. તે શ્રી ગુસાંઈજીની કૃપાએ પૂર્ણ પડી છે, અને શ્રી ગુસાંઈજીની કૃપાનડે જ કરીને આ પુસ્તકને તેમના ભક્તોના હસ્તકમળમાં મુકવાને ભાગ્યશાળી બન્યો છુ.

सुज्ञपुर्किंयहुना ?

અમદાવાદ–ઉતરાયણ

વૈષ્ણવોનો કૃપાભિલાષી
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર

# આ પુનર્મુદ્રણ વખતે

વર્ષો પૂર્વે આ ગ્રંથ છપાવવામાં આવ્યો હતો. તે પછી સમયના અભાવે આનું પુનર્મુદ્રણ થઈ શક્યું ન હતુ. શ્રી ગુસાંઇનાં ચરિત્ર વાંચનાર જનતાની, શ્રીનાથજીની લીલા જાણવાની જિજ્ઞાસાવાળી જનતાની માંગણીનો પ્રવાહ વહેતો રહ્યો, જેને પરિણામે આ ગ્રંથનું પુનર્મુદ્રણ કરાવવાની આવશ્યકતા ઊભી થઈ.

ચાલુ કાગળોની મોંઘવારી, પ્રિન્ટિંગની મોંઘવારી અસહ્ય હોવા છતાં જિજ્ઞાસુ ભાઈઓની જિજ્ઞાસા સંતોષવા આ ગ્રંથ ફરી છપાવ્યો છે તે છપાવતાં તેને સુવાચ્ય બની શકે તે માટે પૂરતું લક્ષ આપવામાં આવ્યું છે.

જિજ્ઞાસુ જનતા આ ગ્રંથને પોતાના ઘરમાં વસાવી-પરમ વૈષ્ણવોનાં ચરિત્ર વાંચી જીવનમાં ઉતારવા પ્રયત્ન કરશે તો ભાષાંતરકર્તા-પ્રકાશકનો શ્રમ સફળ થયો મનાશે.

શ્રી ગુસાંઈજી, શ્રીનાથજી દરેકનું શ્રેય કરે. ભવતરવા પ્રેરણા સદ્‌બુદ્ધિ આપે એવી પ્રાર્થના સાથે ઈતિ.

દશેરા ૨૦૨૫
અમદાવાદ.

કૃષ્ણપ્રસાદ ભટ્ટ

# अनुक्रमणिका.

# બસેં બાવન વૈષ્ણવની વાર્તા.

શ્રી ગોપીજનવલ્લભાય નમઃ શ્રીમદાચાર્ય ગુરુદેવ ચરણકમલેભ્યો નમોનમઃ

(પ્રસંગ ૧ લો.)—વાર્તા ૧ લી.

(ગોવિંદસ્વામી સનોડિયા બ્રાહ્મણ મહાવનમાં રહેતા હતા તેમની વાર્તા.)

ગોવિંદદાસ પ્રથમ આંતરી ગામમાં રહેતા હતા, ત્યાં તે ગોવિંદસ્વામી કહેવાતા હતા. તથા પોતે સેવક કરતા હતા પરંતુ તે ગોવિંદસ્વામી ભગવદ્ ભક્ત હોવાથી નિત્ય એવી રીતે રહેતા હતા કે, શ્રી ભગવાનના ચરણારવિંદની પ્રાપ્તિ કેવી રીતે થાય ? એ વાત વિષે તપાસ કર્યા કરતા હતા. ગોવિંદદાસ આંતરી ગામથી વ્રજમાં મહાવનમાં આવીને રહ્યા, એવા હેતુથી કે આ વ્રજ ધામ છે, તેથી શ્રી ભગવાનના ચરણારવિંદની પ્રાપ્તિ અહીંયાં થશે. એ ગોવિંદદાસ કવિ હતા અને પોતે પદ પણ ગાતા હતા. હરકોઈ મનુષ્ય ગોવિંદદાસનાં કહેલાં પદ શ્રી ગુસાંઈજી પાસે આવીને ગાતો. તો તેના પર શ્રી ગુસાંઈજી પોતે પ્રસન્ન રહેતા હતા. તે ગાનારા ગોવિંદસ્વામી આગળ આવીને કહેતા કે તમારાં પદ સાંભળીને શ્રી ગુસાંઈજી પ્રસન્ન થાય છે. આ વાર્તા સાંભળીને ગોવિંદસ્વામીએ એવો વિચાર કર્યો કે, હું શ્રી ગુસાંઈજીને મળું તો ઠીક, એવામાં એક વખત શ્રી ગુસાંઈજીનો સેવક મહાવન ગયો અને તેનો અને ગોવિંદસ્વામીનો ભગવદ્ ઇચ્છાથી મેળાપ થયો. અન્યોન્ય વાત કરતાં ગોવિંદસ્વામીએ પૂછ્યું કે; શ્રી ઠાકુરજીનો અનુભવ કેવી રીતે થાય ? મને ઘણા દિવસ થયા આ વાતની આતુરતા છે તેથી કરીને

તમે કહો. તે વૈષ્ણવે ગોવિંદસ્વામીની આતુરતા દેખીને કહ્યું કે આજકાલ તો શ્રી ઠાકુરજીને શ્રી વિઠ્ઠલનાથજી ( શ્રી ગુસાંઈજી ) એ પોતાને વશ કરી રાખ્યા છે. તેથી ઠાકુરજી બીજે કંઈ પણ જઈ શકતા નથી. શ્રી ઠાકુરજી તો શ્રી ગુસાંઈજીને હાથ છે. આ વાત સાંભળીને ગોવિંદદાસને વિશેષ ઉત્કંઠા થઈ, તેથી તેમણે તે વૈષ્ણવને કહ્યું કે મને શ્રીગોકુલમાં શ્રી ગુસાંઇજીપાસે લઈચાલો. તેથી તેઓ ત્યાંથી શ્રી ગોકુલ આવ્યા. તે વખતે શ્રી ગુસાંઈજી ઠકુરાણી ઘાટપર સંધ્યાતર્પણ કરતા હતા, પેલા વૈષ્ણવે ગોવિંદ-સ્વામીને શ્રી ગુસાંઈજીના દર્શન કરાવ્યાં. ગોવિંદસ્વામી દર્શન કરીને મનમાં સમજ્યા કે આ તો કર્મ માર્ગીય લાગે છે, તેનું શું કારણ હશે ? એવામાં શ્રી ગુસાંઇજીએ કહ્યું કે આવો ગોવિંદ-દાસ, તમે ઘણે દિવસે દેખાયા ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું કે મહાપ્રભુ હમણાં જ આવ્યો છું, પછી ગોવિંદસ્વામીએ મનમાં વિચાર કર્યો કે શ્રી ગુસાંઇજીએ મને કોઈ દિવસ દીઠો નથી છતાં કેવી રીતે પોતે જાણી ગયા હશે માટે કંઈપણ કારણ હોવું જોઇએ. જ્યારે ત્યાંથી શ્રી ગુસાંઈજી મંદિરમાં પધાર્યા ત્યારે ગોવિંદ-સ્વામીએ વિનંતી કરી કે હે મહાપ્રભુ ! મને શરણ લ્યો; ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે જાઓ ન્હાઈ આવો, તેથી તે ન્હાઈ આવ્યા. પછી શ્રી નવનીતપ્રિયાજી આગળ નામ નિવેદન કરાવ્યું. ત્યારે ગોવિંદસ્વામીને સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ કોટી કંદર્પ લાવણ્યનાં દર્શન થયાં, અને બધીલીલાનોઅનુભવ થયો. શ્રી નવનીતપ્રિયાજીને અનોસર કરીને જ્યારે શ્રી ગુસાંઇજી બહાર પધાર્યા ત્યારે ગોવિંદસ્વામીએ વિનંતી કરી કે આપ તો

કપટરૂપ જણાઓ છો. સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમ છો છતાં પણ વેદોક્ત કર્મ કરો છો તેથી મારા જેવાને મોહ થાય છે. ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે ભક્તિ માર્ગ છે તે એક ફૂલનું વૃક્ષ છે અને કર્મ માર્ગ છે તે કાંટાની વાડ છે, તેથી કર્મ માર્ગની વાડ વિના ભક્તિ માર્ગ જે ફૂલનું વૃક્ષ છે તેની રક્ષા ન થાય. આ સાંભળીને ગોવિંદસ્વામી ઘણા પ્રસન્ન થયા. ગોવિંદદાસ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

प्रसंग २ जो.

ગોવિંદદાસ મહાવનના ટેકરા પર રહેતા હતા અને નવાં કીર્તન કરીને ગાતા હતા. ત્યાં શ્રીઠાકુરજી સાંભળવાને પધારતા હતા. અને મદન ગોપાલદાસ કાયમ કીર્તન લખવાને આવતા હતા, એક દિવસ ગોવિંદસ્વામીએ શ્રી ઠાકુરજીને કહ્યું કે તમે આટલે બધે આવવાનો નિત્ય શ્રમ લ્યો છે તો આપને ગાયન સાંભળવાની ઇચ્છા હોય એમ જણાય છે, તમને ગાયનનો અભ્યાસ છે તો આપ પણ કંઈ ગાઓ, તેથી પોતે પણ કંઈ ગાયું, આ ગાયન સાંભળવાને શ્રી સ્વામીનાથજી પોતે પધાર્યા. જ્યારે તાલસ્વર બજાવવા લાગ્યા ત્યારે ગોવિંદસ્વામી ધન્ય-ધન્ય કહેવા લાગ્યા, અને પોતાના ભાગ્યની બડાઈ કરવા લાગ્યા. મદન ગોપાલદાસ કાયસ્થ બોલ્યા કે અહીં કોઈ મનુષ્ય દેખાતો નથી છતાં તમે કોની સાથે વાતચીત કરો છો; પરંતુ ગોવિંદ-સ્વામી કંઇપણ બોલ્યા નહિ, વાત ગુપ્ત રાખી. પછી શ્રી ગુસાંઈજીએ પૂછ્યું કે શ્રી ઠાકુરજી કેવું ગાય છે. ત્યારે ગોવિંદ-સ્વામીએ કહ્યું કે તે પણ ઘણું સારું ગાય છે, પરંતુ તાલસ્વર

શ્રી સ્વામીનાથજી ઘણા જ સારા દે છે; આ સાંભળીને શ્રી ગુસાંઇજી હસીને ચૂપ રહ્યા.

પ્રસંગ ૩ જો.

ગોવિંદસ્વામી પહેલાં શ્રી ગોકુલમાં રહેતા ત્યારે આંતરી ગામમાં જે તેમના સેવક હતા તે ત્યાં આવ્યા અને પૂછતા પૂછતા તેમની પાસે આવ્યા અને પૂછ્યું કે ગોવિંદસ્વામી કયાં છે? ત્યારે તેમણે કહ્યું કે ગોવિંદસ્વામી તો મરી ગયા છે, ત્યારે એ સેવક માંહેલો એક જ તેમને ઓળખતો હતો તેણે કહ્યું કે તમે અમારી મશ્કરી કરો છો; ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું કે હવે મેં સ્વામીપણું છોડી દીધું છે તેથી તમે એમ માનો કે તે મરી ગયા છે. ત્યારે તેણે વિનંતિ કરી કે હવે અમે કોના સેવક થઇએ, ત્યારે ગોવિંદસ્વામીએ તેમને લઇ જઇને શ્રી ગુસાંઇજીના સેવક કરાવ્યા. આ પ્રમાણે ગોવિંદસ્વામીના સંગથી તેઓને ભગવત્પ્રાપ્તિ થઇ; જેના સંગથી ભગવત્પ્રાપ્તિ થઇ તેના સંગથી શું નહિ થાય! બધુંએ થાય.

પ્રસંગ ૪ થો.

ગોવિંદસ્વામી શ્રી ગોકુલમાં રહેતા હતા, છતાં શ્રી યમુનાજીમાં પગ નહિ ધરતા હતા. શ્રી યમુનાજીને સાક્ષાત્ શ્રી સ્વામીનાથજી અને અષ્ટસિદ્ધિનાં આપનાર જાણતા હતા. શ્રી મહાપ્રભુજીએ શ્રી યમુનાજીનું જે સ્વરૂપ શ્રી યમુનાષ્ટકમાં વર્ણવ્યું છે તે સ્વરૂપ શ્રી ગુસાંઇજીની કૃપાથી ગોવિંદસ્વામી જાણતા હતા. અને તેથી જ ગોવિંદસ્વામી શ્રી યમુનાજીમાં પગ નહિ ધરતા હતા; પરંતુ શ્રી યમુનાજીનાં દર્શન કરતા, દંડવત્ કરતા અને પાન કરતા હતા. એક દિવસ શ્રી બાલકૃષ્ણજી તથા

શ્રી ગોકુલનાથજી ગોવિંદસ્વામીને પકડીને શ્રી યમુનાજીમાં ન્હાવા લઈ ગયા ત્યારે ગોવિંદસ્વામીએ વિનંતી કરી કે, આ મળમૂત્રથી ભરેલો દેહ શ્રી યમુનાજીને લાયક નથી. શ્રી યમુનાજી તો સાક્ષાત્ સ્વામિનીજી છે જેથી કરીને આ અધમ દેહ સ્પર્શ કરવા યોગ્ય નથી; પરંતુ શ્રી યમુનાજીને તો ઉત્તમ સામગ્રી સમર્પવી જોઈએ, આ સાંભળીને શ્રી બાલકૃષ્ણજી તથા શ્રી ગોકુલનાથજી ચૂપ રહ્યા. ગોવિંદસ્વામી શ્રી યમુનાજીનું આવું સ્વરૂપ જાણતા હતા.

## प्रसंग ५ मो.

श्लोक। गा गोपकैरनुवनं नयतोरुदारवेणुस्वनैः कलपदैस्तनुभृत्सु सख्यः ।
अस्पंदनं गतिमतां पुलकस्तरूणां निर्योगपाशकृतलक्षणयोर्विचित्रं ॥

આ શ્લોકનું વ્યાખ્યાન શ્રી ગુસાંઈજી ગોવિંદસ્વામી આગળ કહેવા લાગ્યા, જ્યારે કહેતાં કહેતાં અર્ધ રાત્રિ વીતી ગઈ ત્યારે શ્રી ગુસાંઈજી પોઢયા અને ગોવિંદસ્વામી ઘેર ગયા. શ્રી ગોકુલનાથજી તથા શ્રીરઘુનાથજી ત્રણે ભાઈ વૈષ્ણવ મંડળીમાં બીરાજતા હતા. ગોવિંદસ્વામી ત્યાં ગયા અને દંડવત્ કરી બેઠા, ત્યારે શ્રી ગોકુલનાથજીએ પૂછયું કે, શ્રી ગુસાંઈજી પાસે કયો પ્રસંગ ચાલતો હતો? ત્યારે ગોવિંદસ્વામીએ ઉપરના શ્લોકની સુબોધિનીજીનો પ્રસંગ કહ્યો. વળી કહ્યું કે આપનું વ્યાખ્યાન આપ કરે તેમાં કહેવાનું શું? જેના સ્વરૂપને વેદ પણ જાણી શકતા નથી તેનું વ્યાખ્યાન તો પોતે જ કરે તો જ થાય; આ પ્રમાણે કહ્યું; ત્યારે શ્રી ગોકુલનાથજીએ બન્ને ભાઈને કહ્યું કે જુઓ! ગોવિંદસ્વામીએ શ્રી ગુસાંઈજીનું સ્વરૂપ

રૂપ કેવું જાણ્યું છે; વળી તેના પર પોતે કેવી કૃપા કરી છે તેના ભાગ્યનું વર્ણન કેટલુંક કરીએ ? આટલું કહીને શ્રી ગોકુલનાથજી ચૂપ રહ્યા.

प्रसंग ६ ठो.

ગોવિંદસ્વામી શ્રીનાથજી સાથે ખેલતા હતા એક દિવસ અપ્સરા કુંડથી પર્વત ઉપર થઇને શ્રી ગોવર્ધનનાથજી સાથે ગોવિંદદાસ આવતા હતા, એટલામાં રાજભોગ આરતીનો શબ્દ ગોવિંદદાસના કાને પડયો, ત્યારે ગોવિંદદાસે કહ્યું કે શ્રીનાથજી તો હમણાં આવે છે, રાજભોગ કોણે આરોગ્યો હશે ? ગોવિંદદાસે શ્રી ગુસાંઇજી પાસે જઇને વિનંતી કરી, એટલે શ્રી ગુસાંઇજીએ બીજો રાજભોગ સિદ્ધ કરાવીને ભોગ ધર્યો. ગોપાલદાસ ભીતરીઆએ શ્રી ગુસાંઈજીને વિનતી કરી કે, એક દિવસ મેં ગોવિંદદાસને શ્રીનાથજી સાથે પુછરી પર થઇને આવતા જોયા હતા. ત્યારે શ્રી ગુસાંઇજીને કહ્યું કે કુમનદાસ, ગોવિંદસ્વામી તથા ગોપીનાથદાસ ગ્વાલ એ ત્રણ જણ શ્રીનાથજીના એકાંતના સખા છે. તેથી શ્રી મહાપ્રભુજીએ અધિકાર તેમને દીધો છે. આ વાર્તા સાંભળીને ગોપાલદાસ ઘણા પ્રસન્ન થયા અને પોતાના મનમાં કહેવા લાગ્યા કે હું ભીતરીઓ થયો તો શું થયું ? ગોવિંદસ્વામી એવા ભગવદીય કૃપાપાત્ર હતા.

प्रसंग ७ मो.

એક દિવસ ગોવિંદસ્વામી ઉત્થાપન સમય શ્રીનાથજીનાં દર્શન કરવા ગયા અને જુએ તો શ્રીનાથજીની પાઘડીના પેચ છૂટી ગયા હતા, ત્યારે ગોવિંદસ્વામીએ કહ્યું કે પેચ કેમ

છુટી ગયા છો? ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે તું પેચ બાંધી દે એટલે ગોવિંદસ્વામીએ અંદર જઇને પેચ બાંધી દીધા. ભીતરીઆએ શ્રી ગુસાંઇજીને કહ્યું કે ગોવિંદદાસ અપરસ છિવાય છે, એટલે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે ગોવિંદદાસથી શ્રી નાથજી છિવાતા નથી. એ તો હમેશ શ્રી નાથજી સાથે ખેલે છે. ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા.

प्रसंग ८ मो.

એક દિવસ શ્રી ગુસાંઇજી શ્રીનાથજીનો શૃંગાર કરતા હતા. ત્યારે ગોવિંદસ્વામી જગમોહનમાં કીર્તન કરતા હતા, ત્યારે શ્રીનાથજીએ ગોવિંદસ્વામીને આઠ કાંકરી મારી; ત્યારે ગોવિંદસ્વામીએ એક કાંકરી મારી, એટલે શ્રીનાથજી ચમકી ઊઠયા; ત્યારે શ્રી ગુસાંઇજીએ પૂછયું કે ગોવિંદદાસ, આ તમે શું કર્યું? એટલે ગોવિંદસ્વામીએ કહ્યું કે હે મહારાજ! તમારે તો પુત્ર ને બીજાને તો વેચાણ, કેમ કે આઠ વખત મને કાંકરી મારી તો પણ તમે કાંઈ બોલ્યા નહિ. આ સાંભળીને શ્રી ગુસાંઇજી ચૂપ રહ્યા. ગોવિંદસ્વામીનો આવો સખા ભાવ સિદ્ધ થયો હતો.

प्रसग ९ मो.

એક વખતે ગોવિંદદાસની દીકરી તેના દેશથી આવી, પરંતુ ગોવિંદસ્વામી કોઈ દિવસ તેની સાથે બોલે નહિ, ત્યારે કાન્હબાઇ કહ્યું કે એક દિવસ તો તમારી પુત્રી સાથે બોલે ત્યારે તેમણે કહ્યું કે મન તો એક છે કહો તો આમાં લગાડું ને કહો તો એમાં લગાડું, પછી થોડા દિવસ રહીને પુત્રી તેને દેશ

જવો લાગી ત્યારે વહુબેટીએ સાડી ચોળી મોકલી. એટલે ગોવિંદસ્વામીના મનમાં દયા આવી કે જો ગુરુના ઘરનું અણપ્રસાદી લેશે તો તેમાં બગાડ થશે, માટે તે કોઈ દિવસ બોલતા નહોતા છતાં કહ્યું કે જો તું લઈશ તો તારું ખોટું થશે; એટલે તેણે કહ્યું કે, મને તો સમજણ નથી તો આપે મારા ઉપર દયા જાણીને મને રસ્તો બતાવ્યો, એમ કહીને બધાં કપડાં પાછાં મોકલી દીધાં; અને પુત્રી તેને ઘેર ગઈ. એ ગોવિંદસ્વામી ગુરુ અંશથી એવા બીતા હતા.

પ્રસંગ ૧૦ મો

ફાગણ મહિનો હતો, ત્યારે શ્રી ગુસાંઈજી સેનભોગ સરાવીને બીડી આરોગાવતા હતા અને ગોવિંદસ્વામી ધમાર ગાતા હતા, આ ધમાર "શ્રી ગોવર્ધનરાય લાલ" પુરી કર્યા વિના ગોવિંદસ્વામી ચૂપ રહ્યા. એટલે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે ગોવિંદદાસ ધમાર પૂરી કરો, એટલે ગોવિંદસ્વામીએ કહ્યું કે મહારાજ ધમાર તો નાસી ગઈ, એ તો ઘરમાં ભરાઈ ગયો; ખેલ તો બંધ થયો. માટે હવે શું ગાઉં? આ સાંભળીને શ્રી ગુસાંઈજી ચૂપ રહ્યા, પછી બેઠકમાં પધાર્યા પછી એક ટુંક પોતે ગોવિંદસ્વામીના નામની બનાવીને ધમાર પૂરી કરી એ દિવસથી ગોવિંદસ્વામીની ધમાર સાડાબાર કહેવાય છે, ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા.

પ્રસંગ ૧૧ મો.

ગોવિંદસ્વામી મહાવનના ટેકરા પર નિત્ય ગાતા હતા. ને શ્રીનાથજી નિત્ય સાંભળવાને પધારતા હતા. વળી શ્રી

નાથજીની સાથે પણ ગાતા હતા એ ગોવિંદસ્વામી ભગવદ્ લીલામાંના આઠ સખામાંહેના એક હતા, કોઈ વખત શ્રીનાથજી ભૂલે તો ગોવિંદસ્વામી ભૂલ કાઢતા અને ગોવિંદસ્વામી ભૂલે તો શ્રીનાથજી ભૂલ કાઢતા હતા, શ્રીનાથજી તથા ગોવિંદસ્વામીનાં ગાયન સાંભળવાને શ્રી ગોકુલનાથજી પધારતા હતા અને એક માણસ બેસાડી મૂકતા હતા કે જ્યારે શ્રી ગુસાંઈજી ભોજન કરવા પધારે ત્યારે તેમને બોલાવી લાવે. એક દિવસ આ માણસના મનમાં એમ આવ્યું કે શ્રી ગોકુલનાથજી શ્રી ગુસાંઈજીથી નિત્ય છાના પધારે છે, તો જો એક દિવસ ન બોલાવું તો શ્રી ગુસાંઇજી બધું જાણી જશે એટલે શ્રી ગોકુલનાથજીનું નિત્ય જવું બંધ થશે, આવું સમજીને એક દિવસ તે માણસ બોલાવવા ન ગયો. જ્યારે શ્રી ગુસાંઈજી ભોજન કરવા પધાર્યા ત્યારે બધા લાલજી આવ્યા, પણ શ્રી ગોકુલનાથજી ન આવ્યા, એટલે બીજા માણસને ગુસાંઈજીએ આજ્ઞા કરી કે ગોવિંદસ્વામીની પાસે શ્રી વલ્લભ બેઠા છે, તેમને બોલાવી લાવ, બીજો માણસ બોલાવી લાવ્યો એટલે જે માણસ જાણીબુજીને બોલાવા નહોતો ગયો તે પસ્તાવા લાગ્યો, હે શ્રી ગુસાંઈજી તો બધું જાણે છે પણ હું નકામી કુટિલતા કરીને બોલાવવા ન ગયો, એ ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર હતા કે જેની પાસે શ્રીનાથજી ક્ષણે ક્ષણે આવીને બીરાજતા હતા.

प्रसंग १२ मो,

ગોવિંદસ્વામી પાઘડી ઘણી જ સારી બાંધતા હતા. કડકે કડકો જુદો હોય તોપણ કોઈને ખબર ન પડે. એક દિવસ

એક વ્રજવાસીએ ગોવિંદસ્વામીની પાઘડી સુંદર જાણીને ઉતારી લીધી એટલે ગોવિંદસ્વામીએ કહ્યું કે આ કડકા જાળવીને રાખી મૂકજે, કાલે તારે ઘેર આવીને લઈ જઈશ, એટલે તે વ્રજવાસીએ નમીને પાઘડી પાછી દીધી. ગોવિંદદાસની પાઘડી બાંધવામાં એવી ચાતુર્યતા હતી.

प्रसंग १३ मो.

ગોવિંદસ્વામી નિત્ય યશોદા ઘાટપર જઇને બેસતા; ત્યાં એક દિવસ એક વેરાગી ગાવા લાગ્યો; રાગ તાલસ્વર વિનાનો હતો, એટલે ગોવિંદસ્વામીએ કહ્યું કે તું નહિ ગા, આવું ગાવાથી શું પ્રયોજન ? વૈરાગીએ કહ્યું કે હું તો મારા રામને રીઝાવું છું, ત્યારે ગોવિંદદાસે કહ્યું કે રામ તો ચતુર શિરોમણિ છે તે કેમ રીઝશે ? જો તારો સાચો ભાવ હોય તો મનમાં નામ લીધા કર એટલે રીઝશે; આવા ગોવિંદસ્વામી નિઃશંક હતા.

प्रसंग १४ मो.

એક દિવસ શ્રીનાથજી સામઢાક ઉપર ચડીને બીરાજતા હતા અને મુરલી વગાડતા હતા અને ગોવિંદદાસ બીજા ટેકરા ઉપર ચઢીને જોતા હતા આ વખતે શ્રી ગુસાંઈજી સ્નાન કરી ઉત્થાપન કરવાને ગિરિરાજ ઉપર પધાર્યા, શ્રીનાથજીએ સામઢાક ઉપરથી તેમને દેખ્યા એટલે ઉતાવળથી કૂદ્યા, એટલે વાઘો ફાટયો ને ચીંદરડું ઝાડમાં ભરાઈ રહ્યું; શ્રી ગુસાંઈજીએ કમાડ ઉઘાડી ઉત્થાપન કરાવ્યાં ને જુએ છે તો વાઘો ફાટયો છે, માણસોને પૂછ્યું કે અહીંયા કોઈ આવ્યું હતું ? ત્યારે બધાએ ના પાડી; પછી વિચાર કરવા લાગ્યા; એટલામાં ગોવિંદદાસે

આવીને કહ્યું કે આપ શો વિચાર કરો છો ? પુત્રનાં લક્ષણ જાણતા નથી કે બહુ ચંચળ છે, સામઢાક ઉપરથી કૂદ્યા કે વાઘો ફાટી ગયો ને ચીંદરડું ઝાડ પર લટકી રહ્યું, જોવું હોય તો ચાલો બતાવું, શ્રી ગુસાંઈજી પોતે પધારીને ચીંદરડું ઉતારી લાવ્યા, પછી શ્રી ગુસાંઈજીએ શ્રીનાથજીને પૂછયું કે ઉતાવળ કેમ કરી ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે ઉત્થાપનનો વખત થયો હતો, અને તમે ન્હાઇને પધાર્યા એટલે ઉતાવળ કરી, એ દિવસથી એવો બંદોબસ્ત કર્યો કે ત્રણવાર ઘંટનાદ કરવા ને ત્રણવાર શંખનાદ કરવા, પછી ૨૦ પળ રહીને મંદિરના કમાડ ઉઘાડીને ઉત્થાપન કરવાં એ ગોવિંદદાસ એવા કૃપાભગવદીય હતા.

प्रसंग १५ मो.

એક દિવસે આગ્રામાં અકબર પાદશાહે સાંભળ્યું કે ગોવિંદસ્વામી ઘણું સારું ગાય છે, તે નિરપેક્ષ તથા નિઃશંક છે, એનો રાગ કેવી રીતે સંભળાશે એવો વિચાર કરીને પાદશાહ વેષ બદલો કરીને શ્રી ગોકુલ આવ્યો. ગોવિદદાસ આ વખતે યશોદાઘાટ ઉપર ભૈરવ રાગ ગાતા હતા, પાદશાહ સાંભળીને વાહ વાહ બોલ્યો એટલે ગોવિંદદાસે કહ્યું કે રાગ અભડાઈ ગયો. એટલે તેણે કહ્યું કે હું પાદશાહ છું, ત્યારે ગોવિંદદાસે કહ્યું કે પાદશાહ હો તો પાદશાહી કરો; પરંતુ તમારા સાંભળવાથી રાગ તો અભડાઈ ગયો, પાદશાહે વિચાર કર્યો કે હું તો એ દેશનો રાજા છું, પરંતુ આને તો ત્રિલોકનો વૈભવ ફીકો લાગે છે તો તે આપણા હુકમમાં શા માટે રહે, આવો વિચાર કરીને પાદશાહ ચાલ્યો ગયો. અને ગોવિંદસ્વામીએ એ દિવસથી

ભૈરવ રાગ ગાયો નહિ. એ ગોવિંદસ્વામી એવા ટેકી ભગવદીય હતા.

प्रसंग १६ मो.

ગોવિંદદાસની સાથે નિત્ય શ્રીનાથજી વનમાં ખેલતા હતા, કોઈ દિવસ ગોવિંદદાસને ઘોડા કરતા, કોઈ દિવસ હાથી કરતા, એમ હંમેશાં રમત રમતા હતા. એક દિવસ શ્રીનાથજીએ ગોવિંદદાસને ઘોડા કર્યા અને પોતે તેના પર સવાર થયા હતા, ગોવિંદદાસે ઘોડાની પેઠે લઘુશંકા કરી તે એક વૈષ્ણવે દીઠી. ને શ્રી ગુસાંઈજીને જઈને કહી દીધું. એટલે ગુસાંઈજીએ કહ્યું કે ગોવિંદસ્વામી હાથી ઘોડા થાય છે ત્યારે વેષ પૂરો ન કરે તો કેમ બને? અને એ વાતમાં તમે ન પડો. આ વાત સાંભળીને તે વૈષ્ણવ ચુપ થઈ રહ્યો; એ ગોવિંદસ્વામી મહા કૃપાપાત્ર હતા.

प्रसंग १७ मो.

ગોવિંદદાસ શ્રી ગુસાંઈજીની સાથે મથુરામાં શ્રી કેશવરાયજીનાં દર્શન કરવા ગયા. ત્યારે ઉષ્ણકાલ હતો, કેશવરાયને જરીનો વાઘો અને જરીની ઓઢણી ધરી હતી તે જોઇને ગોવિંદદાસે કેશવજીને પૂછ્યું કે કેમ ઠીક છે ને? આ સાંભળીને કેશવરાયજી હસ્યા; અને શ્રી ગુસાંઇજીએ કહ્યું કે ગોવિંદદાસ એવું ન બોલીએ. ત્યારે ગોવિંદદાસે કહ્યુ કે રાજ! માણસનો પોષાક પહેર્યો છે તો કેમ ન પૂછું એ સાંભળીને શ્રી ગુસાંઇજી ચૂપ થઈ રહ્યા.

प्रसंग १८ मो.

એક દિવસ શ્રીનાથજીને રાજભોગ આવ્યો હતો, અને

ગોવિંદસ્વામીએ ભીતરીયાને કહ્યું કે રાજભોગ આવ્યા પહેલાં મને પ્રસાદ લેવડાવવો, એટલે ભીતરીયાએ થાળ નાંખી દીધો અને શ્રી ગુસાંઈજીને બોલાવ્યા, શ્રી ગુસાંઈજીએ ગોવિંદદાસને પૂછયું કે આ શું ? એટલે ગોવિંદસ્વામીએ કહ્યું કે આપ મને રાજભોગ પછી ખેલવાને સાથે લઈ જાય છે તેથી જો પ્રસાદ લેવાને પાછળ રહી જાઉં છું તો શ્રીનાથજી મને વનમાં મળતા નથી. માટે કેમ કરું ? આ સાંભળી શ્રી ગુસાંઈજીએ રાજભોગ આવવાની વખતે ગોવિંદદાસને પ્રસાદ લેવડાવી દેવો એવી ભંડારીને આજ્ઞા કરી. એ ગોવિંદસ્વામી એવા કૃપાપાત્ર ભગવદીય હતા કે જેના વિના શ્રીનાથજી રહી શકતા નહિ.

प्रसंग १९ मो.

એક દિવસ શ્રીનાથજી ગોવિંદસ્વામીની સાથે ખેલતા હતા, તેવામાં શ્રીનાથજી ઉપર દાવ આવ્યો. ત્યાં ઉત્થાપનનો સમય થયો. એટલે શ્રીનાથજી મંદિરમાં ભરાઈ ગયા એટલે ગોવિંદદાસે મંદિરમાં જઇને ગીલ્લી મારી એટલે સેવકોએ ગોવિંદદાસને ધક્કા મારીને કાઢી મૂક્યા ને ઉત્થાપન ભોગ ધર્યો. ગોવિંદસ્વામી જઇને રસ્તામાં બેઠા કે હમણાં ગાયોની સાથે શ્રીનાથજી આ રસ્તેથી પધારશે. એટલે તેમને મારીશ પછી શ્રી ગુસાંઈજી ન્હાઇને મંદિરમાં પધાર્યા ને જુએ છે તો શ્રીનાથજી રીસમાં બીરાજે છે. અને ઉત્થાપનની સામગ્રી આરોગતા નથી. શ્રી ગુસાંઈજીને પૂછયું કે આમ કેમ છે ? ત્યારે શ્રીનાથજી - કહ્યું કે જ્યાંસુધી ગોવિંદદાસને મનાવી

લાવશો નહિ ત્યાંસુધી મને ભાવશે નહિ, કારણ કે મારે રસ્તા પર ચાલ્યા સિવાય ને તેની સાથે રહ્યા સિવાય ચાલતું નથી અને જો હમણાં રસ્તા પર જાઉં તો મને મારે એ ચિંતાથી મને કંઈ-પણ ભાવતું નથી ગોવિંદદાસ આવે તો મને ભાવે. આ વાતો સાંભળીને અને શ્રીનાથજીની ભક્તવત્સલતા જાણીને શ્રી ગુસાંઇજીનું હૃદય ભરાઈ આવ્યું, અને ગોવિંદદાસને બોલાવીને તથા મનાવીને શ્રીનાથજીને વિનંતી કરી કે એ હાજર છે. આવી ગયા છે. એટલે શ્રીનાથજી આરોગ્યા. એ ગોવિંદદાસ એવા કૃપા પાત્ર હતા.

(ગોવિંદદાસની બહેન કાન્હબાઈની વાર્તા.)

## વાર્તા ૨ જી.

### પ્રસગ ૧ લો.

આ કાન્હબાઈ શ્રી નવનિતપ્રિયાજીનું સ્વરૂપ પધરાવીને સેવા કરતી હતી અને શ્રીઠાકુરજી તેને અનુભવ જણાવતા હતા, હસતા બોલતા, અને જે જોઈએ તે માગી લેતા હતા. જે દિવસ કાન્હબાઈ શ્રી ગુસાંઇજીના ઘેર સેવામાં ન્હાતી હતી તે દિવસ રસોઈ કરતી ન હતી. પાતરી લાવી ભોગ ધરતી હતી એ કાન્હબાઈ કંઈ સામગ્રી કરી રાખતી હતી; જ્યારે શ્રી ઠાકુરજી બાલકની પેઠે માગતા હતા, ત્યારે તે દેતી હતી.

### પ્રસગ ૨ જો.

એક દિવસ કાન્હબાઈ શ્રી ઠાકુરજીને દેવકા બેટીજીને ઘેર પધરાવી મહાવન ગઈ પરંતુ રાત્રે આવી ન શકી, દેવકા બેટીજી પોતાના ઠાકુરજીને પોઢાડીને કાન્હબાઈના ઠાકુરજીને પોઢાડવા

ભૂલી ગયાં ત્યારે શ્રી ઠાકુરજીએ કાન્હબાઇને મહાવનમાં જણાવ્યું કે, મને દેવકા બેટીજી પોઢાડવા ભૂલી ગયાં છે ને હું સિંહાસન પર એકલો બેઠો બીઉં છું. કાન્હબાઈ રાત્રે જ ત્યાંથી ચાલીને શ્રીગોકુલ આવી અને દેવકા બેટીજીને જગાડી પોતાના ઠાકુરજીને ઘેર લઈ જઈ પોઢાડયા.

प्रसंग ३ जो.

એક દિવસે શ્રી ગોકુલચંદ્રમાજીએ કાન્હબાઇને કહ્યું કે મારી શય્યામાં કંઈ ખુંચે છે. કાન્હબાઇએ નારાયણ બ્રહ્મચારી-ને કહ્યું કે શ્રી ઠાકુરજીને તો શય્યા ખુંચે છે, ત્યારે નારાયણદાસે શય્યાની ગાદી ખોલાવી તો રૂમાંથી વનોરા નીકળ્યો. એ દિવસથી જ્યારે જ્યારે નારાયણદાસ બ્રહ્મચારી શય્યાની ગાદી અથવા રજાઈ નવી ભરાવતા ત્યારે રૂના પોલ પોતાના હાથે જોઇને ધરતા. એ કાન્હબાઈ એવી કૃપાપાત્ર હતી.

प्रसंग ४ थो

એક દિવસ કાન્હબાઈ શ્રી ગુસાંઈજીને ઘેર શ્રી નવનીત-પ્રિયાજીના પારણાંનાં દર્શન કરવા ગઈ, અને જુએ છે તો શ્રી નવનીતપ્રિયાજી એકલા ઝુલે છે. ત્યારે શ્રી નવનીતપ્રિયાજી-એ કાન્હબાઇને કહ્યું કે તું મને ઝુલાવ. ત્યારે કાન્હબાઇ ઝુલાવવા લાગી તેવામાં ગિરિધરજી આવ્યા એટલે કાન્હબાઇએ ખીજીને કહ્યું કે, શ્રી ઠાકુરજીને એકલા કેમ છોડી ગયા! ત્યારે શ્રી ગિરિધરજીએ કહ્યું કે હવે પછી કોઈ દિવસ નહિ છોડું. એ કાન્હબાઈ એવી કૃપાપાત્ર હતી.

प्रसग ५ मो.

એક દિવસ શ્રી ગોકુલનાથજીએ શ્રી ગિરિધરજીને યજ્ઞ

કરવાનું પૂછ્યું કે મારી ઇચ્છા યજ્ઞ કરવાની છે, ત્યારે કાન્હબાઈ બોલી કે યજ્ઞરૂપ શ્રી ગોવર્ધનધરજી તમારે માથે બીરાજે છે તેમની સેવા કરશો તો યજ્ઞ થઈ જશે, એ સાંભળીને શ્રી ગોકુલનાથજીએ યજ્ઞ કરવાનો વિચાર બંધ રાખ્યો એ કાન્હબાઇની બધા બાળકો કાની રાખતા હતા.

(છીતસ્વામી ચોબાની વાર્તા.)

વાર્તા ૩ જી,

પ્રસંગ ૧ લો.

છીતસ્વામી મથુરામાં રહેતા હતા; મથુરાજીમાં પાંચ ચોબા મોટા લુચ્ચા હતા, તેઓ ઠગાઈ કરતા, એ પાંચમાં છીતુ ચોબા મુખ્ય હતો, એણે વિચાર કર્યો કે જે કોઈ શ્રીગોકુલમાં શ્રી વિઠ્ઠલનાથજી પાસે જાય છે તે વશ ગઈ જાય છે તો એમ જણાય છે કે શ્રી વિઠ્ઠલનાથજી જાદુ ટોણાં બહુ જાણે છે, પરંતુ મારા પર જો એનાં ટોણાં ચાલે તો હું સાચું માનું, પાંચ જણે આવો વિચાર કર્યો ને એક ખોટું નાળિયેર તથા એક ખોટો રૂપિયો લઇને પાંચ જણા શ્રીગોકુલ આવ્યા, ચાર જણા બહાર બેઠા અને મુખ્ય છીતુ ચોબા અંદર આવ્યો; એ છીતુ ચોબાએ ખોટું નાળિયેર તથા ખોટો રૂપિયો જઇને ભેટ ધર્યો એટલે શ્રી ગુસાંઇજીએ ખવાસને આજ્ઞા કરી કે આ રૂપિયાના પૈસા મંગાવે, એટલે ખવાસ રૂપિયાના પૈસા લાવ્યો. અને નાળિયેર ફોડયું તો સફેદ ગોટી નીકળી પછી છીતસ્વામીએ દેખીને વિચાર કર્યો કે, આ તો સાક્ષાત્ ઈશ્વર છે પછી છીતસ્વામીએ કહ્યું કે મહારાજ મને શરણ લ્યો, શ્રી ગુસાંઈજીએ છીતસ્વા-

મીને નામ સંભળાવ્યું પછી શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન કરવા ગયાં. અને અંદર જુએ છે તો શ્રી ગુસાંઇજી બીરાજે છે અને બહાર આવીને જુએ છે તોએ પણ શ્રી ગુસાંઇજી બીરાજે છે, આથી છીતસ્વામીએ વિચાર કર્યો કે ગુસાંઇજીની ઈશ્વરતા જીવથી જણાય તેમ નથી. જે ચાર ચોબા બહાર બેઠા હતા. તેમણે છીતસ્વામીને બોલાવ્યા ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમારા સાથી તમને બોલાવે છે માટે તમે જાઓ. છીતસ્વામીએ બહાર આવીને ચાર ચોબાને કહ્યું કે મને ટોણો લાગ્યો છે, તમે ભાગી જાઓ નહિ તો તમને પણ લાગી જશે, આ સાંભળીને ચાર ચોબા નાસી ગયા. ને છીતસ્વામીએ એક પદ કરીને ગાયું.

રાગનટ. ભઈ અબ ગિરિધર સોં પહેચાન, કપટરૂપ ધરી છલવે આયો; પુરુષોત્તમ નહીં જાન. ૧ છોટોબડો કછુ ન જાન્યો; છાય રહ્યો અજ્ઞાન; છીતસ્વામી દેખત અપનાયો વિઠ્ઠલ કૃપાનિધાન. ૨

આ પદ સાંભળીને શ્રી ગુસાંઇજી પ્રસન્ન થયા. છીતસ્વામી રાત્રે ત્યાં જ સુઈ રહ્યા ને બીજે દિવસે છીતસ્વામીને શ્રી ગુસાંઇજીએ નિવેદન કરાવ્યું. ત્યારે છીતસ્વામીને સાક્ષાત કોટી કંદર્પ લાવણ્યપૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં અને ભગવદ્‌લીલાનો અનુભવ થયો અને શ્રી ગુસાંઇજી તથા શ્રી ઠાકુરજીના સ્વરૂપમાં અભેદ નિશ્ચય થયો, બન્ને સ્વરૂપ એક છે એમ જાણવા લાગ્યા. છીતસ્વામી ગોપાલપુર શ્રીનાથજીનાં

દર્શન કરવા ગયા; ત્યાં શ્રીનાથજી પાસે શ્રી ગુસાંઈજીને દીઠા. બહાર આવીને પૂછ્યું કે શ્રી ગુસાંઇજી ક્યારે પધાર્યા ત્યારે ત્યાંના લોકોએ કહ્યું કે શ્રી ગુસાંઇજી શ્રી ગોકુળ બિરાજે છે. છીતસ્વામીએ શ્રી ગોકુલ આવીને શ્રી ગુસાંઈનાં દર્શન કર્યાં ત્યારથી છીતસ્વામીએ એવો નિશ્ચય કર્યો કે શ્રીનાથજી તથા શ્રી ગુસાંઇજી એક જ સ્વરૂપ છે, તે દિવસથી છીતસ્વામીએ ગિરધર ને શ્રી વિઠ્ઠલ એવી છાપનાં પદ ઘણાં ગાયાં, એ છીતસ્વામી એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

प्रसंग २ जो.

છીતસ્વામી બીરબલના ગોર હતા, તે બીરબલ પાસે વર્ષાસન લેવાને ગયા ત્યારે છીતસ્વામીએ આ પદ ગાયું. (જે બસુદેવ કીયે પૂરણ તપ સોઈ ફળ ફલિત શ્રી વલ્લભ દેહ.) આ પદ સાંભળીને બીરબલે કહ્યું કે હું તો વૈષ્ણવ છું પરંતુ જો આ વાત દેશાધિપતિ સાંભળશે તો તમે શો જવાબ દેશો? એ તો મ્લેચ્છ છે ત્યારે છીતસ્વામી બોલ્યા કે જો દેશાધિપતિ પૂછશે તો હું સારો જવાબ દઇશ પરંતુ મારે મન તો તું મ્લેચ્છ છું, આજથી તારું મુખ હું જોઇશ નહિ, આવું કહીને છીતસ્વામી ચાલ્યા ગયા. જ્યારે આ વાત દેશાધિપતિએ સાંભળી ત્યારે બીરબલને પૂછ્યું કે તમારા ગોર કેમ રીસાઈ ગયા! ત્યારે બીરબલે બધી વાત કહી, બ્રાહ્મણ લોક નકામી રીસ બહુ કરે છે ત્યારે દેશાધિપતિએ કહ્યું કે હું ને તું જ્યારે નાવ પર બેઠા હતા ત્યારે મેં મણિ ભેટ કર્યો. એ મણિ એવો હતો કે નિત્ય પાંચ તોલા સોનુ દેતો હતો. તે મણિ શ્રી દીક્ષિતજીએ શ્રી યમુ-

નાજીમાં નાંખી દીધો. ત્યારે મારા મનમાં ઘણો ગુસ્સો આવ્યો તેથી મેં મણિ પાછો માગ્યો ત્યારે દીક્ષિતજીએ શ્રી યમુનાજી-માંથી ખોબા ભરીને મણિઓ કાઢી અને મને કહ્યું કે તમારો હોય તે ઓળખી લ્યો, ત્યારે મને નિશ્ચય થયો કે આ સાક્ષાત્ ઈશ્વર છે. ઈશ્વર વિના એવું કામ કોઈ બીજાથી થઈ શકે નહિ. એ વાતનો વિચાર કરતાં તો તમારા ગોરની વાત બધી સાચી જણાય છે, તો તમે પ્રથમ વિચાર કેમ નહિ કર્યો ? આ વાત સાંભળીને બીરબલ ઘણો ઓશિયાળો થયો, અને કંઈ પણ બોલ્યો નહિ. આ વાત શ્રી ગુસાંઇજીએ સાંભળી ત્યારે લાહોરના વૈષ્ણવ બેઠા હતા તેમને શ્રી ગુસાંઇજીએ કહ્યું કે છીતસ્વામીની ખબર રાખતા રહેજો, ત્યારે છીતસ્વામીએ કહ્યું કે મેં વૈષ્ણવ ધર્મ વિક્રયને માટે ધારણ કર્યો નથી, મારે તો વિશ્રાંતઘાટ છે તો, આપણી કૃપાથી બધુંએ થઇ રહેશે. આ વાર્તા સાંભળીને શ્રી ગુસાંઇજી બહુ પ્રસન્ન થયા.

प्रसंग २ जो.

એક દિવસ દેશાધિપતિ પાસેથી રજા લઇને બીરબલ શ્રી ગોકુલ જન્માષ્ટમીના દર્શન કરવા આવ્યો. પછી વેષ બદલા-વીને દેશાધિપતિ પણ છાનોમાનો આવ્યો. જન્માષ્ટમીના દર્શન કર્યાં, માણસની ભીડમાં શ્રી ગુસાંઇજી સિવાય બીજા કોઇએ પાદશાહને ઓળખ્યો નહિ, છીતસ્વામી કીર્તન કરતા હતા, અને શ્રી ગુસાંઇજી શ્રી નવનીતપ્રિયાજીને પારણે ઝુલાવતા હતાં, ત્યારે છીતસ્વામીએ આ પદ ગાયું, " પ્રિય નવનીત પારણે ઝુલે શ્રી વિઠ્ઠલનાથ ઝુલાવે હો, કબહુંય આપ સંગ મિલ

ઝુલે; કબહુક ઉતર ઝુલાવે હો. ॥ ૧ ॥ કબહુક સુરંગ ખિલોના લેલે નાના ભાંતિ ખિલાવે હો, ચકઇ બંકી ફરકનિ લહટુ ઝુણ ઝુણા હાથ બજાવે હો, ભોજન કરત થાળ એક ઝારિ દોઉ મિલ ખાય ખવાવે હો, ગુપી મહારસ પ્રકટ જનાવે, પ્રીતિ નહિ ઉપજાવે હો ॥ ૩ ॥ ધન્ય ધન્ય ભાગ્યદાસ નિજ જનકે; જીન યહ દર્શન પાયેં હો, છીતસ્વામીન ગિરિધર શ્રી વિઠ્ઠલ નિગમ એક કરી ગાવેં હો ॥ ૪ ॥ આવાં દર્શન છીતસ્વામીને થયાં, અને દેશાધિપતિને થયાં, અને બીજા મનુષ્યને સાધારણ દર્શન થયાં; પછી દેશાધિપતિ ચાલ્યો ત્યારે શ્રી ગુસાંઈજીએ ગુપ્ત રીતે મહાપ્રસાદ દેવરાવ્યો પછી દેશાધિપતિ આગ્રે આવ્યો પછી બીજે દિવસે બીરબલ પણ આવ્યો, ત્યારે દેશાધીપતિએ બીરબલને પૂછ્યું કેવાં દર્શન કર્યાં. ત્યારે બીરબલે કહ્યું કે શ્રી નવનીતપ્રિયાજી પારણામાં ઝુલતા હતા ત્યારે દેશાધિપતિએ કહ્યું કે એ વાત જૂઠી છે; શ્રી ગુસાંઈજી પારણે ઝુલતા હતા અને શ્રી નવનીતપ્રિયાજી ઝુલાવતા હતા, મને એવાં દર્શન થયાં છે અને તમારા ગોર છીતસ્વામી પણ એવું જ કીર્તન ગાતા હતા, અને હું તમારી પાસે ઊભો હતો, ત્યારે બીરબલે કહ્યું કે મને એવાં દર્શન કેમ નહિ થયાં હોય, ત્યારે દેશાધિપતિએ કહ્યું કે તમને ગુરુના સ્વરૂપનું જ્ઞાન નથી, અને તમારા ગોર છીતસ્વામી જેને એ વાતનો અનુભવ એવાની તમારે પ્રીતિ નથી ત્યારે તમને એવાં દર્શન ક્યાંથી થાય ? એ છીતસ્વામી એવા કૃપાપાત્ર હતા.

(કુમ્ભનદાસના પુત્ર ચતુર્ભુજદાસની વાર્તા.) પ્રસંગ ૧ લો. વાર્તા ૪ થી.

એ કુમ્ભનદાસ શ્રીનાથજીની સાથે ખેલતા હતા. એક દિવસે શ્રીનાથજીએ ચાર ભુજા ધરીને કુમ્ભનદાસજીને દર્શન દીધાં તે જ વખતે કુમ્ભનદાસજીને ત્યાં પુત્ર જન્મ થયો તેથી તે પુત્રનું નામ ચતુર્ભુજદાસજી પાડયું, આ વાર્તા કુમ્ભનદાસજીની વાર્તામાં લખી છે જયારે ચતુર્ભુજદાસજી ૧૧ દિવસના થયા ત્યારે કુમ્ભનદાસજીએ તેમને શ્રી ગુસાંઇજી પાસે લઈ જઇને નામ સુનાવ્યું, અને જયારે ૪૧ દિવસના થયા ત્યારે કુમ્ભનદાસજીએ તેમને શ્રી ગુસાંઇજી પાસે લઈ જઇને નિવેદનકરાવ્યું, તે દિવસથી શ્રીનાથજીએ ચતુર્ભુજદાસજીમાં એટલું સામર્થ્ય ધર્યું કે જયારે ઇચ્છા હોય ત્યારે મુગ્ધ બાળક થઈ જાય અને ઇચ્છા હોય તો બોલવા ચાલવા લાગે. અને અલૌકિક વાતો કરવા લાગે.જયારે કુમ્ભનદાસજી એકાંત બેસે ત્યારે ચતુર્ભુજદાસ કુમ્ભનદાસની સાથે ભગવદ્ વાર્તા કરે અને પૂછે, અને વળી પદ ગાય જયારે લૌકિક માણુસ આવી જાય ત્યારે ચતુર્ભુજદાસ મુગ્ધ બાલક બની જાય.આટલું સામર્થ્ય શ્રીનાથજીએ ચતુર્ભુજદાસમાં મૂકયું. જો શ્રીનાથજી ઇચ્છા કરે તો ચતુર્ભુજદાસને પોતાની સાથે ખેલવા લઈ જાય, અને જે લીલાનાં દર્શન કરે તે લીલાનાં પદ ગાય. એ ચતુર્ભુજદાસ એ ભગવદ્ કૃપાપાત્ર હતા.

પ્રસંગ ૨ જો.

એક દિવસ શ્રીનાથજી ચતુર્ભુજદાસજીને સાથે લઇને એક વ્રજવાસીના ઘરમાં ચોરી કરવા પધાર્યા. તે વ્રજવાસીની પુત્રીએ

ચતુર્ભુજદાસને દીઠા; પરંતુ શ્રીનાથજીને નહિ દીઠા, તેથી ચતુર્ભુજદાસે શ્રીનાથજીને કહ્યું કે મહારાજ, મને માર તો ઠીક ખવડાવ્યો, ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે તારામાં સામર્થ્ય તો હતું, ત્યારે તું નાસી કેમ ન ગયો, એ ચતુર્ભુજદાસ શ્રીનાથજીની અંતરંગ લીલા જાણતા હતા, તો તેમની વાર્તા શું કરીએ?

प्रसंग ३ जो.

ચતુર્ભુજદાસને પ્રથમ લીલાનો અનુભવ જે દિવસથી થયો તે દિવસથી તે વ્યાપી વૈકુંઠ સંબંધી લીલા સર્વત્ર દેખવા લાગ્યા. આ સામર્થ્ય શ્રી ગોવર્ધનનાથજીએ કૃપા કરીને તેમનામાં મૂક્યું હતું, કુમ્ભનદાસજી પોઢવાના દર્શન કરતા હતા ત્યારે આ કીર્તન ગાવા લાગ્યા, "વ દેખો બરત ઝરૂખન દીપક હરિ પોઢે ઉંચી ચીત્ર સારી." આવી ટુંક જ્યારે કુમ્ભનદાસજી ગાઈ રહ્યા ત્યારે ચતુર્ભુજદાસજી બોલી ઉઠ્યા કે "સુંદર બદન નિહારણ બહુત યતન રાખે કર પ્યારી." આ સાંભળીને કુમ્ભનદાસજીએ નિશ્ચય કર્યો કે એને શ્રી ગુસાંઈજીની કૃપાથી સંપૂર્ણ અનુભવ થયો છે, એ મોટી કૃપા જાણીને ઘણા પ્રસન્ન થયા; એ દિવસથી ચતુર્ભુજદાસ કંઈ જાય અગર ન જાય વહેલા મોડા આવતા પણ કુમ્ભનદાસજી કંઈ પણ કહે નહિ, કારણ કે તે જાણે કે શ્રીનાથજીની સાથે ખેલવા ગયા હશે, એ ચતુર્ભુજદાસ એવા ભગવદ કૃપાપાત્ર ભગવદીય હતા.

प्रसंग ४ थो.

એક દિવસ ચતુર્ભુજદાસજીએ શ્રી ગોવર્ધનનાથજીના શૃંગારના દર્શન કર્યા તે દિવસે શ્રી ગુસાંઈજી આરસી દેખાડતા હતા,

ત્યારે ચતુર્ભુજદાસે આ પદ ગાયું. "સુભગ શૃંગાર નિરખ મોહનકો લે દર્પણ કર પિયહિ દિખાવે, આપન નેક નિહારિયે બલિજાઉ આજકી છબી કુછ કહેનત આવે." ૧ ત્યારપછી ગોવિંદ કુંડ ઉપર શ્રી ગુસાંઈજી પધાર્યા. ત્યારે એક વૈષ્ણવે પૂછ્યું કે, મહારાજ. ચતુર્ભુજદાસજીએ આજકી છબી કછુ બરનિન જાવે એવું ગાયું. તો આપ તો નિત્ય શૃંગાર કરો છો ને નિત્ય આરસી દેખાડો છો તો આજનાં પદનો અભિપ્રાય કંઈ સમજમાં આવતો નથી ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે ચતુર્ભુજદાસજીને પૂછો ત્યારે તે વૈષ્ણવે ચતુર્ભુજદાસજીને પૂછ્યું. ત્યારે ચતુર્ભુજદાસજીએ બીજું પદ ગાયું "સાઈરી આજ ઔર કાલ ઔર છિન છિન ઔર ઔર" આ પદ સાંભળીને તે વૈષ્ણવે શ્રી ગુસાંઈજીને પૂછ્યું કે ભગવદ્ લીલા તો નિત્ય છે અને સર્વત્ર છે ભગવદ્ લીલાનું વિલક્ષણપણું જે નિત્ય છે તે ક્ષણ ક્ષણમાં નવું લાગે છે. અને લીલાના જીવને અને લીલાના દર્શન કરવાવાલા જીવને ક્ષણક્ષણ નવું લાગે છે અને નવી નવી રુચી ઉત્પન્ન થાય છે. જેથી ગોપાલદાસજીએ ગાયું છે કે, ચોથા આખ્યાનની પાંચમી ટુંક "નિત્ય લીલા નિત્ય નુતન શ્રુતી ન પામે પાર." એવી ભગવદ્ લીલા છે, આ સાંભળીને તે વૈષ્ણવ બહુ પ્રસન્ન થયો. અને એ ચતુર્ભુજદાસજી એવા ભગવદીય હતા કે જેમને નિત્ય લીલાનો અનુભવ સર્વત્ર થઈ ગયો હતો.

प्रसंग ५ मो.

એક દિવસ શ્રી ગુસાંઈજી શ્રી ગોકુલમાં બીરાજતા હતા અને શ્રી ગિરિધરજી આદિ બીજા બાળકો બધા શ્રીજીદ્વારમાં

બીરાજતા હતા ત્યાં રાસધારી આવ્યા, એટલે શ્રી ગોકુલ-નાથજીએ શ્રી ગિરિધરજીને પૂછીને પરાસોલીમાં રાસ કરાવ્યો આ રાસમાં ગાન ખૂબ થયું. ત્યારે શ્રી ગોકુલનાથજીએ ચતુર્ભુ-જદાસને કહ્યું કે તમો પણ કંઇ ગાઓ એટલે ચતુર્ભુજદાસે કહ્યું કે મારું સાંભળનાર શ્રીનાથજી પધાર્યા નથી તો હું કેમ ગાઉં ? એટલે શ્રી ગોકુલનાથજીએ કહ્યું કે શ્રીનાથજી હમણાં પધારશે. શ્રી ગોકુલનાથજીની આ વાર્તા સાચી કરવાને વાસ્તે શ્રીનાથજી પોતે જાગ્યા અને શ્રી ગિરિધરજીને જગાડીને પોતે પરાસોલી પધાર્યા. અને શ્રી ગિરિધરજી પણ પધાર્યા. આ દર્શન કરીને ચતુર્ભુજદાસે ગાવા માંડયું તેથી સુર ઘણું આવ્યું ને રાત વધી. ચતુર્ભુજદાસે આ પદ ગાયું. 'આ અદભુત નટ ખેલ ધરે યમુનાતટ શ્યામ સુંદરગુણનિધાન ગિરિવરધરનરાસરંગ રાચે." બીજું પદ "પ્યારી ગ્રાવા ભુજ મેલી નૃત્ય પ્રિયા સુજાંન." આવાં આવાં ચતુર્ભુજદાસે ઘણાં પદ ગાયાં. અને પરમાનંદ થયો. શ્રી ગિરિધરજીએ શ્રીનાથજીને રાત્રે જાગેલા જાણીને સવારે જગાડયા નહિ એટલામાં શ્રી ગોકુલથી શ્રી ગુસાંઇજી પધાર્યા અને પૂછ્યું કે શો સમય છે ? ત્યારે શ્રી ગિરિધરજીએ કહ્યું કે હજુ જાગ્યા નથી કારણ કે રાત્રે રાસમાં જાગ્યા હતા એટલે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે શ્રીનાથજી તો હમેશ રાસ કરે છે, અને હંમેશ જાગે છે. જેથી શંખનાદ કરાવો. એટલે શંખનાદ કરીને શ્રીનાથજીને જગાડયા. વળી શ્રી ગુસાંઇજીએ શ્રી ગોકુલનાથજીને આજ્ઞા કરી કે આગ્રહ કરીને શ્રીનાથજી-

ને પધરાવવા નહિ, એ તો સદા સ્વેચ્છાથી રાસ કરે છે માટે વિનતિ કરીને પધરાવવા નહિ. એ ચતુર્ભુજદાસ એવા કૃપાપાત્ર હતા કે શ્રીનાથજી સિવાય બીજે ઠેકાણે ગાન કરતા નહિ.

प्रसंग ६ ठो.

એક દિવસ શ્રી ગુસાંઇજીએ ચતુર્ભુજદાસજીને આજ્ઞા કરી કે અપ્સરા કુંડપર જઇને રામદાસ ભીતરીયાને બોલાવો અને તમે ફુલ લઈ આવો. ચતુર્ભુજદાસજી ફુલ વીણીને આવતા હતા એટલામાં શ્રીનાથજી શ્રી સ્વામીનીજી સહિત ગોવર્ધન પર્વતની કંદરામાંથી બહાર પધાર્યા. સ્વામીનીજીના મનમાં એમ હતું કે આ લીલા કોઈ જાણે નહિ તો ઠીક એવામાં ચતુર્ભુજદાસે દર્શન કરીને આ પદ ગાયું. "ગોવર્ધન ગીરી સદાન કંદરારેત નિવાસ કિયો પ્રિય પ્યારી," બીજું પદ આ ગાયું "રજની રાજકીયોનિ કુંજનગર કીશની," આ પદ સાંભળીને શ્રીસ્વામિનીજી પ્રસન્ન થયાં વળી ચતુર્ભુજદાસજી ફુલ લઇને શ્રીગુસાંઇજી પાસે ગયા. ચતુર્ભુજદાસજી એવા કૃપાપાત્ર હતા કે શ્રીનાથજીના તથા શ્રીસ્વામિનીજીનાં મનની જાણવાવાળા થયા.

प्रसंग ७ मो.

ચતુર્ભુજદાસજીની વહુ શ્રીનાથજીના ચરણારવિંદમાં પહોંચી ગઈ, એટલે ચતુર્ભુજદાસને સુતક આવ્યું. સુતકમાં ચતુર્ભુજદાસ વનમાં બેસીને નિત્ય કીર્તન કરતા હતા. ત્યારે શ્રીનાથજી તેમની ચાર બાજુ ખેલતા હતા. શ્રીનાથજીએ આજ્ઞા કરી કે ચતુર્ભુજદાસજી તમે બીજો વિવાહ કરો ત્યારે

ચતુર્ભુજદાસે કહ્યું કે નાતમાં કન્યા મળતી નથી, ત્યારે શ્રી નાથજીએ આજ્ઞા કરી કે પુનર્લગ્ન કરો. આથી ચતુર્ભુજદાસે પુનર્લગ્ન કર્યું, એટલે શ્રીનાથજી ચતુર્ભુજદાસની રોજ મશ્કરી કરવા લાગ્યા. એ ચતુર્ભુજદાસજી એવા અંતરંગ ભગવદીય હતા.

પ્રસંગ ૮ મો.

એક દિવસ શ્રી ગુસાંઈજી પરદેશ પધાર્યા હતા, ત્યારે શ્રી ગિરિધરજીના મનમાં એવી ઇચ્છા થઈ કે, શ્રીનાથજી આપણે ઘેર પધારે તો સારું. આથી ફાગણ વદ ૬ ને રોજ સાંજરે શયન પછી શ્રીનાથજીને મથુરાં પધરાવ્યા અને વદ ૭ ના દિવસે મોટો ઉત્સવ માન્યો જે કાંઈ ઘરમાં હતું તે બધું એ અર્પણ કર્યું બેટીજી બાળક હતા, તેથી એક વિંટી તેમણે રાખી હતી તે વિંટી પણ શ્રીનાથજીએ માગી લીધી એનું કારણ એ કે શ્રી ગિરિધરજીએ સર્વસ્વ અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞા સાચી પાડવાને વાસ્તે શ્રીનાથજીએ વિંટી માગી લીધી અને ચતુર્ભુજદાસજી ગિરિરાજ ઉપર બેસીને વિરહના તથા હિલંગના પદ ગાયા કરતા હતા અને શ્રીનાથજી નિત્ય સંધ્યા-સમય ગાયોની સાથે પધારતી વેળા તેમને દર્શન દેતા હતા, વૈશાખ સુદ ૧૩ ના દિવસે સંધ્યાસમયે ચતુર્ભુજદાસે આ પદ ગાયું શ્રી ગોવર્ધનવાસી સાંવરે લાલ તુમ બિના રહ્યો ન જાય હો આ પદની છેલ્લી ટુંક શ્રી ગોવર્ધન શ્રીનાથજીએ પધારતાં પધારતાં સાંભળી એટલે કરુણા વ્યાકુલ થઈ ગયા અને મન-માં વિચાર કર્યો કે કાલે તો જરૂર અહીં પધારીશ ભક્ત દુઃસહ

દુઃખ દેખીને શ્રીનાથજીથી રહ્યું ન ગયું ? જેથી એથી એક પહોર રાત રહી ત્યારે ત્યારે વૈશાખ સુદ ૧૪ ના દિવસે શ્રીનાથજીએ શ્રી ગિરિધરજીને આજ્ઞા કરી કે આજ રાજભોગ ગોવર્ધન પર્વત ઉપર આરોગીશ. જેથી શ્રી ગિરિધરજીએ મંગલા કરીને શ્રીનાથજીને પધરાવ્યા પહેલાં માણસ મોકલીને મંદીર ખાસા કરાવ્યું તેથી શ્રીનાથજીને પધારતા વાર થઈ તેથી તે દિવસે રાજભોગ તથા સેનભોગ એક સમયે આરોગ્યા એથી તે દિવસથી આજ સુધી નૃસિંહ ચતુર્દશીના દિવસે શ્રીનાથજી બે વાર રાજ-ભોગ આરોગે છે, એક તો હંમેશની વખતે અને સેનભોગની સાથે એ ચતુર્ભુજદાસજી શ્રીનાથજીના એવા કૃપાપાત્ર ભગ-વદીય હતા કે જેના વગર શ્રીનાથજીથી રહી ન શકાયું.

પ્રસંગ ૧ મો.

એકવાર ચતુર્ભુજદાસ શ્રી ગુસાંઇજીની સાથે શ્રી ગોકુલ ગયા, અને શ્રી નવનિત પ્રિયાજીનાં દર્શન કર્યા અને બાળલી-લાના તથા પારણાનાં કીર્તન કર્યા. દર્શન કરીને ગોપાલપુર આવ્યા ત્યારે કુમ્ભનદાસજીએ પૂછ્યું કે ક્યાં ગયા હતા; ત્યારે ચતુર્ભુજદાસે કહ્યું કે શ્રી ગોકુલ ગયા હતા. કુમ્ભનદાસે કહ્યું કે પ્રમાણમાં કેમ ગયા હતા. ત્યારે ચતુર્ભુજદાસે શ્રી ગુસાંઇ-જીને પૂછ્યું કે પ્રમાણ પ્રકર્ણની લીલામાં અને પ્રમેયપ્રક-ર્ણની લીલામાં કેટલો ભેદ છે ? ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે ભગવત્લીલા તો સર્વત્ર સમાન છે, પરંતુ કુમ્ભનદાસજીને કિશોર લીલામાં આશક્તિ છે તેથી એમ બોલે છે; ભગવદ્-લીલામાં ભેદ જાણવો નહિ. અને શ્રી ઠાકુરજી વિરુદ્ધ ધર્મ

આશ્રય છે, એક કાલાવચ્છિન્ન શ્રી પ્રભુ સર્વત્ર બધી લીલા કરે છે, આ સાંભળીને ચતુર્ભુજદાસ ઘણા પ્રસન્ન થયા. ચતુર્ભુજદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, જેનાથી શ્રી ગુસાંઇજી કંઈ પણ ગુપ્ત રાખતા નહિ હતા.

प्रसंग १० मो.

ચતુર્ભુજદાસજીને રાઘોદાસ કરીને પુત્ર હતા, તેને ભગવત્લીલાનો અનુભવ થયો ત્યારે આ ધમાર ગાઈ. 'એ ચલજા એ જાહાં હરિક્રિડત ગોપીન સંગા.' આ ધમારની જ્યારે દશ ટુંક થઈ ત્યારે રાઘોદાસની દેહ છુટી ગઈ. અને ભગવત્લીલામાં પ્રવેશ કર્યો. રાઘોદાસની પુત્રીએ દોઢ ટુંક ગાઈને ધમાર પુરી કરી એ ચતુર્ભુજદાસજી તેમના પુત્ર અને પૌત્રી બધા કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી તેમની વાર્તા કેટલી લખીએ. સંપૂર્ણ.

(નંદદાસજીની વાર્તા.) प्रसंग १ लो. (વાર્તા ૫ મી.)

નંદદાસજી તુલસીદાસના નાનાભાઈ થાય, એમને નાચ તમાસા જેવાનો અને ગાયન સાંભળવાનો શોખ ઘણો હતો, એ દેશમાંથી એક સંઘ દ્વારકા જતો હતો, ત્યારે નંદદાસજીએ વિચાર કર્યો કે હું પણ શ્રી રણછોડજીના દર્શન કરવા જઉં તો ઠીક, આ વાત તેમણે તુલસીદાસજીને પૂછી, પરંતુ તુલસીદાસ તો શ્રી રામચંદ્રજીનાં અનન્ય ભક્ત હતા તેથી દ્વારકા જવાની ના કહી, પરંતુ નંદદાસે માન્યું નહિ અને એ સંઘની સાથે મથુરા સુધી આવ્યા. પરંતુ એ સંઘને મથુરાજીમાં લાંબી મુદત રોકાણ થવાથી સંઘને છોડીને પોતે એકલા દ્વારકા જવા નીકળ્યા; પરંતુ દ્વારકાનો રસ્તો ભૂલી ગયા ને કુરુક્ષેત્ર ભણી સી-

નંદ ગામમાં જઈ પહોંચ્યા; ત્યાં એક સાહુકાર ક્ષત્રી રહેતા હતો, નંદદાસજી તેને ઘેર ભિક્ષા લેવાને ગયા, તેની સ્ત્રીનું સુંદર રૂપ જોઈને મોહપાસમાં લપટાયા, તેથી આખો દિવસ જઈને દરવાજા આગળ બેસી રહેતા, જ્યારે તે સ્ત્રીનું મુખ જોતા ત્યારે ત્યાંથી ઊઠીને મુકામ પર આવતા આમ કરતાં કરતાં ઘણાં દિવસ વીતી ગયા; ત્યારે એ ક્ષત્રાણીની તેની જાતીમાં ઘણી ચર્ચા ચાલી. ને ક્ષત્રાણીના સાસરે તથા તેના પતિએ વિચાર કર્યો કે, આ ગામમાં આપણે રહેવું નહિ. તેથી ઘરનાં સઘળાં મનુષ્ય શ્રી ગોકુલ ગયા કારણ કે તે બધા વૈષ્ણવ હતા. આ ખબર નંદદાસજીને મળી કે તરત તે પણ તેમની પાછળ ગયા. રસ્તામાં દુર દુર ચાલે અને તેમનાથી દુર મુકામ કરે, આમ કરતાં કેટલેક દિવસે વ્રજમાં પહોંચ્યા. જ્યારે શ્રી યમુનાજી ઉતરવાનો વખત થયો એટલે તે ક્ષત્રીએ નાવ હાંકનારને કંઈ આપ્યું અને કહ્યું કે પેલા બ્રાહ્મણને ઉતારીશ નહિ, એ અમને દુઃખ દે છે. જ્યારે બધા ઉતરીને શ્રી ગોકુલ આવ્યાં. અને શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે પેલા બ્રાહ્મણને પાર કેમ બેસાડી મુકયો છે. એટલે એ ક્ષત્રીના મનમાં એમ આવ્યું કે કોઈએ એ વાત શ્રી ગુંસાઈજીને કહી દીધી છે અથવા શ્રી ગુસાંઈજી જાણી ગયા છે તેથી તે ક્ષત્રી પસ્તાવા લાગ્યો, શ્રી ગુસાંઈજીએ એક મનુષ્ય મોકલીને એ બ્રાહ્મણને પારથી બોલાવી લીધો એટલે નંદદાસજીએ આવીને શ્રી ગુંસાઈજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત્ કોટી કંદર્પ

લાવણ્ય પુરુષોત્તમનાં દર્શન થયાં. નંદદાસજીએ સાષ્ટાંગ દંડવત કર્યાં અને જે સ્વરૂપનાં દર્શન નંદદાસજીને તે ક્ષત્રાણીની આંખમાં થતાં હતાં તે સ્વરૂપનાં દર્શન શ્રી ગુસાંઇજીનાં થયાં, એટલે નંદદાસજીનું મન ત્યાંથી છુટીને શ્રી ગુસાંઇજીનાં ચરણારવિંદમાં લાગ્યું. નંદદાસજી હાથ જોડીને ઊભા રહ્યા એટલે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે નંદદાસજી સ્નાન કરી આવો એટલે સ્નાન કરી આવ્યા. શ્રી ગુસાંઇજીએ શ્રી નવનીતપ્રિયાજીની સન્નિધાન નામ નિવેદન કરાવ્યું. પછી નંદદાસજીએ શ્રી નવનીતપ્રિયાજીના દર્શન આશ્ચર્યપુર્વક કર્યા, પછી શ્રી ગુસાઇજીએ ભોજન કરી બધા વૈષ્ણવોને પાતર ધરાવી નંદદાસજી મહાપ્રસાદ લેવા બેઠા. મહાપ્રસાદ લેતાં જ નંદદાસજીને દેહાનુસંધાન ન રહ્યું. પાતાળપર બેસી રહ્યા. મને ભગવદ લીલામાં મગ્ન થઈ ગયું. અનેક લીલાનો અનુભવ થવા લાગ્યો ભર્યા ઘરમાં ચોરની પેઠે મોહ પામ્યા. આમ કરતાં કરતાં સવાર થતાં દેહનું ભાન રહ્યું નહિ, શ્રી ગુસાંઇજીએ પધારીને નંદદાસજીને કહ્યું, કે ઉઠો દર્શન કરો, એટલે નંદદાસજી ઊઠી ઊભા થયા. અને ગુસાંઇજીનાં દર્શન કરીને આ પદ ગાયું "પ્રાત સમર શ્રી વલ્લભ સુતકો ઉઠતહી રસના લીજીએ નામ" વિગેરે પદ ગાઇને શ્રી નવનીત પ્રિયાજીનાં દર્શન કર્યાં દર્શન કરતાંમાંજ ભગવદ્‌લીલાની સ્ફુર્તી થઈ એટલે પારણાનું પદ ગાયું. "બાલ ગોપાલ લાલનકી મોદ ભરી યશુમતિ હુલરાવી;" ઈત્યાદી ભગવદલીલા સંબંધી ઘણાં પદ નવાં કરીને ગાયાં. એ નંદદાસજી

ઉપર શ્રી ગુસાંઇજીએ એવી કૃપા કરી કે બધે ઠેકાણે તેનું મન લગાડી દીધું. એ ક્ષત્રીની વહુ દિવસમાં પાંચ સાત વખત નંદદાસજી પાસેથી નીકળતી અને તેમની સામું જોતી, પરંતુ નંદદાસજી તેના સામી નજર પણ કરતા નહિ. શ્રી ગુસાંઇજીની કૃપાથી એના મનનો એવો નિરોધ થયો. તેથી તેના ભાગ્યનું વર્ણન શું કરીએ ?

પ્રસંગ ૨જો.

શ્રી ગુસાંઇજી શ્રીજીદ્વાર પધાર્યા ત્યારે નંદદાસજીને સાથે લીધાં નંદદાસજીએ શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત્ કોટી કંદર્પ લાવણ્ય પૂર્ણ પુરુષોતમનાં દર્શન થયાં આવા દર્શન કરીને નંદદાસજી બહુ પ્રસન્ન થયા, અને નંદદાસજીને કિશોર લીલાની સ્ફુર્તી થઈ ઉત્થાપનનો સમય થયો ત્યારે શ્રી ગુસાંઇજીની આજ્ઞા લઇને આ પદ ગાયું. "સોહત સુરંગ દુરંગી પાંગ કુરંગ લલના કેસે લોચન લોને." આ પદ ગાઇને નંદદાસજી પોતાના મનમાં પોતાનું મોટું ભાગ્ય માનવા લાગ્યા, પછી સંધ્યા આરતીના વખતે આ પદ ગાયું. "બનતે સખન સંગ ગાયનકે પાછે પાછે આવત મોહનલાલ કન્હાઈ. ૧ બનતે આવત ગાવત ગોરી. ૨ દેખ સખી હરિકો વદન સરોજ. ૩ ઘુરનંદ, મહરકે મિસહિમિસ આવત ગોકુલકી નારી." ૪ આ પ્રમાણે નંદદાસજીએ ઘણાં પદ ગાયાં. નંદદાસજી કોઈ દિવસ ગિરિરાજજીમાં રહેતા અને કોઈ દિવસ શ્રી ગોકુળમાં પણ આવતા. જેમ માણસને ઉલટી દેખીને ખોટું લાગે તેમ નંદદાસજીને સંસાર ફીકો લાગતો હતો. તેથી તે બીજે ઠેકાણે

જતાં નહોતા. પરંતુ શ્રી મહાપ્રભુજી, શ્રી ગુસાંઈજી, શ્રી ગિરિરાજજી તથા શ્રી યમુનાજી તથા શ્રી વ્રજભૂમિના સ્વરૂપનો વિચાર કર્યા કરતા હતા. પ્રભુના બીજા અવતાર પર્યંત તેમનું મન લાગતું નહોતું જેથી શ્રી સ્વામીનીજીના સ્વરૂપ વર્ણનમાં કહ્યું છે કે "ચલીએ કુંવર કાન સખી ભેખ કીજે; આ પદમાં કહ્યું છે કે 'શિવ મોહે જીનવે મોહની જે કોઈ, પ્યારી કે પાયન આજ આનંપરે સોઈ;" આવી જેમની ઊંચી દૃષ્ટિ હતી.

### प्रसंग ३ जो.

નંદદાસજી વ્રજ છોડીને કોઈ ઠેકાણે જતા નહોતા. નંદદાસજીના મોટાભાઈ કાશીમાં રહેતા હતા, તેમણે સાંભળ્યું કે નંદદાસજી શ્રી ગુસાંઈજીના સેવક થયા છે; જેથી તુલસીદાસજીના મનમાં એમ આવ્યું કે નંદદાસજીએ પતિવ્રતા ધર્મ છોડી દીધો. આપણે તો શ્રીરામચંદ્રજી પતિ છે. તુલસીદાસજીએ આવો વિચાર કરીને પત્ર લખ્યો કે તમે પતિવ્રતા ધર્મ છોડીને કૃષ્ણ ઉપાસના કેમ કરી. આ પત્ર જ્યારે નંદદાસજીને પહોંચ્યો ત્યારે તેમણે વાંચીને ઉત્તર લખ્યો કે શ્રી રામચંદ્રજીને તો એક પત્નીવ્રત છે તો બીજી પત્નીને કેવી રીતે સંભાળી શકશે. જ્યારે પોતે એક પત્નીને પણ બરોબર સંભાળી ન શક્યા કે રાવણ હરીને લઈ ગયો; અને શ્રીકૃષ્ણ તો અનંત અબળાના સ્વામી છે કે જેની પત્ની થયા પછી કોઈ પ્રકારનો ભય રહેતો નથી. એક કાલાવચ્છિન્ન અનંત અબળાને સુખ દે છે, જેથી કરીને મેં શ્રી કૃષ્ણ પતિ કર્યા છે, એ જાણજો

આવો પત્ર નંદદાસજીનો લખેલો જ્યારે તુલસીદાસજીને મળ્યો ત્યારે તુલસીદાસજીએ વાંચીને વિચાર કર્યો કે નંદદાસજીનું મન તો ત્યાં લાગી ગયું છે. તેથી તે આવશે નહિ. મારાથી પણ તેમનો ટેક વધારે છે. હું તો અયોધ્યા છોડીને કાશીમાં રહ્યો છું, પરંતુ નંદદાસજી તો વૃજ છોડીને કયાંઈ પણ જતાં નથી, એમનો ટેક મારા ટેક કરતાં પણ વધારે છે. એ નંદ-દાસજી એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

प्रसंग ४ थो.

એક દિવસ નંદદાસજીના મનમાં એમ આવ્યું કે તુલસી-દાસજીએ જ્યારે રામાયણ ભાષામાં લખી છે ત્યારે હું શ્રીમદ્ ભાગવત ભાષામાં લખું. આ વાર્ત જ્યારે બ્રાહ્મણ લોકોએ સાંભળી ત્યારે બધા મળીને શ્રી ગુસાંઈજી પાસે ગયા, અને વિનંતી કરી કે જો શ્રીમદ્ ભાગવત ભાષામાં થશે તો અમારી આજીવિકા જતી રહેશે. તેથી શ્રી ગુસાંઈજીએ નંદદાસજીને આજ્ઞા કરી કે તમે શ્રીમદ્ ભાગવત ભાષામાં ન કરો, અને બ્રાહ્મણના કલેશમાં ન પડો. બ્રહ્મકલેશ સારો નહિ, કીર્તન કરીને વૃજ લીલા ગાઓ, નંદદાસજીએ શ્રી ગુસાંઇજીની આજ્ઞા માનીને શ્રીમદ્ ભાગવત ભાપામાં ન કર્યું. આ શ્રી ગુસાંઈજીની આજ્ઞાનો તેમને વિશ્વાસ હતો, એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

प्रसंग ५ मो.

નંદદાસજીના મોટાભાઈ તુલસીદાસજી કાશીમાં નંદ-દાસજીને મળવાને વૃજમાં આવ્યા, મથુરામાં આવીને શ્રી યમુનાજીનાં દર્શન કર્યાં પછી ખબર કાઢીને શ્રી ગિરિરાજજી

ગયા અને ત્યાં નંદદાસજીને મળ્યા. તુલસીદાસજીએ નંદદાસજીને કહ્યું કે તમે મારી સાથે ચાલો. જો ગામમાં રહેવા ઇચ્છા હોય તો અયોધ્યામાં રહો. પુરીમાં રહેવા ઇચ્છા હોય તો કાશીમાં રહો. પર્વતમાં રહેવા ઇચ્છા હોય તો ચિત્રકુટમાં રહો, ને વનમાં રહેવા હોય તો દંડકારણ્યમાં રહો; આવા મોટા મોટા ધામ શ્રીરામચંદ્રજીએ પવિત્ર કર્યાં છે. ત્યારે નંદદાસજીએ ઉત્તરમાં આ પદ ગાયું. "જો ગિરિ રુચે તો વસો શ્રી ગોવર્ધન. ગામ રુચે તો, વસો નંદ ગામ, નગર રુચે તો વસો શ્રી મધુપુરી, શોભા સાગર અતિ અભિરામ. ૧ સરિતા રુચે તો વસો શ્રી યમુના તટ સકલ મનોરથ પુરણ કામ, નંદદાસ કાનન રુચે તો વસો ભૂમિ શ્રી વૃંદ્રાવન ધામ. ૨ આ પદ સાંભળીને તુલસીદાસજી બોલ્યા કે એવું કોનું પાપ છે કે, શ્રી રામચંદ્રજીના નામથી કોઈ ન જાય. માટે તમે શ્રી રામચંદ્રજીને ભજો. ત્યારે નંદદાસ-જીએ એક કીર્તનમાં ઉત્તર દીધો કે. પદ કૃષ્ણનામ જબતેં મેં શ્રવણ સુન્યોરી આલી ભૂલીરી ભવન હોં તો બાવરી, ભઈરી, ભરભર આવે નયના ચિત્ત હું ન પરે ચૈના મુખ હું ન આવે બૈના તનકી દશા કછુ ઔર રહીરી ૧ જે તેકનેમ ધર્મ વ્રત-કીનેરીમેં બહુ વિધ અંગોઅંગ ભઈ મેં તો શ્રવણ મઈરી, નંદદાસ પ્રભુ જાકે શ્રવણ સુને યહ ગતિ માધુરી મુરત કે ધોં કૈસી દઈરી. ૨. આ પદ સાંભળીને તુલસીદાસ ચૂપ રહ્યા. જ્યારે નંદદાસજી શ્રીનાથજીનાં દર્શન કરવા ગયા, ત્યારે તુલસીદાસજી પણ તેમની પાછળ પાછળ ગયા. શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં, પરંતુ

માથું નમાવ્યું નહિ. નંદદાસજી જાણી ગયા કે એ શ્રીરા-મચંદ્રજી સિવાય બીજા કોઈને નમશે નહિ, તેથી નંદદાસજીના મનમાં એ વિચાર આવ્યો કે અહીં અથવા શ્રી ગોકુલમાં એમને શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવું એટલે તે કૃષ્ણનો પ્ર-ભાવ જાણશે નંદદાસજીએ શ્રી ગોવર્ધનનાથજીને વિનંતી કરી કે—

દોહા—આજકી શોભા કહું, ભલે બિરાજે નાથ,
તુલસી મસ્તક તબ નમે, ધનુષ બાણ લીઓ હાથ.

આ નંદદાસજીનો દોહો શ્રવણ કરીને શ્રીનાથજીએ વિચાર્યું કે શ્રીગુસાંઈજીનો સેવક કહે તે મારે માન્ય કરવું જોઇએ. એથી શ્રીગોવર્ધનનાથજીએ શ્રી રામચંદ્રજીનું રૂપ ધરીને તુલસીદાસ-જીને દર્શન દીધાં. એટલે તુલસીદાસજી શ્રી ગોવર્ધનનાથજીને સાષ્ટાંગ દંડવત કર્યાં. તુલસીદાસજી દર્શન કરીને બહાર આવ્યા એટલે નંદદાસજી શ્રીગોકુલ ગયા, અને તુલસીદાસજી પણ સાથે ગયા અને જઈને નંદદાસજીએ તો શ્રીગુસાંઈજીનાં દર્શન કરીને સાષ્ટાંગ દંડવત કર્યાં પરંતુ તુલસીદાસજીએ દંડવત કર્યાં નહિ. તુલસીદાસજીએ નંદદાસજીને કહ્યું કે જે દર્શન તમે મને ત્યાં કરા-વ્યાં તેવાં દર્શન પાછા અહીં કરાવો એટલે નંદદાસજીએ શ્રી ગુસાંઈજીને વિનંતિ કરી કે આ મારા ભાઈ તુલસીદાસજી છે, જે શ્રીરામચંદ્રજી સિવાય બીજાને નમતા નથી, ત્યારે શ્રી ગુ-સાંઈજીએ કહ્યું કે તુલસીદાસજી બેસો, શ્રી ગુસાંઈજીના પાં-ચમા પુત્ર શ્રીરઘુનાથજી ત્યાં બીરાજતા હતા અને તેજ દિવસ

તેમનો વિવાહ થયો હતો, શ્રીરઘુનાથજીએ શ્રીગુસાંઈજીએ કહ્યું કે આ તમારો સેવક આવ્યો છે તેને તમે દર્શન દો, એટલે શ્રી રઘુનાથજીએ તથા જાનકી વહુજીએ શ્રીરામચંદ્રજીનું તથા જાનકીનું સ્વરૂપ ધરીને દર્શન દીધાં. સાક્ષાત દર્શન થયા એટલે તુલસીદાસજીએ સાષ્ટાંગ દંડવત કર્યા, જેપરથી શ્રી દ્વારકેશજીએ મૂળરૂપમાં ગાયું છે કે, "હેતુ નિજ અભિમાન પ્રકટે, તાત આજ્ઞા માનકે" અને તુલસીદાસજી દર્શન કરીને બહુ પ્રસન્ન થયા, અને આ પદ ગાયું 'વરણોં આવધિ ગોકુલ ગામ' આ પદ ગાઇને તુલસીદાસજી વિદાય થઈને પોતાને ઘેર ગયા. એ નંદદાસજી શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા જેમના કહેવાથી શ્રીગોવર્ધનનાથજીએ અને શ્રી રઘુનાથજીએ શ્રી રામચંદ્રજીનું સ્વરૂપ ધરીને દર્શન દીધાં, જેથી તેમની વાર્તા કેટલીક લખીએ.

(નાગજીભાઈ સાહોદરા નાગરની વાર્તા), પ્રસંગ ૧ લો. વાર્તા ૫ મી.

આ નાગજીભાઈ જ્યારે શ્રી મહાપ્રભુજીના સેવક થયા ત્યારે શ્રીમહાપ્રભુજીએ વિચાર કર્યો કે નાગજીભાઈ દ્વારા સૃષ્ટી ઘણી અંગીકાર થશે. અને નાગજીભાઈના સંગથી દૈવી જીવ પ્રભુના સન્મુખ થશે. અને નાગજીભાઈ પુષ્ટીમાર્ગના સિદ્ધાંતને લાયક છે. વળી તેમનો વંશ પણ ઘણા વર્ષ ચાલશે જેથી તે લાલજીને શરણ જાય તો ઘણું સારું, તેથી શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે તમે લરિકાના સેવક થાઓ તેથી નાગજીભાઈ શ્રી ગુસાંઈજીના સેવક થયા, એ નાગજીભાઇ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

પ્રસંગ ૨ જો.

નાગજીભાઇ ગોધરા ગામના દેશાઈ હતા. કોઈ કારણથી સરકારથી તેમની આજીવિકા બંધ થઇ તેથી તે નાગજીભાઇ સંકોચમાં આવી ગયા, એવામાં તેમની પુત્રીનો વિવાહ આવ્યો આ વાત ખંભાતના વૈષ્ણવે સાંભળી, સહજપાલ દોશી, માધવદાસ દલાલ, અને જીવા પારેખ, નાગજીભાઇના સ્નેહી હતા, તેમણે નાગજીભાઈની પુત્રીના વિવાહના ખબર સાંભળ્યા તેથી તેમણે હજાર રૂપૈયા ગોધરે નાગજીભાઇને મોકલ્યા. એ રૂપૈયા નાગજીભાઇને મળ્યા એટલે તેમણે વિચાર કર્યો કે આ દ્રવ્ય તો વૈષ્ણવનું છે, અને તે વૈષ્ણવે મને વૈષ્ણવ હોવાથી મોકલ્યું છે, તેથી એ દ્રવ્ય લૌકીકેમાં ન ખરચાય તો ઠીક, આપદકાળ તો ચાર દિવસમાં મટી જશે, જેથી તે દ્રવ્યની સોના મોહોર લઇને એક લાકડીમાં ભરી અને તે લાકડી લઇને પોતે અડેલ જવા નિકળ્યા. રસ્તામાં એક ડોસી વૈષ્ણવ રહેતી હતી તેને શ્રી ઠાકુરજીએ સ્વપ્નામાં આજ્ઞા કરી કે કાલે નાગજી કાસદનો વેષ ધરીને આવશે તેમને તું મહાપ્રસાદ લેવરાવજે. બીજે દિવસ પરદેશીને ઉતારામાં તે ડોશી નાગજીભાઇને શોધવા ગઈ, ત્યાં તે ડોશીએ કહ્યું કે હું તમારી જ્ઞાતીની છું; શ્રી ગુસાંઇજીની સેવક છું માટે મારે ઘેર પ્રસાદ લેવા ચાલો.નાગજીભાઈ નાકહીને ત્યાંથી આગળ ચાલી નિકળ્યા. બે માઇલ ગયા એટલે શ્રીઠાકુરજીએ સ્વપ્નામાં આજ્ઞા કરી કે તમે તે ડોશીને ત્યાં પ્રસાદ કેમ નહિ લીધો.એ ડોશીને મેં સ્વપ્નામાં આજ્ઞાકરીહતી,નાગજીભાઇત્યાંથી

પાછા ફર્યા અને ડોશીને ઘેર પ્રસાદ લેવા ગયા અને પાછા આવીને ત્રણ દિવસ રહ્યા, અને તે ડોશીને કહ્યું કે તમને શ્રીઠાકુરજીએ આજ્ઞા કરી હતી એ તમે કેમ કહ્યું નહિ. એટલે તે ડોશીએ કહ્યું કે તમે તો શ્રી ઠાકોરના અંગ છો એ વાતમાં હું કંઇ સમજતી નથી; આ સાંભળીને અને ડોશીની નમ્રતા જોઇને નાગજીભાઈ બહુ પ્રસન્ન થયા. ત્યાંથી નાગજીભાઈ અડેલ ગામમાં આવ્યા, અને શ્રી ગુસાંઈજીના દર્શન કર્યાં. અને તે લાકડી ભંડારીને દીધી અને કહ્યું કે એ લાકડી વૈષ્ણવે આપી છે તે શ્રીગુસાંઈજીને આપજો. એમ કહીને શ્રીનાગજીભાઈ વ્રજમાં ગયા. પછી ભંડારીએ લાકડી શ્રીગુસાંઈજી આગળ ખોલી તો તેમાંથી દ્રવ્ય નિકળ્યું અને નાગજીભાઈ ત્રણ માસ શ્રીજીદ્વારમાં રહ્યા. પછી ગોધરામાં બધા પંચે મળીને હાકેમને કહીને નાગજીની આજીવિકા દેવી ચાલુ કરાવી અને ચડેલું દ્રવ્ય લઇને નાગજીભાઈની પુત્રીનો વિવાહ કરી દીધો, જ્યારે નાગજીભાઈ ગોધરામાં આવ્યા ત્યારે દસહજાર રૂપૈયા ખંભાત મોકલી દીધા. ખંભાતના વૈષ્ણવે વિચાર કર્યો કે આપણે તો આ દ્રવ્ય નાગજીભાઇને એમનું એમ આપી દીધું હતું તેથી હવે કેમ લઇએ. તેથી ખંભાતના વૈષ્ણવે તે દ્રવ્ય શ્રી ગુસાંઇજીને મોકલી દીધું. એ નાગજીભાઈ એવા ભગવદીય અનુભવી હતા શ્રીગુસાંઇજીના સ્વરૂપમાં એવા આસક્ત હતા કે વર્ષમાં બે વાર ગોધરાથી જરૂર દર્શન માટે આવતા.

प्रसंग ३ जो.

એક દિવસ નાગજીભાઇને ગોધરાના હાકેમે રાજનગરના બાદશાહ પાસેથી જાગીર વધારવાને માટે મોકલ્યા. અને બે હ-

જાર રૂપૈયા ખર્ચ કરવા આપ્યા. નાગજીભાઈ રાજનગર આવ્યા, ત્યાં દક્ષિણનું અતિસૂક્ષ્મ ચીર દીઠું. તે એક હજાર રૂપૈયામાં લઇને શ્રીગોકુલ ગયા. અને જઇને શ્રી ગુસાંઈજીને ભેટ કર્યું પાછા ફરીથી રાજનગર આવ્યા અને પાદશાહને મળીને પાંચગણી જાગીરનો પટ્ટો લખાવી લીધો. પછી ગોધરા જઇને હાકેમને ખબર કરી. હાકેમ આ વાર્તા સાંભળી ઘણો પ્રસન્ન થયો અને એક મહાલના પાંચ મહાલ થયા, તે દિવસથી આજ પર્યંત ગોધરા પંચમહાલ કહેવાય છે. એ નાગજીભાઇને સ્નેહપ્રભુ વિષે નિષ્કામ હતો, અને લૌકીકને તુચ્છ માનતા હતા; પરંતુ તેમનું લૌકીક કાર્ય પ્રભુ પોતાની મેળે સિદ્ધ કરતા હતા.

प्रसंग ४ थो.

એક સમયે શ્રી ગુસાંઈજી દ્વારકા પધાર્યા હતા. નાગજીભાઈ કેરીઓ લઇને રાજનગરથી દ્વારકા ગયા. અને શ્રી ગુસાંઇજીનાં દર્શન કરીને કેરીની વિનતી કરી. એટલે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે શ્રી રણછોડજીના મંદિરમાં પહોંચાડી દો. એટલે નાગજીભાઇએ તે કેરી ત્યાં મોકલી દીધી અને રાજનગર માણસ મોકલી બીજી કેરીઓ મંગાવી અને શ્રી ગુસાંઈજીને વિનંતિ કરી કે તમારા મકાનમાં શ્રીરણછોડજીને પધરાવીને આ કેરીનો અંગીકાર કરાવો. શ્રીગુસાંઇજીનો મુકામ રામ લક્ષ્મણજીના મંદિર આગળ હતો, ત્યાં શ્રીગુસાંઇજીએ રણછોડજીને પધરાવીને કેરીઓનો ભોગ ધરીને અને નાગજીભાઇને સાક્ષાત્ રણછોડજીનાં દર્શન થયાં, તે દિવસથી શ્રી ગુસાંઇજીની બેઠક તે સ્થળે થઈ. તે વખતે શ્રી ગુસાંઇજીના મનમાં એમ આવ્યું કે આવી કેરીઓ

શ્રી નાથજી આરોગે તો સારું. નાગજીભાઇએ શ્રી ગુસાંઈજીના મનની વાત જાણી તેથી તેઓ રાજનગર આવ્યા અને કેરીઓ લઇને શ્રી નાથજીને ત્યાં તથા શ્રી નવનીત પ્રિયાજીને ત્યાં પહોંચાડી આવ્યા. ત્યાંથી પાછા ફરીને પાછા રાજનગર આવ્યા અને બીજી કેરીઓ લઈને શ્રી ગુસાંઇજી ઘાઘાધુરઘટ ગામમાં મળ્યા. શ્રી ગુસાંઇજીને ત્યાંના બધા સમાચાર કહ્યા અને પત્ર આપ્યો એટલે શ્રીગુસાંઇજીએ મનમાં વિચાર્યું કે નાગજીભાઈ વિના મારા મનની વાત કોણ જાણે. તેમણે નાગજીભાઇને કહ્યું કે તમારો શો મનોરથ છે, નાગજીભાઈએ વિનતિ કરી કે મહારાજ શ્રીનાથજીને અહિં પધરાવીને આ કેરીઓ ભોગ ધરો અને મને દર્શન કરાવો તો મારું ચિત્ત પ્રસન્ન થાય. એ જ પ્રમાણે શ્રીગુસાંઇજીએ નાગજીભાઈને દર્શન કરાવ્યાં એ નાગજીભાઈ એવા કૃપાપાત્ર હતા. શ્રી ગુસાંઈજીએ તેમનામાં એટલું સામર્થ્ય મૂકયું કે તે ગમે તેટલો બોજો ઉંચકી શકે અને ગમે તેટલે દૂર ચાલી જાય અને દશ દિવસનો રસ્તો હોય તો એક દિવસમાં પહોંચી જાય; એ નાગજીભાઈ એવા કૃપાપાત્ર હતા.

प्रसग ५ मो.

એક વખત નાગજીભાઈ અડેલથી આવ્યા, તે રસ્તામાં શ્રીજીદ્વાર આવ્યા, ત્યાં રામદાસજીએ કહ્યું કે નાગજીભાઈ અહીં રહીને થોડા દિવસ સેવા કરો. ત્યારે નાગજીભાઈ ત્યાં સેવામાં રહ્યા. અને શ્રીગુસાંઇજીને એક શ્લોક લખી મોકલ્યો. श्लोक सरसिकुशेशयमप्यास्वादि तुभागच्छतोलिनोमार्गे ॥ यदिकनककमलपाने नामित्तोपः किमन्येनः ॥ १ ॥ જ્યારે અડેલ આ પત્ર શ્રી ગુસાંઇજીને

પહોંચ્યો ત્યારે શ્રી ગુસાંઇજીએ બે શ્લોક લખી મોકલ્યા. श्लोक नात्रकुशेशयमानसमर्थयसेंयत्प्रियोमधुपः तस्मिंस्तुष्टेतोषोदुस्थे दौस्थ्यंहिनिकपमस्नेहात् ॥१॥ यद्यलिरपिनिरुपधिभावः स्वभावतः समागच्छेत् ॥ निरुपधितोषोस्यापि प्रभवेदेवतिकिंवाप्यं ॥२॥ આ શ્લોક વાંચીને નાગજી ભાઈ ઘણા પ્રસન્ન થયા, અને અડેલ જઇને ફરીથી શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં.

प्रसंग ६ ठो.

એક વખત નાગજીભાઇએ ગોધરાથી પત્ર લખ્યો તેમાં લખ્યું કે શ્રીસુબોધિનીજી તથા નિબંધ તથા આણુભાષ્ય તથા શ્રી મહા પ્રભુજીના કરેલા બધા ગ્રન્થનો થોડામાં સમાવેશ થાય એવું લખી મોકલો. એટલે શ્રી ગુસાંઇજીએ બે શ્લોક લખી મોકલ્યો.

श्लोक—श्रीवल्लभाचार्यपथिप्रगाढं प्रेमवयास्त्यव्यंभिचारहेतुः ॥
तत्रोपयुक्तानवधोक्तभक्ति तत्रोपयोगोऽखिलसाधनानम् ॥१॥
यःकुर्यात्सुंदराक्षीणां भवनेभास्यनर्तने ॥
तासांभावनयानित्यं सहिसर्वफलानुभाक् ॥२॥

આ શ્લોક વાંચીને નાગજીભાઇને બધો સિદ્ધાંત સ્ફૂર્ત થયો. એ નાગજીભાઈ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(કૃષ્ણભટ્ટની વાર્તા.) प्रसंग १ लो (વાર્તા ૬ ઠ્ઠી).

શ્રી મહાપ્રભુજીના સેવક પદ્મરાવળ સાચોરા બ્રાહ્મણ હતાં તેમના પુત્ર કૃષ્ણભટ્ટજી શ્રી ગુસાંઇજીના સેવક થયા. શ્રી ગુસાંઇજીએ શ્રીમદ્ ભાગવદ સુબોધિની ટીકા સહિત કૃષ્ણભટ્ટજીને ભણાવ્યું અને પુષ્ઠીમાર્ગીય સિદ્ધાંત તેમનાં

હૃદયમાં આવ્યો, જેવી રીતે પદ્મરાવળને શ્રી મહાપ્રભુજીની કૃપાથી પુષ્ટીમાર્ગીય સિદ્ધાંત સ્ફુરિત થયો હતો. તેવી રીતે તેમના પુત્ર કૃષ્ણભટ્ટજીને પણ થયો. તે હંમેશ શ્રી સુબોધિની-જીની કથા કહેતા હતા. એકવાર કૃષ્ણભટ્ટજી વ્રજમાં ગયા અને તેમની સાથે કણબી વૈષ્ણવ પણ ગયો. શ્રી ગુસાંઇજીનાં તથા શ્રીનાથજીનાં દર્શન કર્યાં ત્યારે તે કણબી વૈષ્ણવે શ્રી ગુસાંઈ-જીને કહ્યું કે કૃષ્ણભટ્ટજી કથામાં એવું કહે છે કે શ્રી ગિરિરાજ ધાતુમય રત્ન રચિતતે ગોવિંદ કુંડદુધથી ભરેલો છે. એવાં દર્શન કેમ નથી થતાં, આ વાર્તા સાંભળીને શ્રી ગુસાંઇજીએ વિચાર કર્યો કે, મારા સેવક કૃષ્ણભટ્ટનું વચન ખોટું પડવું ન જોઈએ, એ વાર્તા તો સાચી થવી જોઇએ; માટે શ્રી ગુસાંઇજીએ તેને દિવ્ય નેત્ર આપ્યાં અને જેવા દર્શન કૃષ્ણભટ્ટજીએ કહ્યાં હતાં તેવાં દર્શન તેને શ્રી ગિરિરાજના તથા ગોવિંદ કુંડનાં કરાવ્યાં. એ કૃષ્ણભટ્ટજી એવા કૃપાપાત્ર હતા.

પ્રસંગ ૨ જો.

એકવાર કૃષ્ણભટ્ટજી શ્રીનાથજીના ભીતરીઆ ભેગા ન્હાય અને બધી સેવા કરવા લાગ્યા. પરંતુ ચરણ સ્પર્શ ન કર્યા. એક દિવસે શ્રીનાથજીએ આજ્ઞા કરી કે કૃષ્ણભટ્ટજી ચરણ સ્પર્શ કરો ત્યારે કૃષ્ણભટ્ટજીએ વિનંતી કરી કે જો લીલાનાં દર્શન ન થાય તો ચરણ સ્પર્શ કરૂં. એટલે શ્રીનાથજીએ આજ્ઞા કરી કે લીલાનાં દર્શન દેહાંતરમાં થશે. એટલે કૃષ્ણભટ્ટજી ઉદાસ થઈગયા. એટલે શ્રી ગોસાંઇજીએ પુછયું કે ઉદાસ કેમ છો? ત્યારે કૃષ્ણભટ્ટજી કહ્યું કે શ્રીનાથજીએ ચરણ સ્પર્શની આજ્ઞા કરી છે, પરંતુ લીલાનાંદર્શનની

ના કહે છે એટલે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે શ્રીનાથજી તો બાલક છે તમે ઉદાસ કેમ થાઓ છો. આટલું કહીને શ્રી ગુસાંઈજીએ કૃષ્ણભટ્ટજીના હાથ પકડીને ચરણ સ્પર્શ કરાવ્યા. અને શ્રીનાથજીની લીલાનાં દર્શન કરાવ્યાં. એટલે કૃષ્ણભટ્ટજી બહુ પ્રસન્ન થયા અને એ નિશ્ચય કર્યો કે શ્રીનાથજી તો શ્રીગુસાંઈજી વશ છે.

प्रसंग ३ जो.

એક દિવસે કૃષ્ણભટ્ટજીએ ઉજ્જનમાં વસંતપંચમીનો ઉત્સવ કર્યો તે દિવસે વસંતપંચમી નહોતી, શ્રીનાથજી ગિરિરાજ ઉપર ગુલાલભર્યા પધાર્યા. આ દર્શન રામદાસજી ભીતરીયાને થયાં. ત્યારે રામદાસજીએ શ્રીગુસાંઈજીને પૂછ્યું કે શ્રીનાથજીને કોણે ખેલાવ્યા. ત્યારે શ્રીગુસાંઈજીએ કહ્યું કે કૃષ્ણભટ્ટજીએ વસંતપંચમી જાણીને ખેલાવ્યા છે, ત્યારે રામદાસજીએ વિનંતી કરી કે કૃષ્ણભટ્ટજી તો ભૂલી ગયા, પરંતુ શ્રીનાથજી કેમ ખેલ્યા. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે શ્રીનાથજી તો ભક્તને વશ છે. ભક્ત જેવો મનોરથ કરે તેવો તેનો અંગીકાર કરે છે એ કૃષ્ણભટ્ટજી એવા કૃપાપાત્ર હતા.

प्रसंग ४ थो.

એક સમય કૃષ્ણભટ્ટજી શ્રી ગોકુળ આવ્યા. ત્યાં એકાંતમાં ચાચા હરિવંશજી સાથે ભગવદ્ વાર્તા કરવા લાગ્યા ત્યાં અદ્‌ભુત સુગંધ આવી ત્યારે કૃષ્ણભટ્ટજીએ કહ્યું કે આ સુગંધ ક્યાંથી આવી, ત્યારે ચાચાજીએ કહ્યું કે એ છેલ આવ્યો હશે. જે તમારા વગર રહી શકતો નથી એ કૃષ્ણભટ્ટજી એવા કૃપાપાત્ર હતા, કે જેમની પાછળ શ્રીનાથજી ફરતા હતા.

प्रसंग ५ मो.

એક સમય શ્રી ગુસાંઈજી ઉજ્જનમાં પધાર્યા, અને કૃષ્ણભટ્ટજીને ઘેર મુકામ કર્યો. ત્યાંના સઘળા બ્રાહ્મણોએ મળીને શ્રીગુસાંઈજી પાસે આવીને પૂછયું કે તમારા સેવક કૃષ્ણભટ્ટજી વેદોક્ત કર્મ કરતા નથી અને આઠે પહોર સેવા કરે છે. ત્યારે શ્રી ગુસાંઈજીએ ઉત્તર દીધો કે श्लोक–मत्कर्मकुर्वतांमसां कर्मलोपो भवेद्यपि ॥ तत्कर्मतेप्रकुर्वतित्रिशत्कोटयोमहर्षये ॥१॥ વળી કહ્યું કે સવારે જાણશો. આ સાંભળીને બ્રાહ્મણ બોલ્યા કે સવારે કેમ જણાશે, ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે જ્યાં રાત પડે ત્યાં દિવસનું સુઝે નહિં, તમારા હૃદયમાં જ્યારે અજવાળું પ્રકાશશે અને માયા રૂપી અંધારું મટી જશે ત્યારે તમે જાણશો. ગીતાજીમાં કહ્યું છે કે श्लोक–यानिशासर्वभुतानां तस्यांनागर्तिसंयमा॥ यस्यांजागर्तिभूतानिशानिशापश्यतोमुनेः ॥ १ ॥ જ્યારે આવું સાંભળ્યું ત્યારે તે બ્રાહ્મણનો સંદેહ મટી ગયો.

प्रसंग ६ ठो.

કૃષ્ણભટ્ટજી ઉજ્જનમાં રહેતા હતા, ગુજરાત તથા દક્ષિણના વૈષ્ણવ ઉજ્જન થઈને શ્રી ગોકુલ જતા હતા, તે બધા કૃષ્ણભટ્ટજીને મળીને પ્રસન્ન થતા હતા અને કૃષ્ણભટ્ટજી પણ વૈષ્ણવ પર એવી પ્રીતિ રાખતા હતા કે જે વૈષ્ણવ તેમને ઘેર મુકામ કરતા હતા તેના પોટકામાં દુધઘરનો પ્રસાદ બાંધી દેતા હતા, તેનું કારણ એ હતું કે વૈષ્ણવને રસ્તામાં ભૂખ લાગે તો શ્રમ ન પડે. વૈષ્ણવ પર આવો સ્નેહ રાખતા હતા.

प्रसंग ७ मो.

એક વાર શ્રી ગુસાંઇજીએ શ્રી ગોકુલથી કાસદ મોકલીને કૃષ્ણભટ્ટજીને બોલાવ્યા તેથી કૃષ્ણભટ્ટજી ઉજ્જનથી ગયા. રસ્તામાં સ્વપ્નામાં રોજ તેમના સેવ્ય શ્રી ઠાકુરજી તેમને કહેતા કે તમારા વિના મને ચેન પડતું નથી. તેથી કૃષ્ણભટ્ટજી રોજ રસ્તામાંથી પત્ર લખીને માણસ સાથે ઘેર મોકલે કે હરકોઈ રીતે શ્રી ઠાકુરજી પ્રસન્ન થાય તેમ કરજો. પરંતુ શ્રી ગુસાંઇજીને મળ્યા વગર કૃષ્ણભટ્ટજી પાછા ન વળ્યા. કૃષ્ણભટ્ટજી ગોકુલ પહોંચ્યા અને શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં. ત્યારે ગુસાંઈજીએ કહ્યું કે તમે શ્રી ઠાકુરજીની આજ્ઞા કેમ ન માની. ત્યારે કૃષ્ણ-ભટ્ટજીએ વિનંતિ કરી કે મહારાજ શ્રી ઠાકુરજી તો તમારે વશ છે અને તમે શ્રી ઠાકુરજી અમને દેખાડયા છે તેથી તમારી આજ્ઞાનો અમારાથી કેમ લોપ થાય. આ વાર્તા સાંભળીને શ્રી ગુસાંઇજી ચુપ થઈ ગયાં. એ કૃષ્ણભટ્ટજીને શ્રી આજ્ઞાનો એવો વિશ્વાસ હતો.

प्रसंग ८ मो.

એક દિવસ ઉજ્જનના બધા વૈષ્ણવો મળીને કૃષ્ણભટ્ટજીને પૂછયું કે શ્રી ઠાકુરજી કેવી રીતે વશ થાય ? ત્યારે કૃષ્ણભટ્ટ-જીએ કહ્યું કે શ્રીસ્વામીનીજીની કૃપાથી શ્રી ઠાકુરજી વશ થાય છે અને એજ કારણથી શ્રી ગુસાંઇજીએ શ્રી સ્વામીનીજી સ્તોત્રમાં શ્રી ઠાકુરજીને પ્રસન્ન કરવાને દ્વાદશ પ્રકારની પ્રાર્થના કરી છે; વળી દ્વાદશ પ્રકારના દાસ્યભાવ વર્ણન કર્યાં છે. આ વાર્તા સાંભળીને વૈષ્ણવો બહુ પ્રસન્ન થયા. ગીત ગોવિંદમાં

શ્રી ઠાકુરજીએ કહ્યું છે કે—

"अधरसुधारसमुपनयभमिनि गीलयमृतमिवदासं ॥ त्वयिनिहितमनिशं विरहानलदग्धवपुषमविलासं ॥ વળી નંદદાસજીએ કહ્યું છે કે "શ્રી ભૃખભાન સુતા પદ અંબુજ જીનકે સદા જીહાય, યહ રસ મગ્ન રહત જે તિનપર નંદદાસ બલ જાય.

प्रसंग ९ मो

એક દિવસ નાગજીભટ્ટ ગોધરેથી ઉજ્જેન આવ્યા, ત્યારે કરશનભટ્ટજીને મળી મહાપ્રસાદ લઈ ભગવદ વારતા કરવા બેઠા. એકાંતમાં ભગવદ વાર્તા કરતા કરતા દેહાનુસંધાન ભૂલી ગયા, સાત દિવસ વિતિ ગયા ત્યારે દેહની શુદ્ધિ આવી. એમ કરતાં કરતાં નાગજીભાઈ ઘણા દિવસ ત્યાં રહ્યા. કોઈવાર ત્રણ દિવસ કોઈવાર સાત દિવસ દેહાનુસંધાન ભૂલી જતા હતા, એ કૃષ્ણભટ્ટજી તથા નાગજીભાઈ એવા કૃપા પાત્ર ભગવદીય હતા કે તેઓ ભગવદ રસમાં મગ્ન થઈ જતા હતા.

प्रसंग १० मो.

એકવાર કૃષ્ણભટ્ટ ગોકુળ ગયા. તે રસ્તામાં તેમનો દેહ છુટી ગયો ત્યારે તેમના પુત્ર ગોકુળભટ્ટના મનમાં ચિંતા થઈ કે તે શ્રીગોકુળ ન પહોંચ્યા તેમ ઘેર પણ ન રહ્યા, અને તેમનો અગ્નિ સંસ્કાર કરીને ઉજ્જન પાછા આવ્યા જે દિવસે કૃષ્ણભટ્ટનો દેહ છુટયો તે દિવસે શ્રી ગુસાંઇજી શ્રીનાથજીનો શૃંગાર કરીને ચોકમાં બીરાજતા હતા. ત્યારે કૃષ્ણભટ્ટજીને દેખ્યા, ત્યારે કૃષ્ણભટ્ટજીએ સાષ્ટાંગ દંડવત કર્યાં, ત્યારે શ્રીગુસાંઇજીએ પૂછયું કે તમે કયારે આવ્યા ત્યારે કૃષ્ણભટ્ટજીએ વિનતિ કરી કે આપની

કીરપાથી હમણા જ આવ્યો છું. શ્રી ગુસાંઇજી મંદિરમાં પધાર્યા અને ગોપાવલ્લભે ભોગ ધરીને પૂછ્યું કે કૃષ્ણભટ્ટજી ક્યાં ગયાં ક્યાં ગયા! ત્યારે રામદાસ ભીતરીઆએ કહ્યું કે મંદિરમાં જતાં બધાંએ દીઠાં છે, પરંતુ બહાર જતાં કોઈએ દીઠા નથી. એટલે શ્રી ગુસાંઇજીએ એક પત્ર લખીને માણસને આપ્યો અને કહ્યું કે આ પત્ર ઉજ્જનમાં ગોકુલભટ્ટને દેજે. આ પત્ર વાંચીને ગોકુ-લભટ્ટ પ્રસન્ન થયા અને ગોકુલભટ્ટે વિનંતિ પત્ર લખ્યો કે અમુક દિવસે અમુક વખતે કૃષ્ણભટ્ટજીએ દેહ છોડયો છે. આ પત્ર વાંચીને શ્રી ગુસાંઇજીએ કહ્યું, કે કૃષ્ણભટજી તો એવા હતા કે જેની સાથે શ્રીનાથજી ખેલતા હતા, તે આવી રીતે ભગવદ્-લીલામાં પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય છે? એ કૃષ્ણભટ્ટજી એવા કૃપાપાત્ર હતા તેથી તેમની વાર્તા કેટલે સુધી લખીએ.

(ચાચા હરિવંશજીની વાર્તા) પ્રસંગ ૧ લો. (વાર્તા ૭ મી.)

ચાચા હરીવંશજી ક્ષત્રીય હતા, તેમને શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રીનાથજીની ઇચ્છા પુષ્ટિમાર્ગ વધારવાની છે તેથી તમે પરદેશમાં જાઓ અને મારી આજ્ઞાથી તમે વૈષ્ણવોને નામ સંભળાવો અને તેઓ જે ભેટ આપે તે લાવો. આથી ચાચાજી ગુજરાતમાં આવ્યા, અને રાજનગરની પાસે અસારવા ગામમાં ભાઈલા કોઠારીને ઘેર રહ્યા. અને ત્યાંથી ભેટ ઉઘરાવીને ખંભાત માલ લેવાને ગયા. ત્યાં ગામમાં જઇને પૂછ્યું કે અહીં ભલા માણસ કોણ છે? ત્યારે માધવલાલ દલાલે કહ્યું કે સહજપાલ દોશી ભલા માણસ છે. તેથી માધવદાસ દલાલની સાથે જઇને સહજપાલ દોશીને ત્યાંથી માલ વહોર્યો. તેમાં બધી

ઉત્તમ ઉત્તમ વસ્તુ લીધી અને જીવા પારેખની હુંડી લાવ્યા હતા તે માધવદાસ દલાલને આપી કહ્યું કે માલના બધા પૈસા ચુકાવીને જે બચે તે અમારો મુકામ નારાયણસર પર છે ત્યાં પહોંચાડી દેજો. માધવદાસ બચેલું દ્રવ્ય પહોંચાડવા ગયા ત્યારે તેમની આચાર ક્રિયા દેખીને માધવદાસ વિસ્મય થયા અને મનમાં વિચાર કર્યો કે આ કોઈ મહાપુરુષ છે; ત્યારે માધવ-દાસે કહ્યું કે તમારો ધર્મ મને શીખવાડો. ત્યારે ચાચાજીએ તેને નામ સંભળાવ્યું માધવદાસે બધી રીતભાત શીખીને સહજ-પાલ દોશીને અને જીવા પારેખને કહ્યું કે એ કોઈ મહાપુરુષ છે. આ વાત સાંભળીને બંને જણાએ નામ પૂછ્યું અને શ્રી ગુસાંઇજી પાસે આવીને નીવેદન કરાવ્યું. શ્રીનાથજીનાં દર્શન કરી બહુ પ્રસન્ન થયા. ચાચાજી એવા કૃપાપાત્ર હતા.

प्रसंग २ जो.

ચાચાજી એકવાર ગુજરાતના પરદેશે આવ્યા અને રસ્તામાં ભૂલા પડ્યા, તેથી તે ભીલના ગામમાં ગયા. એક સ્ત્રી કૂવા પર પાણી ભરતી હતી, તે તેમનો આચાર વિચાર જોઈને તેમને પોતાને ઘેર લઈ ગઈ, અને એમની પાસેથી નામ સાંભ-ળ્યું અને બધી રીતભાત શીખીને ભોગ ધરવા લાગી. ચાચાજીએ તેને પૂછ્યું કે ઘરના પુરુષ ક્યાં છે ? ત્યારે તેણે કહ્યું કે ચોરી કરવા ગયા છે, અમારો એ ધંધો છે. ત્યારે ચાચાજીએ કહ્યું કે, એ ધંધો સારો નથી. ત્યારે તે સ્ત્રીએ વિનંતિ કરી કે તમે અહીં રહીને તેમને વૈષ્ણવ કરી જાઓ ચાચાજી ત્યાં રહ્યા તે સ્ત્રીનો પુત્ર જે ગામનો મુખી હતો તેણે ચાચાજીના દર્શન કર્યાં

કે તરતજ તેનું મન લૌકિકમાંથી નીકળીને પ્રભુનાં ચરણાર-વિંદમાં લાગ્યું. સુરદાસજીએ ગાયું છે તે પદ. "જા દિન સંત પ્રાહુને આવે; તીરથ કોટી સ્નાનફળ દર્શન હીતે પાવે" જેથી ભીલનું મન ઝટ ફરી ગયું. અને આખું ગામ વૈષ્ણવ થયું. ચાચાજી તેમને બધી સેવાની રીતી શીખવાડીને ત્યાંથી ગયા. અને ભીલ ચોરીનો ધંધો મુકી દઈને ખેતી કરવા લાગ્યા. ચાચાજીને રસ્તામાં શ્રીનાથજીએ આજ્ઞા કરી કે ભીલ આચાર કીયા તો બરોબર જાણે છે; પરંતુ ચાખીને ભોગ ધરે છે તેથી મારે નિત્ય ભીલની ઝુઠ લેવી પડે છે તેથી તમે તેમને સારી પેઠે સમજાવો. ચાચાજીએ પાછા ફરી બે મહિના રહીને સેવાની રીતી તથા આચાર ધર્મ બધો પાકો કરાવ્યો, અને સેવાની રીતી શીખવાડીને અને શ્રીગુસાંઈજીની ભેટ લઈને ચાચાજી ગયા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા.

પ્રસંગ ૩ જો.

એકવાર ચાચાજી ગોકુલથી ઉજ્જન જતા હતા, રસ્તામાં ક્ષત્રીય વૈષ્ણવને ઘેર આવ્યા. ચાચાજીના મુખંથી ભગવદવાર્તા સાંભળીને તે વૈષ્ણવે સંસારમાંથી આસક્તિ છોડી દીધી અને કહ્યું કે આ સર્વસ્વ શ્રી ગુસાંઇજી પાસે લઈ જાઓ. ત્યારે ચાચાજીએ કહ્યું કે, હું ઉજ્જન જઇને આવીશ ત્યારે લઈ જઈશ. એમ કહી ચાચાજી ઉજ્જન આવ્યા. કૃષ્ણભટ્ટને વાત કરી ત્યારે તેમણે કહ્યું કે તે ક્ષત્રીય તો બહુ અનાચારી છે: ત્યારે ચાચાજીએ કહ્યું કે જેની સંસારમાં આસક્તિ નથી તેને આચારવિચારનું શું કામ છે? ચાચાજી ક્ષત્રીય વૈષ્ણવના ઘેર આવ્યા અને તે વૈ-

બણુવે બધું દ્રવ્ય શ્રી ગુસાંઇજીને ભેટ કર્યું. ત્રણ હજાર રૂપીઆ ચાચાંજી લઈ ગયા, અને બળાત્કારે વ્યવહાર ચલાવવાને બસેં રૂપીઆ તેને દીધા. આ ચાચાજી એવા કૃપાપાત્ર હતા કે જેના સંગથી હજારો વૈષ્ણવોની સંસારમાંથી આસક્તિ છુટી ગઈ.

પ્રસંગ ૪ થો.

એકવાર શ્રી ગુસાંઈજી પરદેશ પધાર્યા હતા, ત્યાં રસ્તામાં એક ગામ આવ્યું, તે ગામમાં કોઈ વૈષ્ણવ નહોતો ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે, આ રસ્તે ચાચાજી નીકળ્યા નહિ હોય. ચાચાજી એવા કીરપાપાત્ર હતા કે જે રસ્તે નીકળતા અને જે લોકો સાથે પ્રસંગ પડતા તેનું મન શ્રી પ્રભુજીમાં ચોંટાડી દેતા હતા.

પ્રસંગ ૫ મો.

એકવાર ચાચા હરીવંશજી શ્રીનાથજી વાસ્તે ગોકુળમાં સામગ્રી લેવા ગયા. સામગ્રી એક વૈષ્ણવ માથે મુકીને શ્રીગોકુળથી નીકળ્યા. જ્યારે શ્રીયમુનાજીના કિનારે આવ્યા, ત્યારે નાવડું નહોતુ અને સાંજ પડી ગઈ હતી; સવારે છ ઘડી રાત રહેશે ત્યારે તો આ સામગ્રી જોઇશે માટે રાત્રે સિધ્ધ થવી જોઈએ; અને ગોપાલપુર તો દશ ગાઉ દુર છે માટે કેવી રીતે પહોંચાશે; આ પ્રમાણે વિચાર કરીને તે વૈષ્ણવને કહ્યું કે હું જ્યાં પગ મુકીને ઉઠાવું ત્યાં તું પગ મુકજે અને એ પ્રમાણે પાછળ ચાલ્યો આવજે ચાચા હરિવંશજી શ્રીયમુનાજી ઉપર ચાલવા લાગ્યા અને ભગવતનામ લેવા લાગ્યા; અને તે વૈષ્ણવ પણ ભગવતનામ લેતા લેતા ચાલ્યો; પેલા વૈષ્ણવે વિચાર કર્યો કે

ચાચાજી પણ ભગવતનામ લે છે અને હું પણ ભગવતનામ લઉં છું ત્યારે તેમના પગલાપર પગલું શા માટે મુકું. તે બીજી જગાએ પગલું મુકવા લાગ્યો એટલે શ્રી યમુનાજીમાં ડુબવા લાગ્યો એટલે ચાચાજીએ તેનો હાથ પકડ્યો અને કીનારે લઈ ગયા. ચાચાજીએ પૂછ્યું કે મેં તેને કહ્યું કે જ્યારે હું પગલું મુકીને ઉપાડું ત્યાં તું માંડજે છતાં તેં કેમ નહિ માંડયું? ત્યારે તેણે કહ્યું કે હું એ ભગવતનામ લઉં છું અને તમે એ ભગવતનામ લો છો, ત્યારે ચાચાજીએ કહ્યું કે મારું પ્રભુજીએ સાંભળ્યું છે અને તારું હજી હવે સાંભળશે. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા કે જેનું પ્રભુએ સાંભળ્યું હતું.

प्रसंग ६ हो.

એક દિવસ શ્રી ગુસાંઇજી લઘુશંકા કરીને પધાર્યા અને ચાચાજીની સાથે ભગવદ્ વાર્તા કરવા લાગ્યા. તેમાં એવો સમાવેશ આવ્યો કે આખી રાત વ્યતીત થઈ ગઈ, હાથમાંથી નીચે ઝારી ધરવાની શુદ્ધિ ન રહી, અને ચાચાજી તો ત્રણ દિવસ સુધી રસના આવેશમાં રહ્યા. એ એવા ભગવદ રસને પાત્ર હતા.

प्रसंग ७ मो.

એકવાર ચાચાજી ગિરિરાજ ઉપર ગયા, અને શંખનાદ કરવાની તૈયારી હતી તેવામાં ચાચાજીને એવો અનુભવ થયો કે શ્રીનાથજી તો ભર નિદ્રામાં છે. તેથી શંખનાદ ન કરવા દીધો. બધા ભીતરીઆ ઉભા થઈ રહ્યા, ઘડી બેઘડીમાં શ્રી ગુસાંઇજી પધાર્યા અને શંખનાદ કરાવ્યો તોએ શ્રીનાથજી જાગ્યા નહિ, ત્યારે સુરદાસજીએ કીર્તન ગાયું. " કોન પરી નંદલાલે બાન,

પ્રાત સમય જાગનકી બિરિયાં સોવતહૈ પીતાંબર તાન." આ પદ સાંભળીને શ્રીનાથજી જાગ્યા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા કે જેમનું માન શ્રી ગુસાંઇજી રાખતા હતાં અને જેમને શ્રી ઠાકુરજીની કૃતિની બધી શુદ્ધિ રહેતી હતી.

प्रसंग ८ मो

એક દિવસ શ્રી ગુસાંઇજી શય્યા મંદિરમાં પધારતા હતા ત્યારે ચાચાજીએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે શ્રીનાથજી તો તમારી તરફ ચિંતવે છે અને તમે ભીતર કેમ પધારો છો? એટલે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે શ્રીનાથજી તો બાળક છે પરંતુ સેવા તો કરવી જોઇએ, શ્રી ગુસાંઇજી સેવા કરવાને પધાર્યા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા, જેને શ્રીનાથજીની ઘડી ઘડીની ખબર પડતી હતી.

प्रसंग ९ मो

એકવાર ચાચાજીને ઠોકર લાગી હતી તેથી દુઃખી થઇને બેસી રહ્યા હતા. શ્રી ગુસાંઇજીએ કહ્યું કે બધા વૈષ્ણવ મારું અંગ છે; ત્યારે શ્રી રૂક્ષ્મણિવહુજીએ કહ્યું કે ચાચાજી કયું અંગ છે, ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તે મારા નેત્ર છે. ચાચાજી દુઃખી છે તેથી મારા નેત્ર પણ દુખે છે; એવા કૃપાપાત્ર હતા.

प्रसंग १० मो

એકવાર ચાચાજીને શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે, તમે પરદેશ જાઓ, ચાચાજીએ કહ્યું કે હું તમારાં દર્શન વગર રહી શકતો નથી ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે જ્યાં તમે જશો ત્યાં હું તમને નિત્ય દર્શન દઇશ. ચાચાજીને પરદેશ મોકલવાનું

કારણ એ હતું કે શ્રી ગુસાંઈજીને મોહલીલા કરવી હતી અને એ વખતે જો ચાચાજી ત્યાં હોય તો તેમનો દેહ રહે નહિ. ત્યારે શ્રી ગોકુલનાથજી, શ્રી રઘુનાથજી, શ્રી યદુનાથજી તથા શ્રી ઘનશ્યામજી એમને સ્વમાર્ગીય ગ્રંથની પરિપાટી કોણ બતાવશે? શ્રી ગિરિધરજીને તો સેવામાંથી અવકાશ નથી. આવો વિચાર કરીને શ્રી ગુસાંઈજીએ ચાચા હરિવંશજીને પરદેશ વિદાય કર્યા. ચાચા હરિવંશજી ગુજરાત ગયા. પછી શ્રી ગુસાંઈજીએ પાછળથી મોહલીલા દેખાડી. જ્યારે ચાચાજીએ આ વાર્તા સાંભળી ત્યારે તે તત્ક્ષણ મુર્છિત થઈ ગયા, એટલે શ્રીનાથજીએ ચાચાને આજ્ઞા કરી કે હાલ તમારે પૃથ્વીપર રહેવાનું છે એવી મારી આજ્ઞા છે. એટલે ચાચાજીએ પોતાનો દેહ રાખ્યો. ચાચાજી વ્રજમાં આવીને બધા બાલકો પાસેથી સુબોધિની સાંભળવાનો મિષ કરીને ભણાવતા. એનું કારણ એ હતું કે ચાચાજી જાતે ક્ષત્રીય હતા, તેથી બ્રાહ્મણ કુળને કેવી રીતે ભણાવાય? જેથી સાંભળવાના મિષથી બધાં બાળકોને ભણાવ્યાં. એ એવા કૃપાપાત્ર હતા કે જેમને શ્રી ગુસાંઈજી માર્ગની પરિપાટી બતાવવાને પૃથ્વીપર છોડી ગયા હતા. જે પ્રમાણે દામોદરદાસ હરસાનીને શ્રી મહાપ્રભુજી પરિપાટી બતાવવાને છોડી ગયા હતા. એ જ કારણથી શ્રી ગુસાંઈજીએ શૃંગાર રસમંડન ગ્રંથમાં કહ્યું છે કે—

श्लोक—यस्मात्सहायभूतौदामोदरदासहरिवंशौ ॥
विठ्ठलरचितमिदंशृंगाररसमंडनंपूरणं ॥१॥

આ શ્લોકમાં એવો અર્થ છે કે દામોદરદાસનો તથા

ચાચાજી હરિવંશજીનો અધિકાર એક સરખો છે. એ ચાચાજી પૃથ્વી ઉપર એકસો પચીસ વર્ષને આશરે રહ્યા. જેમને કાળ કંઈ કરી શકયો નહિ.

(મુરારીદાસની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૯ મી).

મુરારીદાસ ગોડદેશમાં નારાયણદાસની પાસે નોકરી કરવા ગયા, ત્યારે નારાયણદાસે મુરારીદાસને કામ બતાવ્યું. મુરારીદાસજીનું કામ ઘણું સારું જોઇને દશ રૂપિયાનો મહિનો કર્યો, ત્યારે મુરારીદાસજીએ કહ્યું કે હું આઠ રૂપિયા લઈશ પરંતુ સવા પહોર દિવસ ચઢે આવીશ અને છ ઘડી દિવસ રહેશે ત્યારે જઈશ. નારાયણદાસે તે વાત કબુલ કરી. મુરારીદાસ નોકરી કરવા લાગ્યા. એ મુરારીદાસને માથે શ્રી બાલકૃષ્ણ બીરાજતા હતા અને પોતે સાનુભાવ જણાવતા હતા જે જોઇએ તે માગી લેતા હતા, અને બાલકની પેઠે બધી વસ્તુ માગી લેતા હતા. એક દિવસે નારાયણદાસે વિચાર કર્યો કે એ મોડા આવે છે અને વહેલા જાય છે તેનું કારણ શું હશે ! નારાયણદાસ છાનામાના તેમની પાછળ ગયા અને તેમના ઘરમાં સંતાઇ ગયા. તેમણે તેમને સેવા કરતા દેખ્યા, અને શ્રી ઠાકુરજી સાથે વાતો કરતા જોયા. બીજે દિવસે નારાયણદાસે મુરારીદાસને એકાંતમાં પૂછ્યું કે મેં કાલ તમારે ઘેર બધું જોયું જેથી તમે મને સેવક કરો. તેમની નમ્રતા જાણીને મુરારીદાસે કહ્યું કે હું શ્રી ગુસાંઇજીનો સેવક છું. અને તમે પણ શ્રી ગુસાંઇજીના સેવક થાઓ. નારાયણદાસે મુરારીદાસ પાસે વિનંતિપત્ર લખાવીને એક માણસ શ્રીગુસાંઇજીને પધરાવવાને મોક-

હ્યો નારાયણદાસ અને તેમની સ્ત્રી શ્રી ગુસાંઇજીનાં સેવક થયાં અને ભગવદ્‌સેવા કરવા લાગ્યાં. જેવી રીતે શ્રી ઠાકુરજી મુરારીદાસની સાથે વાતો કરતા હતા તેવી રીતે નારાયણદાસની સાથે કરવા લાગ્યા. એ મુરારીદાસ એવા કૃપાપાત્ર હતા કે, જેમના સંગતથી નારાયણદાસ વૈષ્ણવ થયા. માટે સંગ કરીએ તો એવાનો કરીએ જેના સંગથી આપણામાં ભગવદ્ ધર્મ આવે.

ગૌડદેશ નિવાસી નારાયણદાસ પાદશાહના દીવાન હતા તેમની વાર્તા.

## વાર્તા ૯ મી.

### પ્રસંગ ૧ લો.

એકવાર શ્રી ગુસાંઇજી જગન્નાથજીનાં દર્શન કરવા પધાર્યા અને જે વસ્તુ સાથે હતી તે બધી વસ્તુ ભેટ કરી દીધી. આ વાત નારાયણદાસે એક ક્ષણમાં ઘેર બેઠા જાણી. શ્રી જગન્નાથજીએ જણાવી એટલે નારાયણદાસે બીજી વસ્તુ, અસ્વારી પહેલાના જેવી જ તૈયાર કરીને મોકલી અને માણસોને કહ્યું કે તમે પુરુષોત્તમ ક્ષેત્રની બહાર મુકામ કરજો. શ્રી ગુસાંઇજી પધાર્યા ત્યારે ખટલામાં બધો સામાન મુકીને તે બાળક, વહુ બેટીઓ સહિત શ્રી ગુસાંઇજી નારાયણદાસને ઘેર પધાર્યા. નારાયણદાસે ભેટ કર્યું મોઢેથી બોલ્યા નહિ, એમ જાણીને કે જો બોલીશ તો શ્રી ગુસાંઇજી ના કહેશે. જ્યારે શ્રી ગુસાંઇજી ગોકુલ પધાર્યા ત્યારે માણસો સાથે બધું દ્રવ્ય મોકલી દીધું એ નારાયણદાસ એવા કૃપાપાત્ર હતા.

### પ્રસંગ ૨ જો.

એક સમય નારાયણદાસે શ્રી ગુસાંજીને વિનતિ પત્ર

લખી મોકલ્યો, ત્યારે શ્રી ગુસાંઇજી ગૌડદેશમાં પધાર્યા. નારાયણદાસજી શ્રી ગુસાંઈજીને ગામ બહાર પધરાવવા આવ્યા અને શ્રી ગુસાંઈજીના ચરણારવિંદનાં દર્શન કરતાં જ મુર્છા ખાઈ પડી ગયા. ભગવત લીલાનાં દર્શન થયાં એટલે તેમાં પ્રવેશ કરવા લાગ્યા ત્યારે શ્રી ગુસાંઇએ કહ્યું કે હજુ કામ ઘણું કરવાનું છે, હાલ લીલામાં પ્રવેશ કરવાની ઢીલ છે. આવો વિચાર કરીને શ્રી ગુસાંઇજીએ નારાયણદાસને કાનમાં કહ્યું કે હજુ ઢીલ છે આ સાંભળી નારાયણદાસજીનો શ્રી ગુસાંઈજીની આજ્ઞા પર એવો વિશ્વાસ હતો કે, ભગવત લીલામાં પ્રવેશ કરવાની ઢીલ કરી.

પ્રસંગ ૩ જો.

એકવાર નારાયણદાસે શ્રી ગુસાંઈજીને પત્ર લખ્યો કે મારે સત્સંગ નથી. આ પત્ર વાંચીને શ્રી ગુસાંઇજી ચાચા હરિવંશજીને આજ્ઞા કરી કે તમે નારાયણદાસની પાસે જાઓ. ચાચાજીએ વિનંતી કરી કે આપનાં દર્શન વિના કેમ રહેવાશે? એટલે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી તમને સર્વ ઠેકાણે સદૈવ હું દર્શન દઈશ. ચાચાજી નારાયણદાસની પાસે આવ્યા અને નારાયણદાસને માર્ગની રીત બતાવી. વૈષ્ણવોને ઉતરવાને જુદું ઘર બંધાવ્યું, અને શ્રીઠાકુરજીની સેવા વાસ્તે જુદું મંદિર કરાવ્યું. નારાયણદાસ અને તેમનાં સ્ત્રી ચાચાજીની સાથે સેવા કરતા, અને નારાયણદાસ ભગવદ્વાર્તા કરવા બેસતા ત્યારે બે બે ત્રણ ત્રણ દિવસ સુધી દેહનું સંધાન ભુલી જાય. આમ કરતાં-કરતાં ઘણા દિવસ

વિતિ ગયા. એટલે ચાચાજીએ શ્રી ઠાકુરજીને વિનતિ કરી કે, નારાયણદાસ લીલાનાં દર્શન કરીને મૂર્છિત થઈ જાય છે. અને હાલ કામ તો ઘણું કરવાનું છે. ત્યારથી શ્રી ઠાકુરજી નારાયણ-દાસજીને આ દેહથી લીલાનો અનુભવ કરાવવા લાગ્યા. વળતી જ્યારે લીલાનાં દર્શન કરતા ત્યારે મુર્ચ્છા આવતી નહિ. ચાચા-જીની વિનંતીથી અને શ્રી ગુસાંઇજીની કૃપાથી શ્રી ઠાકુરજીએ અતિ કૃપા કરી. ત્યાર પછી ચાચાજી શ્રી ગોકુલ આવ્યા.

प्रसग ४ थो

નારાયણદાસની સ્ત્રી ભગવતસેવા કરતી હતી, વૈષ્ણવ આવતા તે બધાની ટહેલ કરતી. એકવાર ચાર ઠગ વૈષ્ણવનો વેષ પહેરીને નારાયણદાસજીને ઘેર આવ્યા. નારાયણદાસજી રાજદ્વાર ગયા હતા. એ ઠગે વીરાંને ભગવદ વાર્તા સંભળાવી. વીરાંને ભગ-વદ્દરસનો આવેશ આવ્યો તેથી મુર્ચ્છા આવી ગઈ. એટલે એ ઠગે વીરાંનાં ગળામાં ફાંસી નાંખીને ઘરાણું ઉતારી લીધું. તે લઇને ચાલ્યા ગયા એટલામાં રસ્તામાં નારાયણદાસજી મળ્યા તેમણે કહ્યું કે અમારી વિદાયગીરી લીધા વિના તમે કેમ જાઓ છો? નારાયણદાસજી તેમને પાછા લઇ આવ્યા. નારાયણદાસ ઘરમાં ગયા તો સ્ત્રીને મૃતક સાંભળી. નારાયણદાસ જુએ તો સ્ત્રીભગવ-દ્દરસના આવેશમાં હતી. નારાયણદાસે તેના ગળામાંથી ફાંસી કાઢી નાંખી અને લોકોને કહ્યું કે, એ મરી ગઈ નથી, જૂઠી વાત છે. નારાયણદાસે મનમાં જાણ્યું કે જો મરી કહીશ તો કો વૈષ્ણવનો સંગ નહિ કરે. નારાયણદાસે ચરણામૃત દઇને સ્ત્રીને જીવતી કરી એટલે તે ઠગ નારાયણદાસને નમી પડયા અને

કહ્યું કે અમને વૈષ્ણવ કરો. નારાયણદાસે કહ્યું કે શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઈજી પાસે જઇને વૈષ્ણવ થાઓ. પ્રસાદ લેવરાવી શ્રી ગોસાંઈજી ઉપર પત્ર લખી દીધો. એ નારાયણદાસે વૈષ્ણવનો દોષ ન જોયો. જગતમાં વૈષ્ણવની નિંદા થાય એવું ન કર્યું. એ નારાયણદાસ એવા કૃપાપાત્ર હતા.

प्रसंग ५ मो.

એકવાર શ્રી ગુસાંઈજી ગૌડદેશમાં પધાર્યા હતા. અને નારાયણદાસને ઘેર બિરાજતા હતા. એ નારાયણદાસ શ્રી ગુસાંઈજીની સેવામાં રહેતા તેથી રાજદ્વારમાં જવું આવવું બનતું નહોતું. પાદશાહે એવો હુકમ કર્યો કે, જ્યાંસુધી તમારા ગુરુ અહીં રહે ત્યાંસુધી તમે સેવા કરો. એક દિવસ પાદશાહે કહ્યું કે હું પણ તમારા ગુરુના દર્શન કરું. શ્રી ગુસાંઈજીની કૃપાથી મલેચ્છોનું મન પણ ફરી ગયું અને એક દિવસ પાદશાહે કહ્યું કે, નારાયણદાસ મારે તમારા ગુરુના દર્શન કરવાં છે તેથી તમે મારી વતી વિનંતી કરો. નારાયણદાસજી વિનંતી કરીને પાદ-શાહને ઘેર લઈ ગયા અને શ્રી ગુસાંઇજીનાં દર્શન કરાવ્યાં. અને દર વર્ષ નારાયણદાસને ઘેર પાદશાહ જતો અને નજરાણું લેતો, તે આ દિવસે પણ નારાયણદાસે પાદશાહની આગળ રૂ. ૧૦૦૦-૦૦) મુકયા જ્યારે પાદશાહે કહ્યું કે હું નજરાણું લેવા આવ્યો નથી. દર્શન કરવા આવ્યો છું. અને આ દ્રવ્ય તમે તમારા ગુરુને ભેટ કરો. અને હવે પછી કોઈ દિવસ તમારી પાસેથી નજરાણું લઈશ નહિ. એ સાક્ષાત્ કન્હૈયાલાલ છે. એમની પ્રસાદી વસ્તુ મારે કંઈ જોઇએ એટલે શ્રી ગુસાંઇજીએ પ્રસાદી ઉપરણો

દીધો. એ ઉપરણો પાદશાહ સદૈવ માથે બાંધતો, જ્યારે શ્રી ગુસાંઇજી પધારવાનો વિચાર કરતા હતા. ત્યારે નારાયણદાસને મુર્છા આવી જતી હતી. શ્રી ગુસાંઈજીએ ચાચાજીને કહ્યું કે તમે આમને સંયોગ શૃંગાર રસનો ઉપદેશ કરો અને સંયોગની વાર્તા સંભળાવો. હું તેને હંમેશ દર્શન દઈશ. વિપ્રયોગની વાર્તા એમને સંભળાવશો નહિ. સંયોગના અનુભવ વિના ભગવદ્ સેવા બનતી નથી. ચાચાજીનાં સંગથી તેમને સંયોગનો અનુભવ થયો. અને ભગવતસેવા કરવા લાગ્યા અને રાજકારભારને ભગવતસેવા માનવા લાગ્યા, જે કૃતિ સંસાર વ્યવહારની હતી તેને ભગવતસેવા માની કરતા હતા. સર્વ ઠેકાણે તેમને ભગવદ્નું સંધાનસ્ફુર્ત થયું એ નારાયણદાસજી એવા કૃપાપાત્ર હતા.

પ્રસંગ ૬ ઠો.

એક દિવસ નારાયણદાસને ઘેર શ્રી ગોપીનાથજીનાં બેટીજી સત્યભામાજી શ્રી જગન્નાથજીનાં દર્શન કરી પાછાં આવતાં પધાર્યાં. નારાયણદાસનો આગ્રહ જોઇને કેટલાક દિવસ ત્યાં બિરાજ્યાં. નારાયણદાસના ઘર આગળ જેલખાનું હતું. એ જેલખાનામાં જે લોકો પાદશાહનો કર ભરી શકયા નહોતા તેઓ બંદીખાને પડયા હતા અને બુમો પાડતા હતા. તેમનો પોકાર સાંભળીને સત્યભામાજીએ વિચાર કર્યો કે આ લોક દુઃખી છે તો તેમનું દુઃખ ભાગ્યા વિના ભોજન નહિ કરું. બેટીજીએ ભોજન કર્યા વિના પધારવાની તૈયારી કરી, નારાયણદાસે ના કહી. સત્યભામાજીએ આખો દિવસ ભોજન

ન કર્યું, અને ગામમાં જેટલા વૈષ્ણવ હતા તે કોઇએ પ્રસાદ નહિ લીધો. બધા વૈષ્ણવ ભુખ્યા રહ્યા. આ વાતની ખબર પાદશાહને પડી. એટલે પાદશાહે નારાયણદાસજીને પૂછ્યું. નારાયણદાસજીએ સર્વ સમાચાર કહ્યા. ત્યારે પાદશાહે કહ્યું કે, પચીસ હજાર રૂપિયા ભેટ કરીને બેટીજીને ભોજન કરવા વિનંતિ કરો. બેટીજીએ આ વાત સાંભળીને કહ્યું કે, મારે પચીશ હજાર રૂપિયા જોઈતા નથી. આ કેદીને માફી આપી છોડી દો, નારાયણદાસે આ વાર્તા પાદશાહ આગળ કહી. એટલે પાદશાહે કહ્યું કે, આવાં ત્યાગી બેટીજીની આજ્ઞા જો માથે નહિ ચઢાવું તો મારું ભુંડું થશે જેથી બધા કેદીને પાદશાહે છોડી દીધા, એટલે ભોજન કર્યું. અને નારાયણદાસ એવા વૈષ્ણવ હતા કે જેના સંગથી પાદશાહની બુદ્ધિ એવી નિર્મળ રહેતી હતી.

(કાયસ્થ વિઠ્ઠલદાસની વાર્તા) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૦ મી.)

વિઠ્ઠલદાસે ગૌડદેશમાં જઇને પરગણું ઈજારે લીધું, પરગણામાં ખોટ ગઈ તેથી પાદશાહના દીવાન નારાયણદાસે વિઠ્ઠલદાસને કેદ કર્યા. વિઠ્ઠલદાસને નિત્ય માર મરાવે. વિઠ્ઠલદાસ એવા હતા કે નિત્ય માર ખાય, પરંતુ વૈષ્ણવતા ન જણાવે. વિઠ્ઠલદાસ હિસાબ ચુકાવી બંધીખાનેથી છુટયા, એવામાં શ્રી ગુસાંઇજી ગૌડદેશમાં પધાર્યા. ત્યારે નારાયણદાસ દર્શન કરવા ગયા. વિઠ્ઠલદાસ પણ ગયા. શ્રી ગુસાંઈજીએ પૂછ્યું કે વિઠ્ઠલદાસ આટલા દિવસ કયાં હતા ? ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું કે આ દેશમાં જ રહું છું પછી શ્રી ગુસાંઈજીએ ભોજન કરીને વિઠ્ઠલ-

દાસને પ્રસાદ લેવાની આજ્ઞા કરી. વિઠ્ઠલદાસે કપડા ઉતાર્યાં. જુએ છે એટલે તો શરીર પર માર ઘણો પડયો હતો, તેથી તેમનું શરીર બધું બગડયું હતું. શ્રી ગુસાંઇજીએ વિઠ્ઠલદાસને પૂછ્યું કે, તમને શું થયું છે? ત્યારે વિઠ્ઠલદાસે વિનંતિ કરી કે મહારાજ દેહનો દંડ દેહ ભોગવે છે. નારાયણદાસે વિનંતિ કરી કે મહારાજ મેં તેમને માર મરાવ્યો છે. મેં તેમને વૈષ્ણવ જાણ્યા નહિ હતા. એ અપરાધ આપ ક્ષમા કરો. શ્રી ગુસાંઈ-જીએ કહ્યું કે વૈષ્ણવ નહોતા જાણ્યા પરંતુ જીવ લેતા હતા. વૈષ્ણવને જીવ માત્ર પર દયા રાખવી જોઇએ. જેના મનમાં દયા અને વિવેક, ધૈર્ય અને ભગવદાશ્રય નથી તેના ચિત્તમાં ભગવદાવેશ આવતો નથી. જુઓ વિઠ્ઠલદાસ કેવા ધૈર્યવાન છે કે આટલું કષ્ટ પામીને દુઃખ સહન કર્યું. પરંતુ વૈષ્ણવતા ગુપ્ત રાખી એવાને વશ શ્રી ઠાકુરજી રહે છે. આટલું કહીને શ્રી ગુસાંઈજી ચુપ રહ્યા. નારાણયદાસે એકાંતમાં વિઠ્ઠલદાસને મળીને અપરાધ ક્ષમા કરાવ્યો. અને કહ્યું કે તમે અહીં રહો તો ઘણું સારું, ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું કે તમે મારી વૈષ્ણવતા જાણી છે તેથી આ દેશમાં નહિ રહું. વિઠ્ઠલદાસજી એવા કૃપાપાત્ર હતા કે, જેમણે એટલું દુઃખ સહન કરીને વૈષ્ણવપણું ગુપ્ત રાખ્યું, તેથી તેમની વાર્તા કેટલી લખીએ.

(ભૈયા રૂપમુરારી ક્ષત્રીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૧ મી.)

એક દિવસ શ્રી ગુસાંઇજી ગોવિંદકુંડ ઉપર સંધ્યા કરતા હતા. ભૈયા રૂપમુરારી શિકાર કરતા કરતા ત્યાં આવ્યા. તેમના હાથમાં બાજ હતો દૂરથી શ્રી ગુસાંઇજીનાં દર્શન

થયાં તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. એટલે શિકાર છોડી દીધો અને શ્રી ગુસાંઈજીને વિનંતી કરી કે મારી તો આ દશા છે. શ્રી ગુસાંઈજીએ કહ્યું કે જાગ્યા ત્યારે સવાર. આ સાંભળીને ભૈયા રૂપમુરારી હાથ જોડીને ઊભા થયા. શ્રી ગુસાંઇજીએ કહ્યું કે સ્નાન કરીને આવો એટલે સ્નાન કરીને સન્મુખ ઊભા રહ્યા. શ્રી ગુસાંઇજીએ તેમને નામ સંભળાવ્યું અને શ્રીનાથજી સમક્ષ સમર્પણ આપ્યું. ભોજન કરીને મહાપ્રસાદની પાતર કરાવી એટલે રૂપમુરારીએ મહાપ્રસાદ લીધો. એક દિવસ રૂપમુરારીએ શ્રી ગુસાંઈજીને પૂછ્યું કે હું આપના ચરણ-સ્પર્શ કરું, પરંતુ મારા કર્યાં કર્મ મને યાદ આવે છે તેથી મારા મનમાં શંકા થાય છે, ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે હવે તમે વૈષ્ણવ થયા તમારો નવો જન્મ થયો. જેથી તમે નિત્યં અપરસમાં ન્હાઇને ચરણસ્પર્શ સુખેથી કરો. એ રૂપમુરારી એવા કૃપાપાત્ર હતા કે જેનું મન દર્શન કરતાં જ પ્રભુના ચરણાવિંદમાં લાગ્યું.

(કાયસ્થ પિતા પુત્રની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૨ મી.)

તેમણે એક પરગણું ઈજારે લીધું પરંતુ વીશહજાર રૂપૈયા ખોટ ગયા, તેથી પાદશાહે તેમને કેદ કર્યા તેથી તેમણે તેમના ગોરને દેશમાં મોકલ્યો. ગોરે ઘરના બધા દાગીના વેચ્યા તો રૂ. ૨૦૦૦) આવ્યા તે અને એક બ્રાહ્મણના રૂ. ૩૦૦૦) કરજે કરીને કુલ રૂ. ૫૦૦૦) એકઠા કર્યા. અને તેમને લાવી આપ્યા. તેમણે વિચાર કર્યો કે આટલા રૂપિયાથી આપણો છુટકો થનાર નથી. માટે ૨૦૦૦) રૂ. શ્રી ગુસાંઇજીને ભેટ મોકલી દીધા અને રૂપૈયા

૩૦૦૦) બ્રાહ્મણને પાછા મોકલ્યા કારણ કે બ્રાહ્મણનું કરજ આપણે માથે રહેશે તો બ્રાહ્મણ માથે રહે અને તે બાધા કરે માટે પાછા મોકલ્યા. ગોર રૂપિયા લઈને શ્રી ગુસાંઈજી પાસે આવ્યો શ્રી ગુસાંઈજીએ પૂછ્યું કે તે પિતા પુત્ર ક્યાં છે? ત્યારે તેણે કહ્યું કે તે તો બંધીખાને છે. શ્રી ગુસાંઈજીએ ચાચા હરિવંશજીને પત્ર લખી આપીને બીરબલ પાસે દીલ્લી મોકલ્યો. ચાચાજી આવીને બીરબલને ઘેર ઉતર્યા. અને પિતાપુત્ર પાસે માણસ મોકલ્યો. એ મનુષ્યે શ્રી ગુસાંઈજીનો આશીર્વાદ કહ્યો અને પત્ર આપ્યો એ પત્રની સાથે બીરબલનો પત્ર હતો તેને વાંચીને છુપાવી રાખ્યો, એ પત્રનો અભિપ્રાય એ હતો કે શ્રી ગુસાંઈજી વીસહજાર રૂપિયાના જામીન પડશે તો આપણો ધર્મ નહિ રહે. બંધીખાને રહીશું તો ધર્મ રહેશે આવો વિચાર કરીને બીરબલનો પત્ર છુપાવી રાખ્યો, અને તે મનુષ્યને કહ્યું કે પત્ર ખોવાઈ ગયો. તે વ્રજવાસીએ ચાચાજીને કહ્યું કે પત્ર તો ખોવાઇ ગયો. ત્યારે ચાચાજીએ મનમાં વિચાર કર્યો કે ખોવાઇ ગયો તો શું થયું. શ્રી ગુસાંઈજીના પ્રતાપથી કાર્ય સિદ્ધ થશે; આવો વિચાર કરીને ચાચાજીએ બીરબલને કહ્યું કે શ્રી ગુસાંઈજી વીસહજારના જામીન થાય અને તમે પિતાપુત્રને છોડાવી દો. ત્યારે બીરબલે કહ્યું કે હું શ્રી ગુસાંઈજીનો દાસ છું. મારી પાસે દ્રવ્ય છે એ શ્રી ગુસાંઈ-જીનું જ છે હું જામીન થઈશ. બીરબલે પાદશાહને કહીને છોડાવી મુકયા. અને પરગણામાં મોકલ્યા. પિતાપુત્રે કમાઇને દ્રવ્ય

ભરી દીધું. એ પિતાપુત્ર શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા જેમણે બંદીખાનું કબુલ રાખ્યું પરંતુ ધર્મ ન છોડયો.

( કૃષ્ણદાસની વાર્તા. ) प्रसंग १ लो. ( વાર્તા ૧૩ મી. )

કૃષ્ણદાસ એક મલેચ્છની પાસે પરગણામાં રહેતા હતા. જે વૈષ્ણવ આવે તેને રૂપિયા દઇને ખત લખાવી લેતા. અને વેપાર કરાવતા, એમ કરતાં ત્રીસ હજાર રૂપિયા તુટયા એટલે મલેચ્છે કૃષ્ણદાસને બંધીખાને નાંખ્યા. કૃષ્ણદાસનો ગોર બધાં ખત મલેચ્છને દેવા લાગ્યો ત્યારે કૃષ્ણદાસે વિચાર કર્યો કે મારો બધો ધર્મ જાય, અને વૈષ્ણવને કષ્ટ થાય. હું એકલો કષ્ટ ભોગવું તો ફિકર નહિ. એવો વિચાર કરીને કૃષ્ણદાસે બધાં ખત સળગાવી મુકયાં. બીજે દિવસે મલેચ્છે કૃષ્ણદાસને બોલાવીને કહ્યું કે તમારી પાસે કંઈ હોય તો આપો. તેમણે કહ્યું કે મારી પાસે કંઇ પણ નથી. મલેચ્છે કૃષ્ણદાસને સિરપાવ આપીને પરગણામાં મોકલ્યા, અને ધીરે ધીરે બધા રૂપિયા ભરી દીધા. એ કૃષ્ણદાસજી એવા કૃપાપાત્ર હતા. જેમણે બંદીખાનું ભોગવ્યું પરંતુ વૈષ્ણવને કષ્ટ ન પડવા દીધું તેથી પ્રભુએ મલેચ્છની બુદ્ધિ ફેરવી.

(ગોપાલદાસ સેગલ ક્ષત્રીની વાર્તા.) प्रसंग १ लो. (વાર્તા ૧૪ મી.)

એ ગોપાલદાસ શ્રી નંદગામમાં રહેતા હતા. જ્યારે શ્રી નંદમાં પધાર્યા ત્યારે તેમણે તેમને પોતાને ઘેર ઉતાર્યા. અને જે ઘરમાં હતું તે સર્વસ્વ ભેટ કર્યું, પછી એક મલેચ્છની નોકરી કરવા લાગ્યા. એ મલેચ્છનું દ્રવ્ય ગોપલદાસ વૈષ્ણવમાં ખરચવા લાગ્યા જ્યારે લોકોએ તે મલેચ્છને કહ્યું કે આને નોકરી-

નોકરીમાંથી કાઢી મૂકો એ કથા કીર્તનમાં દ્રવ્ય ખરચે છે, ત્યારે મ્લેચ્છે કહ્યું, તેના ભાગ્યવડે મારું દ્રવ્ય દિન પ્રતિદિન વધતું જાય છે, એ કાંઈ સંસાર વ્યવહારમાં ખરચતો નથી જેથી એને કાઢી મૂકું. એ ગોપાલદાસ એવા કૃપાપાત્ર હતા. જેમના સંગથી મ્લેચ્છની બુદ્ધિ નિર્મળ રહેતી હતી.

(હરિદાસ વાણિયાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫ મી.)

એ હરિદાસ વાણિયા મેરતા ગામમાં રહેતા હતા, ગામમાં તે એક જ વૈષ્ણવ હતા, અને તે ગામનો રાજા જૈમલ સ્માર્ત ધર્મમાં હતો. એકાદશી પહેલી કરતો હતો. જૈમલ રાજાની બેનનું ઘર હરિદાસ વાણિયાની ઘરની સામું હતું. જ્યારે શ્રી ગુસાંઇજી હરિદાસને ઘેર પધાર્યા ત્યારે જૈમલની બેનને બારીમાંથી શ્રી ગુસાંઇજીનાં સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમના દર્શન થયાં, જૈમ-લની બેને પત્રદ્વારા શ્રી ગુસાંઇજીને વિનંતી કરી, ને પત્રદ્વારા તે સેવક થઇ. એક દિવસ જૈમલે એવો હુકમ કર્યો કે બીજી એકાદશી કરશે તેને શિક્ષા કરીશ.હલકારાએ જૈમલને ખબર કરી કે હરિદાસે બીજી એકાદશી કરી છે એટલે હરિદાસને બોલાવ્યા. અને કહ્યું, હરિદાસ તમે બીજી એકાદશી કેમ કરી? ત્યારે હરિદાસે કહ્યું, જૈમલ મારી ખુશી. જૈમલને ઘણો ક્રોધ ચડયો. અને ક્રોધાવેશમાં શુધ ભૂલી ગયો તરવાર ખેંચીને હરિદાસને મારવા દોડયો. જૈમલરાજાની કચેરીમાં એવો હુકમ હતો કે તેના હુકમ વિના કોઈ કંઈ પણ કરે તો તેને શિક્ષા થાય. એવી તેની રીત હતી. હરિદાસને પકડવા કોઇ ન ઊઠયું જૈમલે તરવાર ખેંચી તે જોઇને હરિદાસ બહાર ભાગ્યા અને જૈમલ

सकृत्संपूजनंतेषांमुक्तिदंपापिनामपि ॥ सहस्रवार्षिकीपूजाविष्णोर्भगवानोहरेः ॥
सकृद्भागवताचार्या.कलांनार्हंतिषोडशीम् ॥ १६ ॥
सकृत्संपूजितेपुण्येमहाभागवतेगृहे ॥ आकल्पकोटिपितरः परितृप्तानसंशयः ॥ १७ ॥
यथातुष्यतिदेवेशोमहाभागवतार्चनात् ॥ तथानतुष्यतिहरिर्विधिवत्स्वार्चनादपि ॥ १८ ॥
षष्टिवर्षसहस्राणिविष्णोराधनेफलम् ॥ सकृद्वैष्णवपूजायांलभतेनात्रसंशयः ॥ १९ ॥
वैष्णवोयद्गृहेभुंक्तेतस्यभुंक्तेहरि स्वयम् ॥ हरिर्यस्यगृहेभुंक्तेतस्यभुंक्तेजगतत्त्रयम् ॥ २० ॥
अंबरीषाख्यानेदुर्वासायभगद्वाक्यम् ॥
अहंभक्तपराधीनोह्यस्वतंत्रइवद्विज ॥ साधुभिर्ग्रस्तहृदयोभक्तैर्भक्तजनप्रियः ॥ १ ॥
नाहमात्मानमाशासेमदभक्तैः साधुभिर्विना ॥ श्रियंचात्यंतिकिंब्रह्मन्येषांगतिरहंपरा ॥ २ ॥
येदारागारपुत्राप्तान्प्राणन्वित्तमिमंपरम् ॥ हित्वामांशरणंयाताः कथंतांस्त्यक्तुमुत्सहे ॥ ३ ॥
मयिनिर्बद्धहृदयाःसाधवःसमदर्शना वशीकुर्वंतिमांभक्त्यासत्स्त्रियःसत्पतिंयथा ॥ ४ ॥
यत्सेक्यातीतंचसालोक्यादिचतुष्टयम् ॥ नेच्छंतिसेवयापूर्णाःकुतोऽन्यत्कालविप्लुतम् ॥ ५ ॥
साधवोहृदयंमह्यंसाधूनांहृदयंत्वहम् मदन्यतेनजानांन्तिनाहंतेभ्योमनागपि ॥ ६ ॥
एवंधर्मैर्मनुष्याणामुद्धवाऽऽत्मनिवेदिनाम् ॥ मयिसंजायंतेभक्तिःकोऽन्योऽयस्यावशिष्यते ॥ ७ ॥
दशमस्कंधेउत्तरार्धेभगवद्वाक्यम्—
नह्यम्मयानितीर्थानिनदेवामृच्छिलामयाः ॥ तेपुनंत्युरुकालेनदर्शनादेवमाधवः ॥ ८ ॥
नाग्निर्नसूर्योनचंद्रतारकानभूर्जलंखंश्वसनोथवाङ्मनः । उपासिताभेदकृतोहरंत्यधंविपश्चितोघ्नन्तिमूहूर्तसेवया ॥ ९ ॥ यस्याऽऽत्मबुधिःकुणपेत्रिधातुकेस्वधीःकलत्रादिषुभौमईज्यधीःयत्तीर्थंबुद्धिः सलिलेनकर्हिचिज्जनेष्वभिज्ञेषु स एवगोखरः ॥ १० ॥

આ સાંભળીને જૈમલજી શાસ્ત્રને જાણુવાવાળા થયા. અને કહેવા લાગ્યા, આ શાસ્ત્રનો અભ્યાસ કયાં કર્યો! ત્યારે તે બાઈએ કહ્યું, મારા મોટા ભાઇ હરિદાસ પાસેથી શીખી છું. ત્યારે જૈમલે પૂછ્યું તારો મોટો ભાઇ શી રીતે થાય? ત્યારે તે બાઇએ કહ્યું, પ્રથમ એ શ્રી ગુસાંઇજીના સેવક થયા. અને પછી હું થઇ તે મારા મોટા ભાઈ થાય, મારા પ્રાણુ કરતાં પણુ મને વધારે વહાલા છે. ત્યારે જૈમલે કહ્યું, એ નિત્ય તારે ઘેર આવે છે? ત્યારે તે બાઈએ કહ્યું કે નિત્ય ભગવદ્સેવા કરવા આવે છે. ચાલ તું દર્શન કર. તરવાર નીચે મૂકી દે, શ્રી ઠાકુરજી

આગળ તરવાર રખાય નહિ, તે બાઈએ જૈમલને આ પ્રમાણે કહી તરવાર નીચે મુકાવી અને હાથ પકડી શ્રી ઠાકુરજી આગળ લઈ ગઇ. દર્શન કરતામાં જ ક્રોધ બધો સમાઇ ગયો, અને બુદ્ધિ નિર્મળ થઇ ગઇ જેવી રીતે સૂર્ય ઉદય થયાથી કમલ ખીલે તેમ જૈમલનું હૃદયકમળ પ્રફુલિત થઈ ગયું. અને કહેવા લાગ્યો કે હરિદાસ પાસે મારો કરેલો અપરાધ ક્ષમા કરાવો અને મને વૈષ્ણવ કરાવો. તે બાઈએ જૈમલજીને નવરાવી હરિદાસ પાસે અપરાધ ક્ષમા કરાવ્યો. અને તેને બેસાડયો. અને કહ્યું, આજ મહાપ્રસાદ અહીં લેજો. જૈમલજીએ મહાપ્રસાદ ત્યાં લીધો એટલામાં શ્રી ગુસાંઈજીએ દ્વારકાથી મેરતે પધારી હરિદાસને ઘેર ખબર મોકલી. આ વાત સાંભળીને હરિદાસજી જૈમલને સાથે લઈને દર્શન કરવા ગયા. અને જૈમલજી ત્યાં વૈષ્ણવ થયા. આખું કુટુંબ અને ગામ બધું વૈષ્ણવ થયું. બધા લોકોને આશ્ચર્ય લાગ્યું કે જૈમલ હરિદાસને મારવા ગયો હતો તે વૈષ્ણવ થઇને ઘેર આવ્યો. એ હરિદાસ એવા ટેકી વૈષ્ણવ હતા કે જૈમલથી ન ડર્યા. જૈમલની સામા ઉત્તર દીધો.

### પ્રસંગ ૨ જો.

હરિદાસને એક પુત્રી હતી. હરિદાસે તેમના ગોરને કહ્યું; આ પુત્રીની સગાઈ કરી આવો, ત્યારે તે ગોર એક જૈન-ધર્મીને ધનાઢ્ય જાણીને ધનના લોભથી તેને ઘેર સગાઇ કરી આવ્યો. હરિદાસ આ વાત સાંભળીને કંઈ પણ બોલ્યા નહિ. અને ગોરને કહ્યું કે દ્રવ્ય તથા પુત્રી લઈ જઇને તમે વિવાહ કરી દો, ત્યારે ગોરે હરિદાસ પાસેથી દ્રવ્ય લઈને વિવાહ કરી દીધો

અને પુત્રીને પરભારી વિદાયગીરી દીધી. હરિદાસ એવા ટેકી ભગવદિય હતા કે જેમણે લોક નિંદા સહન કરી, પરંતુ જૈનધર્મીનું મોં ન જોયું એ એવા કૃપાપાત્ર ભગવદિય હતા.

(હરિદાસની પુત્રીની વાર્તા.) (પ્રસંગ ૧લો.) (વાર્તા ૧૬ મી.)

હરિદાસનો ગોર હરિદાસની પુત્રીને પરણાવી તેને સાસરે મૂકી આવ્યો, તેનું નામ કૃષ્ણાબાઈ હતું એ કૃષ્ણાબાઈએ સાસરાને ઘેર અનાચાર જોઈને વિચાર કર્યો કે, અન્નજળ નહિ લેવું અને દેહ ત્યાગ કરવો. તેથી તેણે ત્રણ દિવસ અન્ન જળ લીધું નહિ. તેની સાસુનો સ્વભાવ ઘણો દયાયુક્ત હતો તેથી તેને દયા આવી. એટલે તેણે કહ્યું કે વહુ તું ખાતી કેમ નથી? ત્યારે કૃષ્ણાબાઇએ કહ્યું કે હું તો મારે હાથે રસોઇ કરીને ખાઉં, બીજાના હાથથી જળ પણ ન લઉં ત્યારે તેની સાસુએ કહ્યું કે તારે હાથે જળ લાવી ને રસોઈ કર. એમ કહી વાસણ વહુએ કહ્યાં તે બધાં તેની સાસુએ આપ્યાં. વહુએ રસોઇ કરીને ભોગ ધર્યો અને પછી ભોગ સરાવી એક પાતર પોતાની કરી લીધી અને બધો મહાપ્રસાદ તેમને આપી દીધો. મહાપ્રસાદ લેતામાં જ તેમની બુદ્ધિ નિર્મળ થઇ. એટલે કૃષ્ણાની સરાહના ઘરના બધા કરવા લાગ્યા. એ કૃષ્ણા જળ ભરવા ગામ બહાર કૂવો હતો ત્યાં નિત્ય જતી હતી. તે કૂવાપર તેને એક વૈષ્ણવ મળ્યો. તેની સાથે હરિદાસની ઓળખાણ નીકળી, એટલે તે વૈષ્ણવ નિત્ય કૂવા પર તે બાઇને ભગવદ્સ્મરણ કરાવે. અને કૃષ્ણા તે ભગવદ્સ્મરણ કર્યા વિના પ્રસાદ લેતી નહોતી. જે દિવસે કૂવા પર ન મળે તે દિવસ તેને ઘેર જઇ ભગવદ્સ્મરણ

કરી આવતી એનું કારણ એ કે શ્રીમહાપ્રભુજીએ નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરી છે કે "निवेदनंतुस्मर्तव्यंसर्वथाताद्दशैर्जनैः" તેથી તે નિત્ય ભગવદ્દસ્મરણ કર્યા વિના પ્રસાદ લેતી નહોતી. એક-વાર તે વૈષ્ણવ કોઈ ગામ ગયો હતો તે ત્રણ દહાડે આવ્યો. એટલે કૃષ્ણાએ ત્રણ દિવસ સુધી પ્રસાદ ન લીધો. કૃષ્ણાને તેની સાસુએ કહ્યું કે ત્રણ દિવસ થયાં તું નિત્ય ગાયને પાતળ કેમ દે છે અને તું કેમ લેતી નથી? ત્યારે કૃષ્ણાએ કહ્યું કે મારો ગુરુભાઇ નિત્ય મને કૂવા પર મળે છે અને જો ન મળે તો તેને ઘેર જઇને ભગવદ્દસ્મરણ કરી આવું છું તે ત્રણ દિવસ થયાં મળતો નથી તેથી મહાપ્રસાદ લેતી નથી. સાસુ તેનું સત્ય દેખીને ઘણી રાજી થઈ, અને કહેવા લાગી કે હું તારી સાથે આવું તો મને તે વૈષ્ણવનું ઘર બતાવીશ. તે સાસુને પણ વૈષ્ણવને ઘેર લઇ ગઇ. તે વૈષ્ણવ ત્રણ દિવસે ઘેર આવ્યો. કૃષ્ણાને તેણે ભગદ્દસ્મરણ કર્યાં, ત્યારે તેની સાસુ હાથ જોડી કહેવા લાગી, એ ત્રણ દિવસ થયાં ભુખી છે. અને કૃપા કરી તમે મારે ઘેર નિત્ય આવી તેને ભગવદ્દસ્મરણ કરાવી જાઓ તો હું તમારો ઉપકાર માનીશ. અને તમારા સંગથી મારું પણ સારું થશે. વૈષ્ણવે નિત્ય આવવાની હા કહી, તે દિવસથી તે નિત્ય તેને ઘેર આવી ભગવદ્દસ્મરણ કરાવતો તેથી કૃષ્ણાની સાસુ, સસરો, ધણી અને ઘરના બધા તેને ઓળ-ખવા લાગ્યા. અને કહેવા લાગ્યા, તમારો ધર્મ અમને સમજાવો. અમે બધા તમારા શિષ્ય થઇએ, ત્યારે તેણે કહ્યું કે

અમારા ધર્મમાં તો બધા શ્રી ગુસાંઇજીના સેવક થાય છે. ત્યારે તેની સાસુએ કહ્યું, એ શ્રી ગુસાંઈજી ક્યાં રહે છે. અને અમારે ઘેર પધારે એવો કંઇપણ ઉપાય કરો. દ્રવ્ય તો અમારે ઘણું છે, તમે કહેશો તેટલું ખર્ચ કરીશું. વૈષ્ણવે પત્ર લખીને કાસદ મોકલ્યો એટલે શ્રી ગુસાંઈજી ત્યાં પધાર્યા. અને બધા સેવકથયા. અને તેનાં સંગથી ગામના વાણિયા પણ સેવક થયા. એ હરિદાસનાં પુત્રી શ્રી ગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં કે જેના સંગથી બધું ગામ વૈષ્ણવ થયું.

( प्रसंग ३ जो. )

શ્રી ગુસાંઇજી ત્યાંથી દ્વારિકા પધાર્યા. એક દિવસ કૃષ્ણાની સાસુએ રસોઇ કરી તેથી તેને ઘણો તાપ થયો કે મારી સેવા ચૂકી અને રસોઈ કરવાની વખતે શ્રી ઠાકુરજી આવીને મને શિખવતા અને ઇચ્છામાં આવતી તે સામગ્રી કરાવતા વિગેરે બાલભાવ બધો જણાવતા, હવે એ સુખ નહિ મળે આવો વિચાર કરીને વિપ્રયોગ કરવા લાગી. એનો તાપ શ્રી ઠાકુરજી સહી ન શકયા. તેની સાસુને શ્રી ઠાકુરજીએ સ્વપ્નમાં જણાવ્યું કે મને કૃષ્ણાના હાથની રસોઈ બહુ ભાવે છે જેથી તમે બીજી સેવા કરો. બીજે દિવસે કૃષ્ણાની સાસુએ તેને કહ્યું, રસોઇ તું કર હું બીજી સેવા કરીશ અને શ્રીઠાકુરજીએ શ્રી ગુસાંઇજીએ પણ જણાવ્યું કે કૃષ્ણાને ભલામણ કરો કે રસોઇની સેવા ન છોડે. શ્રી ગુસાંઈજી દ્વારકાથી પાછા તે ગામમાં પધાર્યા. અને કૃષ્ણા શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા આવતી તેથી રસોઈને બહુ વાર થાય એમ જાણીને તેની સાસુ

સેવા કરતી. શ્રી ગુસાંઇજીએ કૃષ્ણાને આજ્ઞા કરી કે તારા હાથની રસોઇ શ્રી ઠાકુરજીને ભાવે છે તેથી તું શ્રી ઠાકુરજીથી પહોંચીને મારાં દર્શન કરવા આવજે. દાસનો ધર્મ છે કે પ્રભુને શ્રમ ન પહોંચે એવું કરવું. તે દિવસથી ઘણું કરી કૃષ્ણાબાઈ રસોઈની સેવા કરતાં એ એવાં કૃપાપાત્ર હતાં.

(અલીખાન પઠાણની વાર્તા.) (प्रसंग १ लो.) (વાર્તા ૧૭ મી.)

એ અલીખાન પઠાણ પૃથ્વીપતિની પાસેથી નવાસાની હકુમત લઇને મહાવન આવી રહ્યા હતા. અને શ્રી ગુસાંઇજીની પાસે નિત્ય કથા સાંભળવા આવતા હતા, એક દિવસ કથામાં એવું સાંભળ્યું કે લોક, "वृक्षेवृक्षेवेणुधारीपत्रेपत्रेचतुर्भुजः।यत्रवनावनंतत्रलक्षालक्षकथाकुतः॥१॥ આ શ્લોક સાંભળીને એવો ઢંઢેરો પીટાવ્યો જે કોઇ વ્રજના વૃક્ષનું પાંદડું સરખું તોડશે તો તેને શિક્ષા કરીશ. આ દેશમાં એક તેલી તેલ ભરીને જતો હતો તેણે એક વૃક્ષની ડાળ તોડી તેથી અલીખાંએ તેનું બધું તેલ વૃક્ષમાં ઢોળાવી દીધું. તે દિવસથી એવો ડર બેસી ગયો કે કોઈ વૃક્ષનું પાંદડું પણ તોડે નહિ.

प्रसंग २ जो.

એક દિવસ એક ચોરને અલીખાન પાસે પકડી લાવ્યા. એ ચોર સોગન ખાવા લાગ્યો કે હું ઉના તેલમાં હાથ ઘાલું અને તે જો ઠંડુ થઇ જાય તો સાચું માનજો. અલીખાને તેલ મંગાવીને કહ્યું કે પરમેશ્વર ઉના તેલને ટાઢું કરે છે અને ટાઢાને ઉનું કરે છે તેથી તું ટાઢા તેલમાં હાથ ઘાલ. ચોરે ટાઢા તેલમાં હાથ ઘાલ્યો. કે તેનો હાથ બળી ગયો, એ અલીખાનનો પર-

મેશ્વરપર એવો વિશ્વાસ હતો.

પ્રસંગ ૩ જો.

અલીખાંન પાસે એક ઘોડો ઘણો જ સુંદર હતો. એક ઘડીમાં છ ગાઉ ચાલતો હતો. એ ઘોડાને દેખીને શ્રી ગુસાંઈજીએ બહુ સરાહના કરી. એટલે અલીખાંને તે ઘોડો શ્રી ગુસાંઈજી પાસે મોકલી દીધો. પરંતુ શ્રી ગુસાંઇજીએ રાખ્યો નહિ. ત્યારે વિચાર્યું કે જો હું તેમનો સેવક થઈશ તો તે રાખશે. અલીખાંન સેવક થયા અને સેવા કરવા લાગ્યા. અલીખાંનની પુત્રી પણ સેવા કરવા લાગી. શ્રી ઠાકુરજી તેને અનુભવ બતાવવા લાગ્યા અને તે સાથે મળીને નૃત્ય કરતા. અલીખાંનને ખબર પડી કે ભીતર નૃત્યનો શબ્દ થાય છે. અલીખાંને છુપા રહીને જોયું તો શ્રીઠાકુરજી પધાર્યા હતા અને નૃત્ય કરતા હતા. આ જોઇને પુત્રીની સરાહના કરવા લાગ્યા.

પ્રસંગ ૪ થો.

નિત્ય શ્રી ગુસાંઈજી ગોકુળમાં કથા કહેતા હતા. અને સર્વ સાંભળતા હતા. અલીખાંન પણ નિત્ય કથા સાંભળવા આવતા હતા. જ્યારે અલીખાંન આવે ત્યારે શ્રી ગુસાંઈજી કથા કહેવી શરૂ કરે. ત્યારે વૈષ્ણવોના મનમાં એમ આવ્યું કે મલેચ્છ આવે છે ત્યારે વાંચે છે. શ્રી ગુસાંઈજીએ વૈષ્ણવોના મનની વાત જાણીને તેમને એક દિવસ પૂછ્યું કે કાલે કયો પ્રસંગ હતો, કોઇ પણ વૈષ્ણવ બોલી શકયો નહિ એટલે અલીખાંને હાથ જોડી વિનંતી કરી કે કાલનું કહું કે જે દિવસથી કથાનો આરંભ થયો છે તે દિવસથી બધું કહું. આ

સાંભળીને શ્રી ગુસાંઈજી બહુ પ્રસન્ન થયા. અલીખાંન એવા કૃપાપાત્ર હતા કે જે કોઈ ભગવદ્ વાર્તા સાંભળતા તે એક અક્ષરપણ વિસરતા નહિ.

(નિહાલચંદ ક્ષત્રીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૮ મી.)

નિહાલચંદ ઉજ્જનમાં રહેતા હતા. પુષ્ટીમાર્ગીય ગ્રન્થ સાંભળવામાં તેમની આસક્તિ ઘણી હતી. શ્રીઠાકુરજી તેમને સાનુભાવ હતા. એક સમયે એ નિહાલચંદ શ્રીગોકુલ ગયા. રસ્તામાં ચોર-વેપારીનો સંગાથ થયો. તેથી ચોર વેપારીને અને નિહાલચંદને પકડી લઈ ગયા. દ્રવ્ય બધું લઈ લઈને કેદ કર્યા. અને બધાને મારી નાખવાનો વિચાર કર્યો. એ ચોરના મુખ્ય પટેલની મા વૈષ્ણવ હતી. ચાચા હરિવંશજીએ ભીલના ગામને વૈષ્ણવ કર્યું હતું તે ગામની તે પુત્રી હતી. નિહાલચંદભાઈ રાત્રે કીર્તન કરતા હતા તે આ પટેલની માએ સાંભળ્યાં તેથી ઉઠી તે નિહાલચંદભાઈની પાસે ગઈ, અને તેમને પૂછ્યું કે તમારું નામ શું છે ? તેથી તેમણે પોતાનું નામ બતાવ્યું. તેણે નિહાલચંદનું નામ વૈષ્ણવો પાસેથી સાંભળ્યું હતું તેથી તે નામ સાંભળતાં જ નમી પડી. અને પુત્રને બોલાવી નમાવ્યો અને અપરાધ ક્ષમા કરાવ્યો. અને આખા ગામને વૈષ્ણવ કરાવ્યું. આખા ગામે મળીને શ્રી ગુસાંઈજીની ભેટ કાઢી અને નિહાલચંદભાઈએ તે ચોરોને ચોરી છોડાવી દીધી અને ખેતી કરવાનું કહ્યું. ત્યાંથી નિહાલચંદ શ્રીગોકુલ આવ્યા અને ચોર વેપારી પણ સાથે આવ્યા અને સર્વ વૈષ્ણવ થયા તેમની પાસે જે માલ હતો તે ભેટ કર્યો. એ નિહાલચંદ એવા કૃપાપાત્ર હતા કે

જેના સંગથી ભીલનું ગામ તથા વેપારી વૈષ્ણવ થયા.

(માધવદાસ ક્ષત્રીની વાર્તા) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૯ મી.)

માધવદાસ કાબુલમાં રહેતા હતા. એકવાર ભૈયા રૂપમુરારી દેશાધિપતિની સાથે કાબુલ ગયા અને ત્યાં બજારમાં માધવદાસના કપાળમાં તીલક જોઈને પુછવા લાગ્યા કે તમે કોણ છો અને આ તીલક કેમ કર્યું છે? માધવદાસજીએ કહ્યું કે, હું શ્રી ગુસાંઇજીનો સેવક છું; એટલે રૂપમુરારીએ કહ્યું કે હું પણ શ્રી ગુસાંઈજીનો સેવક છું, આથી માધવદાસ ઘણા પ્રસન્ન થયા. એટલામાં માધવ ઉઠીને અંચલ ફેરવવા લાગ્યા. એટલે રૂપમુરારીએ કહ્યું કે આ શું કરો છો ? ત્યારે તેમણે કહ્યું કે શ્રીનાથજી ગાય ચરાવીને વૃજમાં પધારે છે તેથી હું અંચલ વારૂં છું. આ સાંભળીને રૂપમુરારી ઘણા વિસ્મત થયા અને આશ્ચર્ય પામ્યા કે શ્રીનાથજી એમને અહીં દર્શન દે છે, મનમાં તેમની સરાહના કરવા લાગ્યા. માધવદાસે શ્રીનાથજીનો શૃંગાર કર્યો ને રૂપમુરારીએ લખી લીધો પછી માધવદાસને ઘેર જઈને શ્રીઠાકુરજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત્ શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન થયાં એટલે મનમાં કહ્યું કે; મારા મોટાં ભાગ્ય છે કે શ્રી ગુસાંઈજીએ આવા મ્લેચ્છના દેશમાં મને વૈષ્ણવનો સંગ દીધો. પછી કેટલાક દિવસ રહીને ચાલવા લાગ્યા ત્યાં માધવદાસે કહ્યું કે તમે થોડા દિવસ વધારે રહો. પૃથ્વીપતિ વીશ મજલ જશે ત્યાં હું તમને એક દિવસે પહોંચતા કરી દઇશ. રૂપમુરારી ત્યાં રહ્યા. વીસ દિવસ પછી માધવદાસજી રૂપમુરારીની સાથે ઘોડાપર બેસીને એક રાતમાં પર્વતમાંથી

બીજો રસ્તો ૮૦ ગાઉનો શોધી કાઢી ને પહોંચી ગયા. આ ર-
સ્તે ચોર બહુ હતા; પરંતુ માધવદાસજીને કે રૂપમુરારીને કો-
ઈએ દેખ્યા નહિ, અને આખી રાત રસ્તામાં ભગવદવાર્તા કરતા
કરતા આવ્યા. માધવદાસે કહ્યું કે હું હરિદ્વારમાં શ્રી ગુસાંઈજીનો
સેવક થયો હતો. રૂપમુરારી આશ્ચર્ય પામ્યા કે શ્રીનાથજી વ્ર-
જલીલા સહિત તેને દર્શન દે છે અને શ્રી ગુસાંઇજીની તેના પર
ઘણી કૃપા છે. માધવદાસ રૂપમુરારીની વિદાય લઇ પોતાના ઘેર
આવ્યા. એ માધવદાસ એવા કૃપાપાત્ર હતા કે જેમને કાબુલમાં
શ્રીનાથજી નિત્ય દર્શન દેતા હતા. સાર એટલો જ કે પ્રભુ તો
માત્ર ભાવને વશ છે, સાધનને વશ નથી. નંદદાસજીએ કહ્યું
છે કે "॥ દોહા ॥" યદપિ અગમતેં અગમહેં, નિગમ કહતહે
જાહિ, તદપિ રંગીલે પ્રેમવશ નિપટ નિકટ હરિઆહિ.

(માધવદાસ ભટનાગરા કાયસ્થની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૨૦ મી .)

માધવદાસ જે દિવસથી શ્રી ગુસાંઇજીના સેવક થયા તે
દિવસથી તેમનું મન શાંત થયું અને ભગવદ સેવા કરવા લાગ્યા.
માધવદાસના પિતા સંસારાસક્ત અને વિષયી હતા. માધવ-
દાસ ઉપર સદા અપ્રસન્ન રહેતા હતા. તેમની પાસે દ્રવ્ય ઘણું
હતું; પરંતુ માધવદાસને પૈસો સરખો આપતા નહોતા. એનું
કારણુ એ હતું કે માધવદાસ ભગવદ્ ધર્મમાં ખરચી નાંખે,
અને માધવદાસની ઘણી જ નિંદા કરતા હતા. જ્યારે તે ઘણા
વૃદ્ધ થયા ત્યારે માધવદાસે કહ્યું—હવે તો તીર્થયાત્રા કરો તો
ઘણું સારું. માધવદાસનો પિતા તીર્થયાત્રા કરવા ગયો. મથુરાના
ચોબાએ મળીને કહ્યું કે તમે ગુરુમુખ થાઓ. ત્યારે તેણે વિચાર

કર્યો કે ચોબાને મારા ગુરુ થયા ઘણા દિવસ થયા પરંતુ મારું મન સંસારાસક્તમાંથી નીકળ્યું નહિ. માટે હવે તો માધવદાસના ગુરુને શરણ જાઉં તો મારું મન નિવૃત્ત થાય. એવો વિચાર કરીને શ્રીગોકુળ ગયા અને વિનંતી કરી કે મારો અંગીકાર કરો. શ્રી ગુસાંઈજીએ નામ નિવેદન કરાવ્યું, માધવદાસના પિતાએ શ્રી ગુસાંઈજીની સાથે જઇને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં અને મનમાં વિચાર્યું કે શ્રી ગુસાંઇજીના ચરણા–રવિંદને જ્યાંસુધી આ દેહ રહેશે ત્યાંસુધી છોડીશ નહિ. આવો વિચાર કરીને માધવદાસને પાસે બોલાવી લીધા. અને મનમાં કહેવા લાગ્યા કે મારું ધનભાગ્ય છે કે મારે માધવદાસ સરખો પુત્ર જનમ્યો, કે જેથી મને શ્રી ગુસાંઈજીનાં ચરણારવિંદ મળ્યાં. સર્વ તીર્થ તેમના ચરણારવિંદમાં સમાયેલાં છે. તેથી હવે તીર્થ કરવા નહિ જાઉં. બધું દ્રવ્ય માધવદાસને સોંપી દીધું. આ માધવદાસ આવા ભગવદીય હતા કે જેના સંગથી તેમનો પિતા જે વિષયાસક્ત હતો, તેનું મન વિષયમાંથી નીકળીને શ્રી ઠાકુરજીમાં લાગ્યું.

(કટ હરિયાની વાર્તા.) प्रसंग १ लो (વાર્તા ૨૧ મી.)

એકવાર શ્રી ગુસાંઇજી ગુજરાતમાંથી વૃજમાં પધારતા હતા ત્યારે કટહરિયા ત્રણસે સ્વાર લઇને લોકોને લુંટવા ફરતો હતો. તેણે શ્રી ગુસાંઈજીની સ્વારી જતી જોઇને ઘેરો ઘાલ્યો. પંદર વીશ ગાડી હતી તે બધીને રોકી એટલે શ્રી ગુસાંઈજીના મનુષ્ય એક એક ગાડી ઉપર એક એક ઉભા રહ્યા. ચોરોને એમ જણાયું કે ગાડી પર એક એક સિંહ ઊભો છે અને એ કટહરિયા તો શ્રી

ગુસાંઈજીના રથ આગળ ગયો અને જુએ છે તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમ વિરાજે છે. દંડવત કરી ઊભો રહ્યો અને વિનંતિ કરી કે હું અપરાધી છું. આપ કૃપા કરીને મને પાવન કરો. આપ વિના કોઇ મારો ઉદ્ધાર કરી શકશે નહિ. શ્રી ગુસાંઇજીએ નામ સુણાવ્યું. અને ત્યાં જ મુકામ કર્યો, કટહરિયો, બધા ચો-રને વિદાય કરીને પોતે શ્રીગુસાંઇજીની સાથે રહ્યો અને શ્રીગો-કુળ જઈ રહ્યો, કટહરિયાએ સેંકડો નવાં પદ બનાવીને ગાયાં, એકવાર જન્માષ્ટમીને દિવસે શ્રીનાથજી આગળ ગાયું તે પદ. "આજ મહામંગલ મહેરાતેં, પંચ શબ્દધ્વનિ ભેર વધાઇ ઘરે ઘર બેરખવાને," આ પદ સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા, અને પોતે વિચાર કર્યો કે શ્રીનાથજીએ કટહરિયાપર કેવી કૃપા કરી છે કે ચોરી કરતો હતો અને મનુષ્યને મારતો હતો તે ભગવદલીલાનું અવગાહન કરે છે. આવો વિચાર કરી ને પોતે ઘણા પ્રસન્ન થયા, ગોપાલદાસજીએ ગાયું છે.કે, "એ વાને ગુણ નિધનાથ ગાતાં બ્રહ્મહત્યાદિક અઘટરે" લીલાને લ-હેરીસિધું ઝીલે રાસરસિકને જઇ મળે. આ વાત કટહરિયામાં પ્રત્યક્ષ જોઈ. એ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(રૂપચંદ નંદાની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૨૨ મી.)

રૂપચંદ નંદા આગ્રામાં રહેતા હતા; એક દિવસ શ્રીગો-કુળ આવ્યા ત્યારે રાઘવદાસ શ્રી ગુસાંઇજીની પાસે સુબોધી-નિજી ભણતા હતા. રાઘવદાસના મનમાં એમ આવ્યું કે ચો-ચાજી પરદેશ જઈને ભેટ લાવે છે; પરંતુ જો મારા સરખો પંડિત જાય તો એથી પણ વધારે ભેટ લઇ આવે કારણ કે; ચાચાજી

કંઈ ભણ્યા નથી: આના મનની વાત શ્રી ગુસાંઈજીએ જાણી અને રૂપચંદ નંદાએ પણ જાણી. ત્યારે રૂપચંદ નંદાએ રાઘવદાસને પૂછયું કે શ્રીમદ્દભાગવતના દશમ સ્કંધમાં પુર્વાર્ધના ૪૯ અધ્યાય છે અને ઉતરાર્ધમાં ૪૧ અધ્યાય છે. તો અર્ધ ભાગ નામ શી રીતે પડયું. ત્યારે રાઘવદાસે કંઈ ઉત્તર આપ્યો નહિ રૂપચંદ નંદાએ કહ્યું કે યોગ્યતા તો ચાચાજીથી વધારે રાખો છો. રાઘવદાસે પોતાનો અપરાધ ક્ષમા કરાવ્યો. એ રૂપચંદ નંદા એવા હતા કે શ્રી ગુસાંઇજીના તથા વૈષ્ણવના મનની વાત જાણતા હતા એ એવા કૃપાપાત્ર હતા.

प्रसंग २ जो.

એક દિવસ શ્રી ગુસાંઈજી આગ્રે પધાર્યા હતા. શ્રી ગુસાંઈજીના મનમાં એવું આવ્યું કે, એવો ઘોડો મળે કે ચાર ઘડીમાં શ્રીનાથજીનાં દર્શન કરી અવાય તો ઠીક. રૂપચંદ નંદાએ શ્રી ગુસાંઈજીનાં મનની વાત જાણીને એવો જ ઘોડો લાવી આપ્યો. શ્રી ગુસાંઈજીએ ઘોડા ઉપર સ્વાર થઇને શ્રીનાથજીનાં દર્શન કરી પાછા આગ્રે પધાર્યા. અને રૂપચંદ નંદાએ કહ્યું કે કંઈ માગો. ત્યારે તેણે માગ્યું કે આગ્રામાં મારા ઘર સિવાય બીજા કોઇને ઘેર કોઇ દિવસ ઉતરવું નહિ. તેમની શ્રી ગુસાંઇજીના સ્વરૂપમાં એવી પ્રિતી હતી. શ્રી ગુસાંઈજી શ્રી ગોકુલ વિરાજતા હતા. શ્રી ગુસાંઈજીના મનમાં જે સામગ્રીની ઇચ્છા થતી તે સામગ્રી રૂપચંદ નંદા શ્રી ગુસાંઈજીના મનની જાણીને ઝટ લઇને મોકલતા હતા. રૂપચંદ નંદાનું મન શ્રી ગુસાંઇજીના સ્વરૂપમાં તદરૂપ થઈ ગયું હતું. આવી આવી તેમની અનેક

વાર્તા છે. એ કૃપાપાત્ર ભગવદીય હતા. એમની વાર્તા કેટલીક લખીએ.

(યદુનાથદાસની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૨૩ મી.)

એ જોનપુરમાં રહેતા હતા. તેમનું મન હાથીના માવતની સ્ત્રીની સાથે આસક્ત હતું, તેને જોયા વિના જળ પીતા નહોતા. એક દિવસ તે સ્ત્રી સુતી હતી. અને પહોર દિવસ ચઢયો ત્યાંસુધી ઉઠી નહિ. યદુનાથદાસ ત્રણ પહોર તેના દરવાજે ઉભા રહ્યા. જ્યારે તે ઉઠી નહિ ત્યારે તેણે લોંડીને કહ્યું કે જો બહાર કોઈ પુરુષ તો નથી ઉભો. ત્યારે તે લોંડીએ કહ્યું કે દૈવનો માર્યો એક પુરુષ ઉભો છે ત્યારે તે સ્ત્રી બોલી કે તે તો ગાંડો છે. જેવું એનું મન મારા હાડકા ચામડામાં લાગ્યું છે તેવું જો શ્યામમાં લાગ્યું હોત તો કામ થઈ જાત. આ વાત સાંભળતાં જ યદુનાથદાસના મનમાં જેમ સૂર્ય ઉદયથી અંધારું મટી જાય અને પ્રકાશ થાય તેમ પ્રકાશ થઈગયો. તેથી ત્યાંથી ચાલી નીકળ્યા અને ઘેર આવી એવો વિચાર કર્યો કે જેમ બને તેમ શ્યામને ભજવા. તે જ વખતે શ્રી ગુસાંઈજી જોનપુર પધાર્યા હતા અને વૈષ્ણવ દર્શન કરવા જતા હતા એ ભીડ જોઇને યદુનાથદાસ પણ ભીડમાં ભરાઈ ગયા ત્યાં જઇને શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં, જઇને દંડવત્ કર્યાં અને શ્રી ગુસાંઇજીને વિનંતી કરી કે મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ નામ નિવેદન કરાવ્યું, માર્ગની પરણાલિકા સમજાવી શ્રી ઠાકુરજી પધરાવી દીધા. યદુનાથદાસનું મન ભગવદસેવામાં એવું આસક્ત થયું કે, પેલી હાથીવાળાની સ્ત્રી રોજ

સામે આવી ઉભી રહેતી પરંતુ યદુનાથદાસ તેની તરફ જુએ નહિ તેમ બોલે પણ નહિ. યદુનાથદાસ એવા કૃપાપાત્ર હતા જેમનું ચિત્ત વિષયમાંથી છુટીને શ્રી પ્રભુજીમાં લાગ્યું.

(રાજા લાખાની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૨૪ મી.)

એ રાજા વ્રજમાં તીર્થ કરવા આવ્યો, શ્રી નાથજીના દર્શન કરી શ્રી ગુસાંઇજીને શરણ આવ્યો, શ્રીનાથજીના સ્વરૂપમાં એવો આસકત થયો કે શ્રીનાથજી વિના તેને કંઇ ગમે નહિ. તેને અષ્ટ પહોર શ્રીનાથજીનું રટણ રહેતું હતું. એક દિવસ તેની સ્ત્રીએ કહ્યું કે, પડદાનો બંદોબસ્ત કરો કે હું દર્શન કરવા આવું. રાજાએ કહ્યું કે શ્રીનાથજીને ત્યાં પડદો કેવો એટલે રાણીયે શ્રી ગુસાંઈજીને પરભારી વિનતી કરાવીને પડદાનો બંદોબસ્ત કરાવ્યો અને તે દર્શન કરવા આવી. ત્યારે એક રાજા માત્ર અંદર હતો બીજું કોઈ પણ નહોતું શ્રીનાથજીએ કમાડ ઉઘાડી નાંખ્યા. અને અચાનક ભીડ રાણી ઉપર પડી; રાજાએ કહ્યું કે મેં પ્રથમથી જ કહ્યું હતું કે અહીં પડદો ન હોય: રાજાની આ વાત સત્ય કરવાને શ્રીનાથનાજીએ કમાડ ખોલ્યાં. એ એવા શ્રીનાથજીમાં આસકત હતા. શ્રી ગુસાંઇજીની કૃપાથી એમનો ભાવ સદા એવો રહેતો હતો.

(જ્ઞાનચંદની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૨૫ મી.)

જ્યારે જ્ઞાનચંદનો દેહ થાકયો ત્યારે બધા વૈષ્ણવે કહ્યું કે તમે ભગવદ નામ લો. એટલે વૈષ્ણવ ભગવદ સ્મરણ કરવા લાગ્યા, અને ભગવદ સ્મરણ કરતાં કરતાં જ્ઞાનચંદનો દેહ છુટી નવો દેહ ધરીને શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઈજીને જઈ દંડવત્ કર્યા

એટલે શ્રી ગુસાંઇજીએ પૂછયું કે કયારે આવ્યા ? ત્યારે જ્ઞાનચંદે કહ્યું કે હમણાં જ આવ્યો છું. એટલામાં શ્રી નવનીતપ્રીયાજીનાં દર્શન ખુલ્યાં, જ્ઞાનચંદે દર્શન કરી લીલામાં પ્રવેશ કર્યો. શ્રી ગુસાંઈજી બાહેર પધાર્યા ત્યારે વૈષ્ણવોએ પૂછયું કે જ્ઞાનચંદ કયાં ગયા છે ? ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે જ્ઞાનચંદ ભકતચંદની સાથે ગયા છે. એટલે ચાચા હરીવંશજી સમજી ગયા કે જ્ઞાનચંદનો દેહ છુટી ગયો અને તે ભગવદ લીલામાં ગયા. ચાચાજીએ સર્વ દ્રવ્ય ભેટ કરી દીધું, તેની પડોશમાં વૈષ્ણવોને કહ્યું એ જ્ઞાનચંદ એવા કૃપાપાત્ર હતા કે સર્વના દેખતાં વૈષ્ણવોને વિશ્વાસ ઉપજાવવા ભગવદલીલામાં પ્રવેશ કર્યો.

(ભાઇલા કોઠારીની વાર્તા.) પ્રસગ ૧ લો (વાર્તા ૨૬ મી.)

શ્રી ગુસાંઇજી દ્વારકા પધારતા ત્યારે ભાઇલા કોઠારીને ઘેર ઉતરતા. શ્રી ગુસાંઈજીના દર્શન કરવાને વાસ્તે ભાઇલા કોઠારીનું મન ઉદ્વિગ્ન રહેતું હતું. ભાઇલા કોઠારીના મનની વાત જાણી સર્વ કામ છોડી શ્રી ગુસાંઇજી પધારતા હતા. એ ભાઇલા કોઠારીના ઘરમાં એવો ચમત્કાર હતો કે જે કોઈ તેના ઘરમાં જાય તેની બુદ્ધિ શ્રી ગુસાંઈજીની કૃપાથી નિર્મળ થઈ જાય. એ દેશમાં એક બ્રાંહ્મણી શ્રી ગુસાંઇજીની સેવક થઇ તેણે પોતાનું સઘળું દ્રવ્ય ભેટ કરી તેની પાડોશમાં એક ચાડીઓ બ્રાહ્મણ રહેતો હતો તેણે ધોળકામાં લાછબાઈ રાણીને કહ્યું કે એક ગોકુળના ફકીર આવ્યા છે અને ભાઈલા કોઠારીને ઘેર ઉતર્યા છે તે સર્વનું દ્રવ્ય ઠગી જાય છે, એટલે લાછબાઇ રાણીએ પોતાના પ્રધાન બાજ બહાદુરને બોલાવી

પરવાનગી આપી કે તમે રાજનગર જાઓ અને કોઠારીને ઘેર જઈ બધી ખબર કાઢો. બાજ બહાદુર કોઠારીને ઘેર આવ્યો. તે વખતે દશ પાંચ ગરાસીઆ જે શ્રી ગુસાંઈજીનાં દર્શન કરવા આવ્યા હતા તે બેઠા હતા. બાજ બહાદુર તેમાં જઈ બેસી ગયો. શ્રી ગુસાંઈજી પધાર્યા ત્યારે બાજ બહાદુરે ઊઠી બધાની સાથે દંડવત્ કર્યા. સાક્ષાત કનૈયાલાલનાં દર્શન થયાં. બાજ બહાદુરે વિચાર કર્યો કે લોક નકામા મને લડાવે છે અને કાળને કાળ નજરે પડયા તેથી ઘણો બીન્યો અને શ્રી ગુસાંઈજી પાસે જવાની આજ્ઞા માગી, શ્રી ગુસાંઈજીએ બીડું આપ્યું ત્યારે બાજ બહાદુરે વિનંતી કરી કે કૃપા કરી એવી વસ્તુ આપો કે સદા માથે રાખીને ફરું. એટલે શ્રી ગુસાંઈજીએ સોપારી દીધી તે પાઘડીને છેડે બાંધીને માથા પર પહેરી રાખતો. બાજ બહાદુર મનમાં સમજયો કે આ તો ઇશ્વર છે. શ્રી ગુસાંઇજીને વિનંતી કરી કે મહારાજ મેહ કયારે વરસશે ! દુનિયા ઘણી ગભરાઇ રહી છે. પોતે આજ્ઞા કરી કે આજ વરસશે. આ સાંભળીને બાજ બહાદુર પોતાને ઘેર આવ્યો રસ્તામાં એવો વરસાદ પડયો કે બધો ભીંજાઈ ગયો ત્યારે દ્રઢ નિશ્ચય થયો કે આ તો ઇશ્વર છે. પેલા ચાડીખોર બ્રાહ્મણને મારી નાંખવાનો વિચાર કરી પકડી મંગાવ્યો. આ વાર્તા સાંભળી શ્રી ગુસાંઈજીએ કહેવરાવ્યું કે તેને મારશો નહિ. બ્રાહ્મણને કહ્યું કે કોઈ દિવસ કોઈની પણ ચાડી હવે પછી કરીશ નહિ. આવું લખાવી તેને શ્રી ગુસાંઇજી પાસે મોકલ્યો તેણે આવી દડંવત

કર્યા અને કહ્યું કે આપની કૃપાથી હું બચ્યો છું. મને તમારો સેવક કરો. બ્રાહ્મણને શરણ લીધો. ભાઈલા કોઠારી એવા કૃપાપાત્ર હતા કે તેમના ઘરમાં જે કોઇ આવે તેની બુદ્ધિ નિર્મળ થઈ જતી.

(શ્રી ગુસાંઇજીના સેવક હરજી કોઠારીની વાર્તા) પ્રસંગ ૧ લો (વાર્તા ૨૭ મી.)

એ ત્રણ ભાઇ હતા. શ્રી ગુસાંઇજી અસારવા પધારતા ત્યારે એ ત્રણે ભાઈનું મન પ્રસન્ન રાખતા. એક ભાઇને ઘેર પોઢતા. એક ભાઇને ઘેર તે રસોઈ કરતા અને એક ભાઇને ઘેર બેઠક રાખતા. એ ત્રણે ભાઈમાં હરજી કોઠારી પંડિત હતા. તેમણે વિઠ્ઠલસહસ્ર નામનો ગ્રન્થ પ્રકટ કર્યો છે એ શ્રી ગુસાંઈજીને પૂર્ણ પુરુષોત્તમ જાણતા હતા. એ ત્રણ ભાઈ એવા કૃપાપાત્ર હતા. આજ સુધી તેમના ઘરની બેઠક અસારવામાં પ્રસિદ્ધ છે.

(ગોપાલદાસની વાર્તા) પ્રસંગ ૧ લો. (વાર્તા ૨૮ મી.)

ગોપાલદાસ રૂપાલ ગામમાં રહેતા હતા. એ ગોપાલદાસની સગાઈ ભાઇલા કોઠારીને ઘેર થઇ હતી. એક દિવસે ભાઇલા કોઠારીને ઘેર તેમને નોતરું હતું. ગોપાલદાસ પાંચ વર્ષની ઉમ્મર હતા. તેમને જોઇને શ્રી ગુસાંઇજીએ પૂછયું કે આ કોણ છે, ત્યારે કોઠારીએ કહ્યું કે એ ગોમતીનો વર છે, ત્યારે શ્રી ગુસાંઇજી કહ્યું કે ગોમતીનો વર તો સાગર જોઇએ ત્યારે કોઠારીએ કહ્યું કે રાજની કૃપાથી સાગર થશે. શ્રી ગુસાંઈજીએ વિચાર કર્યો કે ભાઇલા કોઠારી મારો સેવક થયો માટે તેમનું વચન સત્ય થવું જોઇએ. તેથી પોતે ચાવેલું પાન ગોપાલદાસને આપ્યું. ગોપાલદાસનું હૃદય નિર્મળ થયું અને તેમને રાસલીલાનાં

દર્શન થયાં. રાસલીલામાં સદૈવ રાત હોય છે તેથી પહોર દિવસ ચઢયો હતો છતાં ગોપાલદાસે કેદારા રાગમાં વલ્લભાખ્યાન ગાયું. એ ગોપાલદાસ એવા કૃપાપાત્ર હતા કે જેમણે માર્ગનો સર્વ સિદ્ધાંત આખ્યાનમાં વર્ણન કર્યો. અને ચોથા આખ્યા-નમાં દ્વાદશ સ્કંધની દ્વાદશ લીલાનો સમાવેશ કરીને એકેક ટુંકમાં એકેક સ્કંધની લીલા ગાઈ. એ એવા કૃપાપાત્ર હતા.

પ્રસંગ ૨ જો.

શ્રી ગુસાંઈજીએ ગોપાલદાસના હૃદયમાં પ્રવેશ કર્યો અને ગોપાલદાસના મુખદ્વારા વલ્લભાખ્યાન વર્ણન કર્યું જેવી રીતે શુકદેવજીના હૃદયમાં શ્રી ઠાકુરજીએ પ્રવેશ કરીને શુકદે-વજીના મુખદ્વારા શ્રીમદ્ભાગવત વર્ણન કર્યું હતું. આ કાર-ણથી જ શ્રીમદ્ભાગવતમાં કોઇ ઠેકાણે શ્રી રાધાજી એવું નામ નથી. અને તે જ હેતુથી શ્રી વલ્લભાખ્યાનમાં શ્રી રૂક્ષમણી વહુ-જીનું અને શ્રી પદ્માવતી વહુજીનું નામ નથી. એ ગોપાલદાસ એવા કૃપાપાત્ર હતા.

(માણેકચંદ ઓસવાલ વાણિયાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૨૯ મી.)

માણેકચંદને શ્રીગુસાંઈજીનાં પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. માણેકચંદ તથા તેમની સ્ત્રી શ્રી ગુસાંઈજીનાં સેવક થયાં. અને માણેકચંદે સર્વસ્વ અર્પણ કરી દીધું. માણેકચંદ સેવક થયા અને આ પદ ગાયું, "ચહુંયુગ વેદ વચન પ્રતિપાળો." ઈત્યાદિ ઘણા પદ ગાયાં. શ્રી ગુસાંઇજીએ માણેકચંદને આજ્ઞા કરી કે તમે વેપાર કરો અને ઘેર રહી શ્રી ઠાકુરજીની સેવા કરો માણેકચંદ ફરીથી વ્યવહાર કરવા લાગ્યા. માણેકચંદ વૃદ્ધ થયા

ત્યારે શ્રી ગુસાંઈજી પાસે આવી રહ્યા, માણેકચંદને એવો નિ-યમ હતો કે પાતળપર મહાપ્રસાદ લેવા બેસે તો કંઈપણ બાકી રહેવા ન દે. શ્રી ગોકુળનાથજીના મંદિરે એક દિવસ માણેક-ચંદજી પ્રસાદ લેવા બેઠા. સાચોરાએ જાણ્યું કે એ પાતળપર કંઈ રહેવા દેતા નથી. પાતાળ ધોઈને પી જાય છે. ત્યારે સાચો-રાએ મશ્કરી કરવાને ભાત નીચે છાણુ મુકી દીધું. માણેકચંદ છાણ સુદ્ધાં ખાઇ ગયા. આ વાતની ખબર શ્રીગોકુળનાથજીને પડી એટલે શ્રીગોકુળનાથજીએ હાથમાં જળ લઇને સાચોરાને શ્રાપ દીધો કે તમારા સાચોરા દેહથી કોઇનો ઉદ્ધાર નહિ થાય. એ દિવસથી શ્રી ગોકુળનાથજીના ઘરમાં સાચોરા સેવકી જલ પર્યંત છોતા નથી. એવો બંદોબસ્ત કર્યો. એ માણેકચંદજી એવા કૃપાપાત્ર હતા કે જેમની કાન શ્રી ગોકુળનાથજી એવી રાખતા હતા. જેમને લીધે આજ સુધી સાચોરાને શ્રી ગોકુળ-નાથજીની સેવામાં આવવા દેતા નથી.

(દેવ બ્રાહ્મણ બંગાળાવાસીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૩૦ મી.)

આ બ્રાહ્મણ વૃજયાત્રા કરવા આવ્યો. શ્રી ગોવર્ધન-નાથજીનાં દર્શન કરીને તેનું મન ઘણું પ્રસન્ન થયું અને સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયા. તેણે શ્રી ગુસાંઈજીને વિનંતી કરી કે-મને શરણુ લો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરીને સમર્પણ કરાવ્યું. તે બ્રાહ્મણ ત્યાં રહીને પુષ્ટી માર્ગની સેવાની પ્રણાલિકા શિખ્યો. એ બ્રાહ્મણ શ્રી ગુસાંઈજીની આજ્ઞા લઇને બંગાળામાં ગયો. ત્યાં ઘેર સેવા કરવા લાગ્યો. એક દિવસે તે બ્રાહ્મણે અડ-દની દાળનાં વડાં કર્યાં ત્યારે મનમાં આવ્યું કે મિષ્ટાન્ન પણ

જોઇએ. દ્રવ્યનો સંકોચ ઘણો હતો તેથી થોડો ગોળ લાવ્યો અને શ્રીનાથજીને સમર્પ્યો. શ્રીનાથજી સાક્ષાત આરોગવાને પધાર્યા. ગિરિરાજજી ઉપર રાજભોગ ધર્યો હતો તે નહિ આરોગ્યા. ભીતરીઆએ અનોસર કર્યા. શ્રી ગુસાંઇજી ગોકુળ બિરાજતા હતા. ત્યાં શ્રીનાથજીએ જણાવ્યું કે આજ હું ભુખ્યો છું હું દેવ બ્રાહ્મણને ઘેર ગોળ અને વડાં આરોગવા જતો હતો ત્યારે રાજભોગ ધરી સરાવીને ભીતરીઆએ અનોસર કર્યા છે. શ્રી ગુસાંઇજી તેજ વખત શ્રીગોકુલથી શ્રી ગિરિરાજજી પધાર્યા અને સામગ્રી કરાવી રાજભોગ ધરાવ્યો. અને બ્રાહ્મણને પત્ર લખ્યો કે અમુક દિવસે તમે ગોળ તથા વડાં ભોગ ધર્યાં હતાં તે શ્રીનાથજીએ ભલીભાંતે આરોગ્યા છે આ પત્ર વાંચીને બ્રાહ્મણ ઘણો પ્રસન્ન થયો. અને બંગાળી મલમલના બે થાન લઇને ચાલ્યો. આવીને એક થાન શ્રી ગુસાંઇજીને ભેટ કર્યું અને વિનંતી કરી કે આ થાન આપ અંગીકાર કરો ત્યારે શ્રી ગુસાંઇજી આજ્ઞા કરી કે આ થાન શ્રીનાથજીને લાયક છે ત્યારે તે બ્રાહ્મણે વિનંતી કરી કે બીજું થાન લાવ્યો છું તે આપ અંગીકાર કરો. શ્રી ગુસાંઇજીએ એ પ્રમાણે કર્યું. એ બ્રાહ્મણે તે મલમલના વાઘા પહેરલા શ્રીનાથજીનાં દર્શન કર્યાં એ બ્રાહ્મણ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(ગણેશ વ્યાસની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૩૧ મી.)

ગણેશ વ્યાસને શ્રીનાથજી સાનુભાવ હતા. ગણેશ વ્યાસ એક દિવસ શ્રીનાથજી વાસ્તે સામગરી લાવતા હતા ત્યારે રસ્તામાં વરસાદ પડયો તેથી ગામ બહાર દેવીના મંદિર

આવીને મુકામ કર્યો. ત્યારે લોકોએ કહ્યું કે અહીં રાત્રે જે મનુષ્ય રહે છે તેને દેવી ખાઈ જાય છે. ત્યારે ગણેશ વ્યાસે દેવીનું મંદિર ધોઇને દેવીના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહ્યો અને પોતે ત્યાં સુઇ રહ્યા. દેવીએ ગામના રાજાને સ્વપ્નામાં કહ્યું કે હું વૈષ્ણવ થઈ છું તેથી બે બકરાં રોજ તું મોકલે છે તે મોકલીશ નહિ અને તમે સર્વ વૈષ્ણવ થઇ જાઓ નહિ તો હું બધાને દુઃખ દઇશ. આ વાત દેવીએ સ્વપ્નામાં કહી, તેથી સવારે તે રાજા ગણેશ વ્યાસની પાસે ગયો અને બધી વાર્તા પૂછી. ગણેશ વ્યાસ રાજાને સાથે લઇને આવ્યા. અને તે રાજાને શ્રી ગુસાંઈજીનો સેવક કરાવ્યો. એ ગણેશ વ્યાસ એવા કૃપાપાત્ર હતા, કે જેના સંગથી દેવી તથા રાજા વૈષ્ણવ થયા.

प्रसंग २ जो.

ગણેશ વ્યાસના ઉપર શ્રી ગુસાંઇજી ખીજતા ત્યારે તે પોતાનું ભાગ્ય માનતા, શ્રી ગુસાંઈજી તેમની પાછળ તેમની પ્રશંસા કરતા. ત્યારે શ્રી ગુસાંઈજીને એક વૈષ્ણવે પૂછ્યું કે આપ તેને ખીજો છો અને પછી તેની પ્રશંસા કરો છો તેનું કારણ શું ? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે વૈષ્ણવતા તો એને કહીએ કે રીસ કરે તો પણ અભાવ ન આવે. એ ગણેશ વ્યાસ એવા કૃપાપાત્ર હતા કે જેના પર શ્રી ગુસાંઇજી ખીજતા તો પણ અભાવ નહિ લાવતા હતા.

(મધુસુદનદાસની વાર્તા.) प्रसंग १ लो (વાર્તા ૩૨ મી.)

એકવાર મધુસુદનદાસ શ્રીગોકુળ આવ્યા. અને શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં મનમાં આવ્યું કે શ્રી ગુસાંઈજીનો

સેવક થાઉં તો ઠીક. શ્રી ગુસાંઇજીને વિનંતી કરી કે મને શરણ લ્યો. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે ન્હાઈ આવો. તે ન્હાઈ આવ્યા. શ્રી ગુસાંઈજીએ કૃપા કરીને નિવેદન કરાવ્યું. મધુસુદનદાસનું ચિત્ત ઘણું પ્રસન્ન થયું. અને મન શ્રીગોકુલમાં લાગ્યું. પુષ્ટીમાર્ગની રીત શીખવાને શ્રીગોકુલમાં રહ્યા. અને ભિક્ષાવૃતિ કરીને નિર્વાહ કરવા લાગ્યા. એક દિવસ શ્રી ગુસાંઈજીએ પૂછ્યું કે તમે ભિક્ષા કયાં કયાં માગો છો? ત્યારે તેમણે કહ્યું કે બધે ઘેર માગું છું. શ્રી ગુસાંઇજીએ કહ્યું કે અમારા સેવક તથા ભટ્ટ તથા અમારા નોકરને ઘેરથી ભિક્ષા લેવી નહિ. કારણ કે તેમને ઘેર અમારું દ્રવ્ય આવે છે. દેવદ્રવ્ય, ગુરુદ્રવ્ય અને બ્રાહ્મણના દ્રવ્યનો અંશપણ લઇએ તો એ બુદ્ધિ ભ્રષ્ટ થાય. મધુસુદનદાસ એ જ પ્રમાણે કરવા લાગ્યા. મધુસુદનદાસની ચિત્તવૃતિ સ્થિર જોઇને શ્રી ગુસાંઈજી શ્રીનાથજીના પાનઘરની સેવા સોંપી. અને મધુસુદનદાસનું સેવામાં એવું ચિત્ત લાગ્યું કે જન્મભર શ્રીનાથજીની સેવા કરી તેથી તેમની વાર્તા કેટલીક કરીએ.

(બ્રહ્મદાસની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૩૩ મી.)

બ્રહ્મદાસ ગોપાલપુરમાં રહેતા હતા. અને વ્રજમાં ફર્યા કરતા. માનસી સેવા કરતા. માનસી જેમને સાક્ષાત્કાર થઈ ગઈ હતી. અને રાધાકુંડ ઉપર એક બંગાળી કૃષ્ણ ચૈતન્યનો સેવક રહેતો હતો તે બ્રહ્મદાસજીનો મિત્ર હતો. અને તે પણ માનસી કરતો હતો. અને સદા દુધ પીને રહેતો હતો. થોડા દિવસ પછી દુધ પણ છોડી દીધું અને છાશ પીવા લાગ્યો અ

દિવસ એ બંગાળીએ માનસી સેવા કરી અને માનસીમાં દુધ ભોગ ધર્યો. ત્યારે પ્રસાદી દુધ માનસીમાં પીધું. નિત્યની છાશ પીવાનો વખત થયો ત્યારે શિષ્યે તેને બળાત્કારે છાશ પાઈ કારણ કે તેણે માનસીમાં દુધ પીધું હતું એવી શિષ્યને ખબર નહોતી. પછી બંગાળીને તાવ આવ્યો અને બ્રહ્મદાસજી તે બંગાલીને જોવા ગયા. એ બ્રહ્મદાસ વૈદકમાં ઘણા હુશીઆર હતા. બ્રહ્મદાસે જોઇને કહ્યું કે દુધ પર છાશ પીધી છે તેનો તાવ છે. બંગાળીના શિષ્યે કહ્યું કે દુધ પીધું નથી. ત્યારે તે બંગાળીએ શિષ્યને કહ્યું કે તને શું ખબર છે. જે ઘરનું મેં દુધ પીધું છે તે ઘેર તેં સદા રહેવાવાળો છે. અને જ્યારે મેં પીધું ત્યારે તે એ ઘરમાં હતા એ બ્રહ્મદાસજી એવા કૃપાપાત્ર હતા. કે બીજા કોઈ મનુષ્ય માનસી સેવા કરતો તો પોતાની માનસીના પ્રતાપથી અને શ્રી ગુસાંઇજીની કૃપાથી સર્વની માનસી જાણી જતા હતા.

(નરૂવૈષ્ણવ દ્વારકાના રસ્તામાં રહેતો હતો તેની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૩૪ મી).

1. એકવાર શ્રી ગુસાંઈજી દ્વારકા પધારતા હતા. આ વૈષ્ણવ શ્રી ગુસાંઈજીને પોતાને ઘેર પધરાવી લઈ ગયો અને મુકામ કરાવ્યો, ઘર ઘણું નાનું હતું છતાં તેનો આગ્રહ જોઇને શ્રી ગુસાંઈજીએ ત્યાં મુકામ કર્યો. અને શ્રી ગુસાંઇજીએ તે વૈષ્ણવને પૂછયું કે તમે નિર્વાહ શાથી ચલાવો છો? ત્યારે તેણે કહ્યું કે ગામ બહાર એક વૃક્ષ છે તેની નીચે બેસી ભગવદવાર્તા કરું છું. ગામમાં કોઇ વૈષ્ણવ નથી. શ્રી ગુસાંઈજીએ કહ્યું કે તે વૃક્ષ મને બતાવ. તે વૈષ્ણવ શ્રી ગુસાંઇજીને તે વૃક્ષ પાસે પધરાવી લઈ ગયો. શ્રી ગુસાંઇજીને આવતા જોઇ તે વૃક્ષે દંડવત્ કર્યાં. મુળ

સહિત ઉખડી ગયું. શ્રી ગુસાંઈજીએ મનુષ્યને કહ્યું કે આનાં પત્ર ડાળ સર્વ લઇ લો. એનું સર્વાંગ અંગીકાર કર્યું. એ વૃક્ષ આગલા જન્મમાં વૈષ્ણવ હતો. લોકોના દોષ જોતો તેથી વૃક્ષ થયેલ હતો. આ વાર્તા સાંભળીને તે વૈષ્ણવ આશ્ચર્ય પામ્યો શ્રી ગુસાંઇજી દ્વારકા પધાર્યા. અને તે વૈષ્ણવે પોતાને ઘેર જે કંઈ હતું કે સર્વસ્વ ભેટ કર્યું. એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા કે શ્રી ગુસાંઇજીએ અલૌકિક નીર્વાહ પુછયો ત્યારે અલૌકિક નિર્વાહ બતાવ્યો. વૈષ્ણવને તો એવું જ જોઇએ એમની વાર્તા કેટલી લખીએ.

(પાથો ગુજરીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૩૫ મી.)

પાથો ગુજરી અન્યોરમાં રહેતાં હતાં એક દિવસ પાથો ગુજરી તેમના પુત્ર માટે છાશ લઈ જતાં હતાં એટલામાં રસ્તામાં શ્રીનાથજીએ કહ્યું કે મને દહીં ભાત દે. તેણે તે આપ્યું તે શ્રીનાથજી આરોગ્યા. આરોગી રહ્યા એટલામાં શંખનાદ થયો તેથી શ્રી હસ્ત ધોયા વિના મંદિરમાં પધાર્યા. શ્રી ગુસાંઇજીએ શ્રીનાથજીનાં દહીં ભાતવાળા હસ્ત જોઈને પૂછયું કે આપ કયાં આરોગ્યા? ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે પાથો ગુજરી પાસેથી લીધો હતો. શ્રી ગુસાંઇજીએ પોરિયાને કહ્યું કે પાથો ગુજરી આવીને આરોગાવી જતી. તે દિવસથી કુનવારામાં શ્રી ગુસાંઇજીએ દહીં ભાતની સામગ્રી મુખ્ય રાખી છે. એ પાથો ગુજરી એવાં કૃપાપાત્ર હતાં.

(એક વ્રજવાસીની વહુની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૩૬ મી.)

એક વહુ જે દિવસે સાસરે આવી તે જ દિવસે તેની ભેંસ

ખોવાઇ ત્યારે ઘરના મનુષ્ય કહેવા લાગ્યા કે વહુના પગલાં સારાં નથી કે જે દિવસે આવી તે જ દિવસે ભેંસ ખોવાઈ. આથી વહુના મનમાં ચિંતા થઇ. તેણે શ્રીનાથજીની સવાશેર માખણની માનતા માની પાંચ સાત દિવસે તેની ભેંસ આવી ત્યારે એ વહુ ભેંસની છાશ વલોવવા લાગી. તે રોજ છ ટાંક (અધોળ) માખણ ચોરી લેતી બીજે દિવસે વાસી માખણ સારામાં મેળવી લે અને સારું કાઢી લે. આમ કરતાં જ્યારે સવાશેર માખણ પુરું થયું ત્યારે લઇને શ્રી નાથજીને આરોગાવા ગઇ. ઘેરથી બહાર નીકળી ત્યારે એવો વિચાર આવ્યો કે જો કોઈ મને જોશે તો શો જવાબ દઇશ. આવી ચિંતા ઉત્પન્ન થઈ. ન આગળ જવાય કે ન પાછા જવાય. શ્રી નાથજી તેને જોઈને પધાર્યા. શ્રીનાથજીએ એવું જાણ્યું કે મારા સિવાય બીજા દેવ જે જાણતી નથી, માટે પોતે પધાર્યા અને તેનું માખણ આરોગ્યા. એ વહુ એવાં કૃપાપાત્ર હતાં.

(ગોપીનાથદાસ ગ્વાલની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૩૭ મી.)

ગોપીનાથદાસ ગ્વાલ વનમાં ગાય ભેંસ ચરાવતા હતા. એક દિવસ ગોપીનાથદાસ ગ્વાલને વનમાં ભુખ લાગી. શ્રી નાથજીએ રાજભોગની સામગ્રીમાંથી આઠ લાડવા લઇને વનમાં જઇ ગોપીનાથદાસ ગ્વાલને આપ્યા. તેણે વિચાર કર્યો કે આ લાડવા શ્રી ગુસાંઈજીની આજ્ઞા વગર ખાવા નહિ. ને આ લાડવા શ્રી ગુસાંઈજી પાસે લઈ આવ્યો અને શ્રી ગુસાંઈજીને વિનંતી કરી. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રીનાથજીએ દીધા છે માટે તમે ખાઓ. ગોપીનાથદાસ શ્રી ગુસાંઇ-

જીની આજ્ઞા વિના કંઇપણ કરતા નહિ. એક દિવસ વનમાં ગોપાલદાસ ભીતરિયાને શ્રીનાથજીએ કહ્યું કે મને ભુખ લાગી છે. તેણે આવીને શ્રી ગુસાંઈજીને વિનંતી કરી શ્રી ગુસાંઇજીએ બધી સીતલ સામગ્રી તૈયાર કરી અને પોતે વનમાં પધાર્યા. તડકો ઘણો હતો. શ્રી ગુસાંઇજીને ગોપીનાથદાસ ગ્વાલે વિનંતી કરી કે આવા ધામમાં આપ કેમ પધારો છો? શ્રીનાથજીતો બાલક છે માટે આપ પાછા પધારો. તોપણ શ્રી ગુસાંઇજી વનમાં પધાર્યા. જઇને શ્રીનાથજીને સામગ્રી આરો-ગાવી. ગોપીનાથદાસ ગ્વાલે શ્રીનાથજીને વિનંતી કરી કે મહારાજ આવા ધામમાં શ્રી ગુસાંઇજીને શા વાસ્તે શ્રમ કરાવ્યો? જો પોતે આજ્ઞા કરતા તો ઘણી સામગ્રી આવી જતી, ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરી કે એમના હાથ વિના બીજાના હાથની સામગ્રી મને ભાવતી નથી, અને તેમના કહ્યા સિવાય બીજાના હાથની આરોગતોએ નથી. આ વાર્તા સાંભળીને ગોપીનાથદાસ ચુપ રહ્યા. આ કારણથી શ્રી રઘુનાથજીએ શ્રી ગુસાંઇજીનું નામ નામરત્નાખ્ય ગ્રન્થમાં "तन्निमंत्रणभोजकः" એવું વર્ણન કર્યું છે. એ ગોપીનાથદાસ ગ્વાલ એવા કૃપાપાત્ર હતા. તેથી તેમની વાર્તા કેટલીક લખીએ.

(બે ભાઈની વાર્તા.) प्रसंग १ लो. (વાર્તા ૩૮ મી.)

એ બે ભાઈ પહેલા ગુજરાતના હતા. શ્રીજીદ્વારમાં રહીને શ્રીનાથજીની સેવા કરતા હતા. એક દિવસ બન્નેના મનમાં એમ આવ્યું કે, આપણે દ્રવ્ય ખરચીને શ્રીનાથજીને સામગ્રી આરોગાવી નથી, તેથી તે બંને ત્યાંથી ચાલ્યા. એક તળાવ

ખોદાતું હતું ત્યાં કંઠી તિલક છુપાવી મજુરી કરવા લાગ્યા. રાત્રે રસોઇ કરતા અને દિવસે મજુરી કરતા. આમ કરતાં ઘણા દિવસ વીતી ગયા ત્યારે કોઇએ જાણ્યું કે તે વૈષ્ણવ છે. આથી તેઓને થોડી મજુરી કરાવવા લાગ્યા. ત્યારે તેમણે વિચાર કર્યો કે ધર્મ વેચીને પૈસા કમાવા એ તો ઠીક નહિ. તેઓ ત્યાંથી શ્રીજીદ્વાર આવ્યા. અને પૈસા લાવ્યા હતા તે શ્રી ગુસાંઇજીને દઈને શ્રીનાથજીને અંગીકાર કરાવ્યા. શ્રી ગુસાંઇજીને સર્વ વાર્તા કહી ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે વૈષ્ણવધર્મ પ્રકટ કરીને જે પૈસા લાવે તે પૈસા શ્રીનાથજી અંગીકાર કરતા નથી. એ બંને ભાઈ એવા કૃપાપાત્ર હતા કે જેમણે મજુરી કરી પરંતુ વૈષ્ણવધર્મ પ્રગટ નકર્યો ત્યારે તેમની વાર્તા કેટલીક કહીએ.

(ગોપાલદાસ ભિતરીયાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૩૯ મી.)

ગોપાલદાસ ગુજરાતમાંથી શ્રી ગુસાંઈજીની સાથે આવ્યા, અને શ્રી ગુસાંઇજીએ ગોપાલદાસને શ્રીનાથજીની સેવા સોંપી. શ્રીનાથજી ગોપાલદાસના ઉપર એવી કૃપા કરતા કે જે ઠેકાણે ગોપાલ સેવામાં ભુલતા તે ઠેકાણે શ્રીનાથજી શિખવતા હતા. ગોપાલદાસનો પ્રસંગ ગોપીનાથદાસ ગ્વાલની વાર્તામાં લખ્યો છે. શ્રીનાથજી ગોપાલદાસને વનમાં સાથે લેઇ જતા અને જે સામગ્રી ગોપાલદાસને ન આવડતી તે શ્રીનાથજી પોતે બતાવી કરાવી લેતા. પોતે અનેક રીતના અનુભવ કરાવતા. એ ગોપાલદાસ એવા કૃપાપાત્ર હતા.

(એક બ્રાહ્મણની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૪૦ મી.)

આ બ્રાહ્મણે ગંગાજીને તીરપર ઝુંપડી બનાવી હતી. અને

ત્યાં શ્રી ઠાકુરજી પધરાવી સ્ત્રી પુરુષ બંને સેવા કરતાં હતાં, બ્રાહ્મણ ભિક્ષા કરી લાવતો હતો. એક દિવસનું કોઈ દેવા આવે તો તેની પાસેથી તે લેતો નહિ, અને શ્રી ઠાકુરજીનો રાજભોગ ધર્યા પછી જેટલા વૈષ્ણવ આવ્યા હોય તે બધાની પાતળ કરતો અને ભગવદ્ સેવા અને ભગદ્દર્શન વિના બીજે ઠેકાણે તેનું ચિત્ત જતું નહોતું. આમ કરતાં કરતાં ઘણા દિવસ વીતી ગયા. ત્યારે એક પંડીત ગંગાજીના કીનારે તપ કરવા આવી રહ્યો, પંડીત ઘણો વિદ્વાન હતો. અને સામુદ્રિક શાસ્ત્ર ભણ્યો હતો અને તે બ્રાહ્મણના ઘરની પાસે રહેતો હતો. તે પંડીતને મહાપ્રસાદની પાતાળ તે વૈષ્ણવ ધરતો હતો. એક દિવસ જયોતિષના બળથી અને સામુદ્રિકથી એવું જાણ્યું કે, આ બ્રાહ્મણ પર કાલે ચોરીનો આરોપ આવશે અને રાજાના મનુષ્ય પકડી લઇ જશે અને રાજાના હુકમથી ફાંસી તેને દેશે. પંડીત પોતાના મનમાં સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો કે કાલે દશ ઘડી દિવસ ચઢશે ત્યારે આ બ્રાહ્મણનાં પ્રાણ જશે. આવો વિચાર કરતાં કરતાં તે પંડીતનો બધો દિવસ વીતી ગયો. જયારે સમય થયો ત્યારે બ્રાહ્મણ જપ કરતો હતો ત્યાં તેને નિદ્રા આવી અને સ્વપ્નમાં બધી વ્યવસ્થા થઈ. બ્રાહ્મણ જાગ્યો ત્યારે સ્ત્રીને કહ્યું કે હું છિવાય ગયો છું તેથી મને ન્હવરાવ, બ્રાહ્મણ ન્હાઈને સેવા કરવા લાગ્યો. આ વાર્તા જોઇને પંડીતે વિચાર કર્યો કે આ શાસ્ત્ર બધાં જુઠાં છે. આ સર્વ પુસ્તકોને ગંગાજીમાં નાંખી દઉં. પંડીત પુસ્તકોને ગંગાજીમાં નાંખવા ચાલ્યો ત્યારે

બ્રાહ્મણે કહ્યું કે નાંખી કેમ દો છો ? વાત બધી સત્ય છે, પરંતુ જેના પર પ્રભુની કૃપા હોય છે તેના હજારો વર્ષના ભોગ પ્રભુ ક્ષણમાં મુકાવી દે છે તેમાં કંઈ પણ આશ્ચર્ય જેવું નથી. આ વાત સાંભળીને પંડીત ચુપ રહ્યો. એક દિવસ પંડીતે વિચાર કર્યો કે બ્રાહ્મણને દ્રવ્યનો સંકોચ ઘણો છે તેથી તે પંડીત પાસે પારસમણી હતો તે તેને આપ્યો ત્યારે બ્રાહ્મણે ગંગાજીમાં નાંખી દીધો ત્યારે પંડીતે કહ્યું કે મારો પારસમણી પાછો દે ત્યારે બ્રાહ્મણે કહ્યું કે મણી શા કામનો હતો ત્યારે પંડીતે કહ્યું કે તે લોઢાને સોનું બનાવે છે. બ્રાહ્મણના દરવાજા પર શિલા પડી હતી ત્યારે બ્રાહ્મણે પંડીતને કહ્યું કે આના પર લોઢુ ઘસો તો સોનું થઈ જશે. પંડીતે લોઢું ઘસ્યું અને સોનું થઇ ગયું. પંડીત મનમાં વિચાર કરવા લાગ્યો અને ચકીત થઈ ગયો. ને બ્રાહ્મણને નમી પડયો. બ્રાહ્મણને પૂછ્યું કે મને કંઈ સમજણ પડતી નથી. જ્યારે મેં ઘણું કષ્ટ વેઠયું ત્યારે મહાદેવજીએ આ મણી મને દીધો હતો. અને આ મણી જેવા તો તમારે દરવાજે પથ્થર પડયા છે. અક્કલ કામ કરતી નથી. બ્રાહ્મણે કહ્યું કે તમે શાસ્ત્રનો વિચાર કરો કે મહાદેવજીએ તમને મણી આપ્યો તે મહાદેવજી સદૈવ ગંગાજીને મસ્તક પર રાખે છે તો ગંગાજીના તટપર એવા મણી અનેક હોય એમાં શું આશ્ચર્ય ! ગંગાજી વિષ્ણુના ચરણારવિંદમાંથી પ્રગટ થયાં છે તો વિષ્ણુના દાસ મણીને તુચ્છ માને એમાં આશ્ચર્ય શું ? પંડીતે નમીને તે બ્રાહ્મણને કહ્યું કે મને વિષ્ણુનો દાસ કરો. બ્રાહ્મણે તે પંડીતને શ્રી

ગોકુળ લઈ જઈને શ્રી ગુસાંઈજીનો સેવક કરાવ્યો અને માર્ગની બધી રીત શીખવાડી. એ બ્રાહ્મણ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(શ્રીગુસાંઈજીનો સેવક દિલ્હીમાં રહેતો હતો તેની વાર્તા) પ્રસંગ ૧ લો (વાર્તા ૪૧ મી)

એક વૈષ્ણવ શ્રીનાથજીનાં દર્શન કરવા ગયો દર્શન કરીને ઘણો પ્રસન્ન થયો. પરંતુ શ્રી રામચંદ્રજીનું માહાત્મ્ય તેણે ઘણું સાંભળ્યું હતું તેથી તેના મનમાં એમ આવ્યું કે અયોધ્યામાં શ્રી રામચંદ્રજીનાં દર્શન કરું તો ઠીક. શ્રી ગુસાંઈજીની આજ્ઞા માગીને શ્રી રામચંદ્રજીનાં દર્શન કર્યાં ત્યારે તેને અભાવ આવ્યો કે શ્રીનાથજી જેવું સુખ અહીં નથી. શ્રી રામચંદ્રજીની આગળ પીઠ ફેરવીને ઊભો રહ્યો. એટલે તેને કોઢ નીકળ્યો. ત્યારે તેણે શ્રી રામચંદ્રજીને કહ્યું કે શ્રીનાથજીને છોડી તમારી પાસે આવ્યો તે મેં ઘણો અપરાધ કર્યો. કોઢથી અપરાધની નિવૃત્તિ નથી. મારા રોમ રોમ કીડા પડવા જોઇએ એટલે મારો અપરાધ નિવૃત થાય. આવા અનન્યતાના વચન સાંભળીને શ્રી રામચંદ્રજી હસ્યા. અને આજ્ઞા કરી કે જાઓ શ્રીનાથજીનાં દર્શન કરો. શ્રી રામચંદ્રજીના વચન સાંભળ્યા એટલે તેનો કોઢ મટી ગયો. એને આવી શ્રીનાથજીનાં દર્શન કર્યાં. એ વૈષ્ણવ એવો અનન્ય હતો તેની અનન્યતા જોઇને શ્રીનાથજી ઘણા પ્રસન્ન થયા. અને બધા પ્રકારનો અનુભવ બતાવ્યા.

(એક કણબી પટેલની વાર્તા.) 	પ્રસંગ ૧ લો. 	(વાર્તા ૪૨ મી.)

આ વૈષ્ણવ ગુજરાતના સંઘની સાથે વ્રજયાત્રા કરવા

ચાલ્યો. રસ્તામાં સંઘના મનુષ્યની મહેનત મજુરી કરતો ચાલ્યો. શ્રીજીદ્વાર એક મજલ રહ્યું. ત્યારે તે વૈષ્ણવને તાવ આવ્યો, ત્યારે તે વૈષ્ણવે સર્વને કહ્યુ કે મને કાલે ગાડી પર બેસાડજો પરંતુ તેની વાત કોઇએ સાંભળી નહિ. ત્યારે તેને ચિંતા ઉત્પન્ન થઇ કે સવારે શ્રીનાથજીનાં દર્શન મારે કેવી રીતે થશે. એ ચિંતાથી આખી રાત તેને નિદ્રા આવી નહિ. તેની ચિંતા શ્રીનાથજી સહી ન શકયા. શ્રીનાથજીએ શ્રી ગુસાંઇજીને કહ્યુ કે તેને મારા દર્શની ઘણી ચિંતા થઈ છે જેથી મને નિદ્રા આવતી નથી. આ વાત સાંભળીને શ્રી ગુસાંઈજીએ કહ્યું કે આપ સુખથી પોઢો એ સર્વની પહેલાં આવી જશે. શ્રી ગુસાંઇજીએ ગાડી મોકલી તેને સર્વથી પહેલાં બોલાવી લીધો અને શ્રીનાથજીનાં દર્શન કરાવ્યાં. દર્શન કરતાંમાં જ તે તેની દેહદશા ભુલી ગયો. તેની આ અવસ્થા જોઇને શ્રી ગુસાંઈજીએ તેને ચરણુસ્પર્શ કરાવ્યાં. ત્યારે તેને સ્મૃતિ આવી એટલે શ્રી ગુસાંઇજીને સાષ્ટાંગ દંડવત કર્યા. શ્રી ગુસાંઇજીએ તેને સર્વ સમાચાર પૂછયા. જ્યારે સંઘ આવ્યો ત્યારે શ્રીનાથજીએ શ્રી ગુસાંઈજીને કહ્યું કે તેમને દર્શન કરાવો. ત્યારે શ્રી ગુસાંઈજીએ વિનતિ કરી કે જીવતો સદૈવ અપરાધથી ભર્યો છે. તેમણે વૈષ્ણવ જાણીને અપરાધ નથી કર્યો. ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે હવે તેમને દર્શન કરાવો. વૈષ્ણવ જાણીને જો અપરાધ કર્યો હોત તો તેમને હું અંગીકાર ન કરત. શ્રી ગુસાંઈજીએ તેમને સમજાવ્યા. આજ

પછી કોઇ દિવસ વૈષ્ણવનો અપરાધ કરશો નહિ. સમજાવ્યા પછી દર્શન કરવાની આજ્ઞા થઇ. એ પટેલ શ્રી ગુસાંઇજીના કૃપાપાત્ર હતા કે જેની અવજ્ઞા શ્રીનાથજી ન સહી શકયા.

(શાહુકારના પુત્રની વહુની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૪૩ મી.)

એ વહુ એક દિવસ બારીમાં બેઠી હતી. તેને એક તુર્કે જોઇ. એ તુરકની તેના વિષે આસક્તિ થઇ. વહુને જોયા વગર તે તુર્ક પાણી પીતો નહિ. ગામમાં બહુ ચર્ચા થવા લાગી અને જ્ઞાતિમાં નિંદા થઈ ત્યારે તે વહુના ઘરમાં મનુષ્ય તે વહુને શ્રી ગોકુલ લઇ ગયા. આ વાતની ખબર તે તુર્કને પડી ત્યારે તે તેમની પાછળ પડયો. અને રસ્તામાં ભેગો થયો. લોકો કહેવા લાગ્યા કે જે દુ:ખને માટે ઘર છોડયું તે દુ:ખ તો સાથેને સાથે રહ્યું. આમ કરતાં શ્રી ગોકુલ પહોંચ્યા. નાવવાળાને શાહુકારે કહ્યું કે તેને પાર ઉતારીશ નહિ. તુર્ક શ્રી યમુનાજીને કિનારે બેસી રહ્યો. શાહુકારે જઇને શ્રી ગુસાંઈજીના તથા શ્રી નવનીતપ્રિયાજીના દર્શન કર્યાં અને જ્યારે શાહુકારે મહાપ્રસાદ લેવાની તૈયારી કરી ત્યારે શ્રી ગુસાંઇજીએ પાંચ પાતળ ધરાવી અને તુર્કને માણુસ મોકલી બોલાવી લીધો, પાંચેજણ દુરદુર પ્રસાદ લેવા બેઠા. શ્રી ગુસાંઇજી સામા આવી બિરાજ્યા. ચાર જણા તો પ્રસાદ લઇને ઊઠયા. પેલા તુર્કની દૃષ્ટિ તથા મન શ્રી ગુસાંઈજીના ચરણારવિંદમાં લાગી રહ્યું અને દેહાનુસધાન રહ્યું નહિ. જ્યાંસુધી શ્રી ગુસાંઈજી તુર્કની સામા બિરાજી રહ્યા ત્યાંસુધી તેણે તેવાં દર્શન કર્યાં. શ્રી ગુસાંઈજી ઉઠી ભીતર પધાર્યા એટલે તેનો દેહ છુટી ગયો. આ વાત શ્રી

ગુસાંઇજીએ જાણી. ત્યારે આજ્ઞા કરી કે તેને અગ્નિ સંસ્કાર કરાવો, આ વાતનું કારણ જ્યારે વૈષ્ણવોએ શ્રી ગુસાંઇજીને પૂછ્યું ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે ગયે જન્મ તે બ્રાહ્મણ વૈષ્ણવ હતો અને એ વહુ તેની સ્ત્રી હતી, એક દિવસ વૈષ્ણવની સાથે ભગવદ વાર્તા કરતાં તેમાં કાંઇ દોષ નહોતો છતાં આના મનમાં વૈષ્ણવ પર આ સ્ત્રીનો દોષ આવ્યો હતો એ અપરાધથી તેને મલેચ્છને ઘેર જન્મ લેવો પડયો અને તેની સ્ત્રી હતી તે આ ક્ષત્રીની વહુ થઈ. તે વહુને તેણે જોઇ તો તેના નેત્રમાં તેને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન થયાં. તેથી તેનું મન આ વહુમાં લાગી ગયું. જ્યારે એ શ્રી ગોકુળ આવ્યો અને યમુના જળપાન કર્યું ત્યારે તેનો અપરાધ નિવૃત્ત થયો. હવે તે ભગવદ્‌લીલામાં પ્રાપ્ત થયો છે આ વાર્તા સાંભળીને તે વહુને વિરહતાપ થયો તેથી તેનો દેહ છુટી ગયો. અને તે ભગવદ્‌લીલામાં પ્રાપ્ત થઈ. એ વહુ શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી.

(ગુજરાતવાસી સાઠોદરા નાગરની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૪૪ મી.)

જે ગામમાં આ વૈષ્ણવ રહેતો હતો તે ગામમાં બીજો વૈષ્ણવ પણ રહેતો હતો. બન્ને પરસ્પર મેલાપ રાખતા હતા. અને હળીમળીને ભગવદ સેવા કરેતા હતા. એક દિવસ બંને જણ જળ ભરીને આવતા હતા. રસ્તામાં એક વેશ્યાનું ઘર હતું. તેની છોકરી નૃત્ય કરતી હતી, તે સાઠોદરા વૈષ્ણવે જોઇ તો તે છોકરી દૈવી જીવ હતી તેથી તે જોવાને ઊભા રહ્યા અને બીજો વૈષ્ણવ પોતાને ઘેર આવ્યો. અને મનમાં સમજ્યો કે એ વેશ્યા છે, તેનો સંગ ન કરવો. એ સ્ત્રીને કહ્યું કે જો

સાઠોદરો વૈષ્ણવ મને બોલાવવા આવે તો કહેજે કે તે ઘેર નથી. પછી સાઠોદરા વૈષ્ણવે વેશ્યાની સાથે ઠરાવ કરીને તેની છોક-રીને ઘેર લઈ આવ્યા. અને રાત્રે નવરાવી શૃંગાર પહેરાવી શ્રી ઠાકુરજીની સંનિધાન નૃત્ય કરાવ્યો. શ્રી ઠાકુરજી તેનું ગાન સાંભળીને ઘણા પ્રસન્ન થયા, અને વેશ્યાની છોકરીમાં એટલું સામર્થ્ય આવ્યું કે તે સંસ્કૃત બોલવા લાગી. અને તેનું મન ભગવદ્રુપમાં લાગ્યું. અને તે વૈષ્ણવનો ઘણો ઉપકાર માન્યો. અને દ્રવ્ય ન લીધું અને મનમાં વિચાર કર્યો કે આવા વૈષ્ણ-વનો નિત્ય સત્સંગ હોય તો ઘણું સારું. વેશ્યાનું કર્મ છોડી દીધું. અને આ વૈષ્ણવનો સત્સંગ કરવા લાગી. બીજો ગામમાં રહેતો હતો તેની સ્ત્રીને શ્રી ઠાકુરજીએ કહ્યું કે હું હવે તમારે ઘેર નહિ બીરાજું. તમે તે સાઠોદરા વૈષ્ણવનો વૃથા દોષ જોયો. ત્યારે તે વૈષ્ણવ સાઠોદરા વૈષ્ણવને નમી પડયો અને અપરાધ ક્ષમા કરાવ્યો તે દિવસથી સાઠોદરા નાગર બીજો વૈષ્ણવે તથા વેશ્યાની પુત્રી મળીને ભગવદવાર્તા નિત્ય કરતાં એ સાઠોદરા વૈષ્ણવના સંગથી વેશ્યાની પુત્રી પરમ વૈષ્ણવ થઈ. તેથી વાર્તા કેટલીક કરીએ.

(વેશ્યાની પુત્રીની વાર્તા.), प्रसंग १ लो. (વાર્તા ૪૫ મી.)

વેશ્યાની પુત્રીએ સાઠોદરા નાગરને ઘેર શ્રી ઠાકુરજી આગળ આખી રાત નૃત્ય કર્યો. અને સવાર થતાં તેના દેહની શુદ્ધિ રહી નહિ. ભગવદાવેશમાં મગ્ન થઈ ગઇ. દોઢ પહોર દહાડો ચઢયો ત્યારે તેના ઘરનાં બોલાવવા આવ્યા પણ કંઈ બોલી નહિ. અને કંઈ સાંભળ્યુંએ નહિ. પછી તેના ઘરનાં માણસ

તેને પકડીને લઈ ગયાં ઘરમાં ગાંડી જેવી થઈ ગઈ. કંઇ ખાય નહિ ને કંઇપણ બોલે નહિ. ઘરના આદમીની દષ્ટિ બચાવી તે વૈષ્ણવને ઘેર આવે ત્યાં બોલે, ભગવદવાર્તા કરે અને પ્રસાદ લે. આ પ્રમાણે નિત્ય કરે. ઘરનાં માણસે રાજદ્વારમાં ફરીઆદ કરી કે વૈષ્ણવે અમારી પુત્રીને ગાંડી કરી નાંખી છે. રાજાના માણસ વૈષ્ણવને પકડી લઈ ગયા. રાજાએ વૈષ્ણવને જોયા તો પરમ ભગવદીય હતા ભગવદતેજ તેના મુખ પરબીરાજતું હતું. રાજા બોલ્યો કે એ વાત જૂઠી છે એ મંત્રજંત્ર કંઇ કરે નહિ. વૈષ્ણવ પોતાને ઘેરઆવ્યા.અને વેશ્યાની પુત્રીને તેનાઘરના મનુષ્યે કાઢી મૂકી તેથી તે વૈષ્ણવને ઘેર આવી રહી. એટલામાં શ્રી ગુસાંઇજી પધાર્યા. એ બાઇને નામ નિવેદન કરાવ્યું. પછી તે બાઇ વૈષ્ણવને ઘેર પ્રચારગી કરવા લાગી. એક દિવસ સાઠોદરા વૈષ્ણવને શ્રી ઠાકુરજીએ કહ્યું કે મારી સેવા શૃંગાર એ બાઇ કરશે અને તમે રસોઈની સેવા કરો. વૈષ્ણવ ઘણા પ્રસન્ન થયા અને બાઈ સેવા શૃંગાર કરવા લાગી અને વૈષ્ણવ રસોઈ કરવા લાગ્યા, જ્યારે વૈષ્ણવ વ્યાવૃત્તીએ જાય ત્યારે બાઈની સાથે શ્રી ઠાકુરજી બોલે જ અને બતલાવે. એ બાઇ શ્રી ગુસાંઈજીની એવી કૃપાપાત્ર થઇ. તેથી વૈષ્ણવનો સંગ સર્વથા કરવો.

(વાઘજી રજપુતની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૪૬ મી.)

વાઘજી રજપુત અને તેમનાં સ્ત્રી ઘરમાં શ્રી ઠાકુરજી પધરાવી ભલી ભાતથી સેવા કરતા હતાં. અને નિત્ય નિયમથી એ બે વૈષ્ણવને પ્રસાદ લેવરાવતાં હતાં. એક દિવસ વાઘજીએ એક વૈષ્ણવને નોતરું દીધું અને તવાપુરીની સામગ્રી કરાવી

તે દિવસે શૃંગાર કરીને વાઘજી રજપુત રાજાની સ્વારીમાં ગયા ઘરમાં ઘી થોડું હતું તેથી વાઘજીની સ્ત્રીએ રાજભોગમાં થોડું ઘી ધર્યું. ત્યારે શ્રી ઠાકુરજીએ વાઘજીને જણાવ્યું કે ઘી થોડું છે અને તેવાપુરી ગળામાં ખુંચે છે. વાઘજીને ઘણી આતુરતા થઈ. ત્યાંથી દોડયા. અને બજારમાંથી ઘી લઇને દોડીને શ્રી ઠાકુરજીને ધરી દીધું બધાં કપડાં પહેરીને મંદિરમાં ચાલ્યા ગયા કાંઈ પણ શુદ્ધ ન રહી શ્રી ઠાકુરજીને શ્રમ થશે એ વાત ધ્યાનમાં રહી નહી અનાચર થશે એ વાત પણ ધ્યાનમાં ન રહી. ઘી ધરીને રાજાની સ્વારીમાં પાછા ચાલ્યા ગયા. તે વખતે વૈષ્ણવ ત્યાં બેઠો હતો તેના મનમાં એમ આવ્યું કે જોડા પહેરીને મંદિ-રમાં જઈ ઘી ધર્યું તેથી તે આચાર વિચાર કંઈ રાખતા નથી એના ઘરનો પ્રસાદ લેવો નહી આવો વિચાર કરીને ઉઠી ગયા. વાઘજી આવીને વૈષ્ણવને બોલાવા ગયા ત્યારે વૈષ્ણવ છુપી રહ્યો. વાઘજી ઘેર આવ્યા અને બન્ને સ્ત્રી પુરુષ ભુખ્યાં રહ્યાં આ પ્રમાણે ત્રણ દિવસ સુધી તે વૈષ્ણવ આવ્યો નહી અને વાઘજી ત્રણ દિવસસુધી ભુખ્યાં રહ્યાં. વૈષ્ણવના શ્રીઠાકુરજીએ સ્વપ્નામાં તેની સ્ત્રીને જણાવ્યું કે હું તમારે ઘેરથી જઇશ. તમે વાઘજીપર વૃથા દોષ ધર્યો છે તેનું ચિત્ત તો મારામાં લાગ્યું હતું અને તેને દેહનું ભાન કંઈ પણ નહોતું. તેથી તમારે ઘેર નહીં બીરાજું. આ સાંભ-ળીને તે વૈષ્ણવની સ્ત્રી જાગી પડી અને પોતાના પતિને સર્વ હકીકત કહી એટલે તે વૈષ્ણવ આવીને વાઘજીને નમી પડયો અને અપરાધ ક્ષમા કરાવ્યો. બન્નેએ મળીને મહાપ્રસાદ લીધો.

એ વાઘજી એવા કૃપાપાત્ર હતા. જેમનું દુઃખ શ્રી ઠાકુરજી સહિ ન શકયા. તેમની વાર્તા કેટલીક કરીએ.

(અજબકુંવરબાઇની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૪૭ મી.)

એ અજબકુંવરબાઈ મેવાડમાં રહેતી હતી. મીરાંબાઇની દેરાણી હતી ત્યાં એક દીવસ શ્રી ગુસાંઇજી પધાર્યા. અજબકુંવરબાઇને સાક્ષાત પુર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. અજબકુંવર શ્રી ગુસાંઈજીની સેવક થઇ. અષ્ટપ્રહર શ્રી ગુસાંઇજીના ચરણારવિંદમાં તેનું ચિત્ત લાગી રહેતું હતું, શ્રી ગુસાંઇજી પધારવા લાગ્યા ત્યારે અજબકુંવરબાઈને મુર્છા આવી, તેની એવી દશા જોઈને શ્રી ગુસાંઇજી ત્યાં ચાર દીવસ બીરાજ્યા. અને પાદુકાજી પધરાવી દીધા. અજબકુંવરબાઈ શુદ્ધ પુષ્ટી માર્ગની રીત પ્રમાણે સેવા કરવા લાગી. શ્રીનાથજી અજબકુંવરબાઈની સાથે નિત્ય ચોપાટ ખેલતા. અને અજબકુંવરબાઈના મનમાં એવું હતું કે શ્રી નાથજી સદૈવ અહીં બીરાજે તો ઠીક. એક દિવસ અજબકુંવરબાઈના ઉપર શ્રીનાથજી પ્રસન્ન થયા અને કહ્યું કે કંઇ માગ ત્યારે અજબકુંવરબાઇએ માગ્યું કે આપ સદા અહીં બીરાજો ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે જ્યાં સુધી શ્રી ગુસાંઇજી તથા તેમના સાત લાલજી ભુતલ ઉપર રહીને મારી સેવા કરશે ત્યાં સુધી ગોવર્દ્ધન પર્વત નહીં છોડું. પછી અહીં પધારીશ ત્યાં સુધી નિત્ય આવ જા કરીશ. આવાં વચન સાંભળીને અજબકુંવરબાઈ ઘણી પ્રસન્ન થઈ આ કારણથી શ્રી નાથજી અજબકુંવરનું વચન સત્ય કરવાને વાસ્તે આજ સુધી મેવાડમાં બિરાજે છે તેની વાર્તા કેટલીક કહીએ.

(બીરબલની પુત્રીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૪૮ મી.)

એક દિવસ શ્રી ગુસાંઇજી આગ્રે પધાર્યા હતા, બીરબલની પુત્રીને શ્રી ગુસાંઇજીનાં સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. બીરબલની પુત્રી શ્રી ગુસાંઈજીની સેવક થઈ. નિત્ય કથા સાંભળવા શ્રી ગુસાંઈજી પાસે જતી અને કથામાં જે સાંભળતી તે મનમાં યાદ રાખતી. એક અક્ષર ભુલતી નહોતી. દિવસ રાત કથાનો અનુભવ કરતી હતી. એક દિવસ પાદશાહે બીરબલને પૂછ્યું કે સાહેબનું મળવું કેવી રીતે થાય ? એ નિશ્ચય કરીને મને કહો. ત્યારે બીરબલે સર્વ પંડીત અને મહંતને પૂછ્યું પરંતુ તેમનું કહ્યું કંઈ નજરમાં આવ્યું નહિ. તે ઘણો ચિંતાતુર થયો. અને એવો ડર લાગ્યો કે પાદશાહ લુંટી લેશે. ત્યારે પુત્રીએ કહ્યું કે તેનો ઉત્તર શ્રી ગુસાંઈજી દેશે. બીરબલ શ્રીગોકુળ આવ્યો અને શ્રી ગુસાંઇજીને વિનંતી કરી ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે હું પાદશાહને એકાંતમાં ઉત્તર દઈશ. બીરબલે સર્વ વાત પાદશાહને કહેતાં, પાદશાહ શ્રીગોકુળ આવ્યો અને બીરબલ પણ સાથે આવ્યો. બીરબલ શ્રી ગુસાંઇજીને પાદશાહના મુકામ પર લઈ ગયો. પાદશાહે એકાંતમાં શ્રી ગુસાંઇજીને પૂછ્યું કે સાહેબ કેવી રીતે મળે તે ઉપાય બતાવો ? શ્રી ગુસાંઈજીએ લૌકીક રીતે ઉત્તર આપ્યો કે જેવી રીતે તમે મને મળ્યા તેવી રીતે સાહેબ મળે છે. ત્યારે પાદશાહે કહ્યું કે એનું કારણ મને સમજાવો. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે હું હજાર ઉપાય કરું તો પણ તમને મળવું મુશ્કેલ છે. અને તમે વિચાર કર્યો કે ઘડીવાર પણ ન થઇ તુર્ત મને મળ્યા. એવી

રીતે જીવ હજાર ઉપાય કરે તો પણ સાહેબ ન મળે અને સાહેબ ધારે તો ઝટ જીવને પોતાનો કરી લે. જીવને હાથ કંઇએ નથી. સાહેબની મરજી હોય તો ક્ષણ પણ ન લાગે. આ સાંભળીને પાદશાહ ઘણો પ્રસન્ન થયો, શ્રી ગુસાંઇજીને દંડવત કર્યા અને વિનંતી કરી કે મારો અંગીકાર કરો. શ્રી ગુસાંઇજીએ કહ્યું કે અહીંથી એક કલાકમાં ગોપાલપુર જવાય એવી સવારી હોય તો સારું. પાદશાહે એવો ઘોડો ભેટ કર્યો કે એક કલાકમાં દશ ગાઉ જાય. અને ઘોડાના ખર્ચ પેટે ગોકુળ અને ગોપાલ-પુર ભેટ કર્યાં. અને દંડવત કરીને આગ્રે ગયો. એ ઘોડા પર બેસીને શ્રી ગુસાંઇજી નિત્ય ગોપાલપુર પધારતા અને પાછા શ્રીગોકુળ આવી જતા. એ ઘોડાની વાત ગોપાલદાસજીએ સપ્ત વલ્લભાખ્યાનમાં ગાઈ છે! "તુરંગ ચાલે વાયુવેગે ઉતાવળો જાણે નૌકા ચાલી સિંધુ તરવા." એ રીતે ગોપાલદાસજીએ વર્ણન કર્યું છે. બીરબલની પુત્રી એવાં કૃપાપાત્ર હતાં. શ્રી ગુસાંઈજી ઉપર તેમને એવો વિશ્વાસ હતો તેમની વાર્તા કેટલીક કરીએ.

(એક કુંજરીની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૪૯ મી.)

એક દિવસ શ્રી ગુસાંઈજી ગોપાલપુરથી શ્રીગોકુળ પધારતા હતા. રસ્તામાં એક કુંજરી તરસથી પીડાતી હતી, શ્રી ગુસાંઈજીએ ખવાસને કહ્યું કે આ કોણ પડી છે? ત્યારે ખવાસે કહ્યું કે તરસને લીધે આ સ્ત્રીનાં પ્રાણ જાય છે. ત્યારે પોતે ખવાસને કહ્યું કે આપણી ઝારીમાંથી આને જળ પાઓ, ત્યારે ખવાસે કહ્યું ઝારી છિવાય જશે ત્યારે શ્રી ગુસાંઇજીએ

આજ્ઞા કરી કે ઝારી તો બીજી આવશે પણ આનો પ્રાણ તો બચશે તેમણે તેને જળ પાયું તેથી તે ચેત થઇ. તે કુંજરી પોતાનું સર્વ દ્રવ્ય લઇને શ્રીગોકુળ આવી રહી. દિવસે દુકાન માંડી બેસે અને રાત્રે ગામ બહાર જઇને રહે. કારણ કે પૃથ્વી-પતિનો શ્રીગોકુળમાં મુસલમાનને રહેવાનો હુકમ નહોતો. કુંજરી બહારથી ઉત્તમ મેવા લાવીને શ્રીગોકુળમાં વેચતી. અને જે કોઇ મંદિરમાં મેવા પહોંચાડે તેની પાસેથી દામ ઓછા લેતી. મનમાં એમ સમજતી કે આ પ્રકારે મારું દ્રવ્ય અંગીકાર થશે. આમ કરતાં કરતાં તે કુંજરીનો આખો જન્મ શ્રીગોકુળમાં સંપૂર્ણ થયો અને જ્યારે શ્રી ગુસાંઇજી યમુના-જીના ઘાટપર પધારતા ત્યારે તે કુંજરીને નિત્ય દર્શન થતાં તે સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમના દર્શન થતાં જેથી તે કુંજરી શ્રી ગુસાંઇજીને પૂર્ણ પુરુષોત્તમ જાણીને શ્રીગોકુળમાં આવી રહી હતી. જ્યાંસુધી તેનો દેહ રહ્યો ત્યાંસુધી તેને પૂર્ણ પુરુષો-ત્તમનાં દર્શન થયાં. એ કુંજરી શ્રી ગુસાંઇજીની એવી કૃપા-પાત્ર ભગવદીય હતી.

( પ્રેત હતીત પતીત બે ભાઈની વાર્તા. ) પ્રસંગ ૧ લો. ( વાર્તા ૫૦ મી.)

હતીત પતીત બન્ને મહિ નદીના કિનારા પર રહેતા હતા. જે કોઈ તે રસ્તે નીકળતો તેને મારી નાંખતા હતા. સર્વ લોકોને ખબર પડી તેથી તે રસ્તો ઉજ્જડ થયો. કોઈ આવતું જતું નહિ. એ જગ્યાએથી ચાર ચાર ગાઉ સુધી ઉજ્જડ થયું હતું. કોઈ ખેતી કરવા પણ આવતું નહોતું. એ પ્રેત એવા જબરા હતા કે મંત્ર જંત્રને વશ થતા નહોતા. જે કોઇ જતું તેને મારી નાંખતા

એક દિવસ ચાચા હરિવંશજી ગુજરાતથી શ્રીગોકુળ જતા હતા તે રસ્તે નીકળ્યા ત્યારે બન્ને પ્રેત પર્વત થઈને રસ્તા પર પડયા. એક તો જવાના રસ્તા પર આવીને પડયો અને બીજો પાછા ફરવાના રસ્તા પર આવી પડયો. ત્યારે ચાચાજીએ જાણ્યું કે આ કોઈ પ્રેત છે. ચાચાજીએ ચરણામૃત ભેળવીને તેમના પર જળ નાંખ્યું ત્યારે તેમણે ચાચાજીનો પ્રતાપ જાણ્યો કે એ કોઈ મહાપુરુષ છે. હાથ જોડીને વિનંતી કરવા લાગ્યા કે અમારો ઉદ્ધાર કરો. ચાચાજીએ તેમને અષ્ટાક્ષર મંત્ર સંભળાવ્યો, નામ સાંભળતા જ તેમનો દિવ્ય દેહ થયો અને ભગવદ્‌લીલામાં પ્રવેશ કર્યો. ચાચાજી શ્રીગોકુળ આવ્યા. અને શ્રી ગુસાંઇજીને વિનંતી કરી ત્યારે શ્રી ગુંસાંઇજીએ આજ્ઞા કરી કે ૧૦૦ વર્ષ પહેલાં તે બંને ઠગ હતા. અને વૈષ્ણવનો વેષ પહેરી ફરતા હતા. એક ઠેકાણે વૈષ્ણવને ઘેર જઇ ઉતર્યા હતા ત્યારે વૈષ્ણવ તો ઘરમાં નહોતો. તેની સ્ત્રી હતી. રાત્રે તેને ઘેર રહીને તે સ્ત્રીને મારીને ઘરેણું લઈ ગયા. રસ્તામાં ચોર મળ્યા તેમણે મારી નાંખ્યાં. જેવું કર્યું તેવું તેમણે ભોગવ્યું તો ખરું; પરતુ વૈષ્ણવને માર્યો હતો અને વૈષ્ણવ બની ઠગાઈ કરતા હતા તે અપરાધથી પ્રેત થયા હતા. જો તમે તેમનો ઉદ્ધાર ન કર્યો હોત તો આખા કલ્પ સુધી પ્રેત રહેત. વૈષ્ણવનો અપરાધ તો એવો છે. વૈષ્ણવ વિના વૈષ્ણવનો અપરાધ ક્ષમા કરવાનું કોઇનું સામર્થ્ય નથી. શ્રી ઠાકુરજી પણ ક્ષમા કરતા નથી. એ વાત અંબરીષના આખ્યાનમાં પ્રસિદ્ધ છે. જેથી વૈષ્ણવના અપરાધથી બીતા રહેવું.

એવી ચાચાજીને શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી. આ સાંભળીને સર્વ વૈષ્ણવ પ્રસન્ન થયા. એ હતીત પતિતનો ચાચાજીએ શ્રી ગુસાંઈજીની કૃપાથી ઉદ્ધાર કર્યો. ગોપાલદાસજીએ વલ્લભાખ્યાનમાં એવું ગાયું છે કે, "હતીત પતિતનું જુઓ તમે પ્રકટ ઈંધાણ." શ્રી ગુસાંઇજીની કૃપાથી તેમણે ભગવદલીલામાં પ્રવેશ કર્યો.

(ગંગાબાઈ ક્ષત્રાણીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૫૧ મી.)

ગંગાબાઈની માતા મહાવનમાં રહેતી હતી તે શ્રી ગુસાંઇજીની સેવક હતી. શ્રી ગુસાંઈજીના સ્વરૂપમાં તેનું ચિત્ત લાગી રહેતું હતું. તેના મનમાં શ્રી ગુસાંઇજીનાં સ્વરૂપ વિષે કામ બુદ્ધિ રહેતી હતી. પરંતુ શ્રી ગુસાંઇજીને તો એવી પ્રતિજ્ઞા હતી કે પરસ્ત્રી સામે કામ દ્રષ્ટિએ જોવું નહિ. મહાવનવાળી ક્ષત્રિયાણીની આ વાત શ્રી ગુસાંઇજીએ જાણી ત્યારે તેને ગોકુળ આવતાં બંધ કરી. બાર વર્ષ સુધી શ્રી ગોકુળમાં ન આવવા દીધી. તે મહાવનમાં વિપ્રયોગની ભાવનાથી શ્રી ગુસાંઈજીનું ધ્યાન કરતી હતી એક દિવસ તેને સ્વપ્ન આવ્યું તે પછી તેને ગર્ભ સ્થિતિ રહી અને ગંગાબાઈનો જન્મ થતાં તેની માતા તો ભગવદલીલામાં પ્રાપ્ત થઇ. એ ગંગાબાઈ જ્યારે મોટાં થયાં ત્યારે શ્રી ગુસાંઈજીના સેવક થયાં. અને મહાવનથી ગોપાલપુરમાં આવી રહેતાં હતાં. શ્રી ગોવર્ધનનાથજી તેમની સાથે હસતા, ખેલતા અને બધી લીલાનાં દર્શન કરાવતા હતા. ગંગાબાઈ તે લીલાના પદ બનાવી શ્રીનાથજી પાસે ગાતાં હતાં. તેમણે શ્રી વિઠ્ઠલ ગિરિધરન એવી છાપ ધરી છે. તેમનો જન્મ

૧૬૨૮માં થયો હતો. અને ૧૭૩૬ સુધી એટલે ૧૦૮ વર્ષ સુધી તે ભુતલ પર રહ્યાં. મેવાડમાં શ્રીનાથજીની સાથે આવ્યાં હતાં તેમની વિશેષ વાત શ્રીનાથજીના પ્રાગટ્યમાં લખી છે. એક દિવસ શ્રીનાથજીએ શ્રી હરિરાયજીને મેવાડમાં કહ્યું કે ગંગાબાઇને વસ્ત્રાભૂષણ ઘણા જ સુંદર પહેરાવીને રાત્રે જગમોહનમાં બેસાડજો. તે પ્રમાણે તેમને ત્યાં બેસાડયાં. રાતરે જગમોહનમાંથી શ્રીનાથજી ગંગાબાઈને દેહસહિત લીલામાં લઈ ગયા. ગંગાબાઇ શ્રીનાથજીનાં એવાં કૃપાપાત્ર ભગવદિય હતાં. તેથી તેમની વાર્તા કેટલીક કરીએ.

(રાજાની વાર્તા.) प्रसंग १ लो (વાર્તા ૫૨ મી.)

એ રાજાનું મન દિવસરાત ભગવદ્સેવામાં હતું. ભગવદ્ ઉપયોગ વિના દ્રવ્ય ખરચતો નહોતો. અને વૃથાલાપ, વૃથાક્રિયા, તથા વૃથાધ્યાન ત્રણે કરીને રહેતો હતો. લૌકીકમાં કામ જેટલું બોલે. વૈષ્ણવનો સંગ દિવસરાત છોડે નહિ. અને વૈષ્ણવ વિના કોઇના ઉપર રીઝે નહિ. એ રાજાના ગામમાં એક ભવઈયો આવ્યો. ભવઈયો ઘણો હુશીઆર હતો. અને ખેલમાં ઘણો ચતુર હતો તે સૌને રીઝાવતો હતો. ઘણા દિવસ સુધી તે ગામમાં રહ્યો; પરંતુ રાજા ખેલ જુએ નહિ, ભવઇયો એવો ઉપાય કરવા લાગ્યો કે કોઇપણ ઉપાયથી રાજા ખેલ જુએ તો ઠીક. ભવઈયાએ રાજાના કામદારને મળી એવો પ્રયત્ન કર્યો કે રાજા ખેલ જુએ એવો ઠરાવ કર્યો. ભવઇયો રાત્રે ખેલ કરવા અને સર્વ કામદાર તથા રાજા ખેલ જોવા બેઠા. ભવઇયાએ ઘણા ખેલ કર્યા અને ઘણી તરેહના વેષ કાઢ્યા પરંતુ રાજા રીઝયો

નહિ. ભવઈયાના મનમાં ઘણો પશ્ચાત્તાપ થયો અને રાજાના લોકોનેપૂછવાલાગ્યો કે રાજાકઈરીતરીઝશેતે તમેબતાવો. રાજાના ખવાસે કહ્યું કે તે વૈષ્ણવ વિના કોઈના ઉપર રીઝશે નહિ: રાજાના મનુષ્યના શીખવવાથી તે ભવૈયો વૈષ્ણવનો વેષ પેહેરીને તિલક મુદ્રામાલ ધરીને રાજાની સભામાં આવ્યો. રાજાએ ઊઠીને વૈષ્ણવને સાષ્ટાંગ દંડવત કર્યાં. અને છાતીએ લગાવીને મળ્યો અને ગાદીપર બેસાડીને પોતે રાજા પંખો કરવા લાગ્યો અને તે વૈષ્ણવની સાથે ભગવદ વાર્તા કરવા લાગ્યો અને ભંડાર ખોલાવી દીધો અને કહ્યું કે જે જોઇએ તે લો અને વૈષ્ણુવની ઘણી ટહેલ કરી. રાજા જાણુતો હતો કે તે ભવૈયો છે એ તો વૈષ્ણવનો વેષ પહેરીને આવ્યો છે. રાજાનો વૈષ્ણવ વેષપર એવો વિશ્વાસ હતો કે સાક્ષાત શ્રી ઠાકુરજી પર હોય. એ રાજા હરિગુરુ વૈષ્ણવમાં ભેદ જરાપણ જાણુતો નહોતો. તેથી તેની વાર્તા કેટલીક કરીએ.

(દયા ભવૈયાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૫૩ મી.)

દયા ભવઇયો વૈષ્ણવનો વેષ પહેરીને અને રાજાને રીઝાવીને રાજાથી વિદાય થઇ પોતાના મુકામપર આવતો હતો. અને મનમાં એવો વિચાર કરવા લાગ્યો કે ઘણા દિવસની મેહેનત હવે સફળ થઈ. પાછળ જુએ તો ચાર સ્ત્રી પાછળ પાછળ આવતી હતી જ્યાં ભવઇયો ઊભો રહેતો ત્યાં તે ઊભી રહેતી હતી અને તે ચાલે એટલે ચાલતી હતી. આ જોઈને મનમાં આશ્ચર્ય થયો કે આ ચાર કોણ છે. ભવઇયાએ તે સ્ત્રીઓને પૂછ્યું કે તમે કોણ છો ? અને મારા સાથે કેમ આવો છો ?

ત્યારે તે સ્ત્રીઓ બોલી કે અમે ચાર હત્યા છીએ અને સદા તારા શરીરમાં રહીએ છીએ. જ્યારે તું મરીશ ત્યારે તને નરકમાં લઈ જઇશું. હમણાં તે વૈષ્ણવનો વેષ પહેર્યો છે તેથી અમે તારા શરીરમાંથી બહાર નીકળી છીએ. વૈષ્ણવથી અમે ઘણે દૂર રહીએ છીએ. જો તેની દ્રષ્ટિમાં આવીએ તો ભસ્મ થઈ જઇએ. આ વાત સાંભળીને દયા ભવૈયો પાછો ફર્યો. અને જઇને રાજાને પગે લાગ્યો અને કહ્યું કે મને વૈષ્ણવ કરો. અને હત્યાનો સર્વ વૃત્તાંત કહ્યો, રાજાએ ઊઠીને ચાંરે સ્ત્રીના સામું જોયું તેથી તે ભસ્મ થઇ ગઈ. દયા ભવૈયાને શ્રી ગુસાંઈજી પર પત્ર લખી દઇને શ્રી અડેલ મોકલ્યો. દયા ભવૈયો અડેલ જઈને શ્રી ગુસાંઈજીનો સહકુટુંબ સેવક થયો. શ્રી ઠાકુરજી પધરાવીને ભગવદ્‌સેવા કરવા લાગ્યો. થોડા દિવસ અડેલમાં રહીને પુષ્ટી માર્ગની સેવાની રીત શીખીને પાછો જન્મ સુધી તે રાજા પાસે આવીને રહ્યો. બન્ને ભગવદ્ વાર્તા કરે. એ ભવયાનો એવો નિશ્ચય થયો કે વૈષ્ણવ ધર્મ સિવાય બીજો ધર્મ તુચ્છ છે. મેં વષ્ણવનો જૂઠો વેષ પહેર્યો તો પણ હત્યા દૂર ભાગી ગઇ. અને જો સાચો રાખીશ તો શ્રી ગુસાંઇજીની કૃપાથી નિશ્ચય મને ભગવદ્‌લીલાની પ્રાપ્તિ થશે. આમ કરતાં કરતાં તે ભવઇયાને ભગવદ્‌લીલાની સ્ફુર્તિ થઈ અને શ્રી ઠાકુરજી સાનુભાવ જણાવા લાગ્યા. એ દયા ભવઇયા રાજાના સંગથી પરમ ભગવદ્દીય થયા.

(એક કણબીની વાર્તા) પ્રસંગ ૧ લો. (વાર્તા ૫૪ મી.)

એ વૈષ્ણવ તાદ્રશી હતો. તેને શ્રી ઠાકુરજી સાનુભાવ

જણાતા હતા. વૈષ્ણવ ચાચાજીની સાથે શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા વ્રજમાં ગયો. રસ્તામાં એક ગામ હતું તે ગામમાં એક બ્રાહ્મણી રહેતી હતી. તે બ્રાહ્મણીને ગલિત કોઢ થયો હતો અને કીડા પડયા હતા. બ્રાહ્મણીનો પુત્ર નદી ઉપર માને ધોવાને લઇ ગયો હતો ત્યાં વૈષ્ણવ ન્હાયા પહેલાં ધોતી ધોતો હતો તેની ધોતીના છાંટા તે બ્રાહ્મણી પર પડયા. જે ઠેકાણે છાંટા પડયા તે ઠેકાણે કોઢ મટી ગયો. તે બ્રાહ્મણી વૈષ્ણવને પગે લાગી અને કહ્યું કે મારા શરીરની આ વ્યવસ્થા છે પરંતુ તમારી ધોતીના છાંટાં મારા શરીરપર પડયા તેટલામાં મારું શરીર સારું થઈ ગયું છે. તે કણબી વૈષ્ણવે કહ્યું કે હું તો શુદ્ર છું અને તમે બ્રાહ્મણ છો તેથી મને પગે ન લાગો ત્યારે તે બ્રાહ્મણીએ હાથ જોડીને કહ્યું કે તમે મહા પુરુષ છો મારું દુઃખ તમારા વિના બીજો કોઇ દૂર કરવાને સમર્થ નથી. જેથી મારાપર કૃપા કરો. તે વૈષ્ણવ તે બ્રાહ્મણીને ચાચાજી પાસે લઇ ગયો અને બધું વૃત્તાંત કહ્યું. ચાચાએ તેને નામ સંભળાવ્યું અને ચરણામ્રત દીધું તેથી તે બ્રાહ્મણીનો બધો કોઢ મટી ગયો, અને સર્વ અંગ સારું થઈ ગયું. તે બ્રાહ્મણી સારી રીતે પોતાને ઘેર ગઈ, તેનું શરીર સારું જોઇને તે ગામના સર્વ લોકો મળીને ચાચાજી પાસે આવી નમી પડયા, અને બધાએ નામ સાંભળ્યું તથા પુષ્ટી માર્ગની રીત શીખ્યા, અને બધા લોક વૈષ્ણવ થયા તે બ્રાહ્મણી તથા તેનો પુત્ર તે વૈષ્ણવની સાથે શ્રી ગોકુળ ગયાં અને જઇને શ્રી ગુસાંઇજીનાં સેવક થયાં. શ્રી નવનીતપ્રિયાજીનાં અને

શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરીને ઘણા પ્રસન્ન થયાં અને વૃજયાત્રા કરી શ્રી ઠાકુરજી પધરાવી પોતાને દેશ આવ્યાં. એ કુણબી વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા કે જેમની ધોતીનાં છાંટાથી કોઢ મટી ગયો, તેથી તેમની વાર્તા કેટલીક કરીએ:

(એક બાઇ ક્ષત્રાણીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૫૫ મી.)

એ ક્ષત્રિયાણી ભોળી ઘણી હતી. અને શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે કરતી હતી. શ્રી ઠાકુરજી તેને બાળભાવ જણાવતા હતા. અને છાતી સરખા લગાવતા હતા. અને ઘડીએ ઘડીએ ભુખ્યા થઈને ખાવાનું માગતા હતા. તે બાઈને બહાર જવા દેતા નહિ. એ બાઈ બહાર જતી તો શ્રી ઠાકુરજી રુદન કરતા. આ પ્રમાણે બાળભાવ જણાવતા હતા. એક દિવસ ઘરમાં બિલાડીઓ લડવા લાગી ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યું કે હું બીઉં છું તે બાઇએ શ્રી ઠાકુરજીને છાતી સરસા લગાવીને કહ્યું કે તમે પુતના આદિ દૈત્યને માર્યા ત્યારે બીન્યા નહિ. અને અત્યારે કેમ ડરો છો ? શ્રી ઠાકુરજીને તે બાઇની સાથે બોલ્યા નહિ. ત્રણ દિવસ સુધી કંઇ માગે પણ નહિ તે બાઇએ ઘણી પ્રાર્થના કરી અને રોવા લાગી ત્યારે શ્રી ઠાકુરજી પાછા બોલવા લાગ્યા. જેથી વૈષ્ણવે એવો વિચાર રાખવો. શ્રી ઠાકુરજીને ભૂખ લાગે નહિ અને તરસ લાગે નહિ એ સામર્થ્ય છે આવો વિચાર કરીને જે શ્રી ઠાકુરજી સેવા કરે તેની સેવા નિષ્ફળ થાય છે. શ્રી મહાપ્રભુજીએ નિબંધમાં કહ્યુંછે કે શ્લોક—माहात्म्यज्ञानपूर्वस्तुसुदृढःसर्वतोधिकः॥ स्नेहोभक्तिरितिप्रोक्तातयामुक्तिर्नचान्यथा २

જેથી માહાત્મ્યજ્ઞાનપુર્વક સુદ્રઢ સર્વથી અધિક સ્નેહ

શ્રી ઠાકુરજી વિષે રાખવો જોઈએ, જેમ કોઈરાજા હોય તો પણ તેની માતાના મનમાં એમ આવે કે મારો કુંવર ભુખ્યો હશે. આ પ્રમાણે વૈષ્ણવે શ્રી ઠાકુરજીની ઉપર સ્નેહ રાખવો જોઇએ. એ બાઇ ક્ષત્રિયાણી એવાં કૃપાપાત્ર હતાં.

(એક પટેલની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૫૬ મી)

એ પટેલ ગુજરાતના સંઘમાં શ્રી ગોકુળ ગયો હતો અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો. હતો શ્રી ગુસાંઇજીને તેમના સાત લાલાજી કાકા કહેતા હતા. પટેલ બાળકોના મુખથી શ્રી ગુસાંઇજીને કાકા કહેતા સાંભળીને પોતે પણ કાકા કહેવા લાગ્યો. પટેલને આવો ભોળો જાણીને શ્રી ગુસાંઇજીએ ગાયની સેવા કરવાને ખિરકમાં રાખ્યો. એ પટેલ ગાયોની સેવા એવી કરતો કે જે રીતે ગાયો સુખી થાય. ગાયોની નીચે વાળતો અને નિત્ય ગાયોની નીચે રેતી પાથરતો. અને નિત્ય રેતી બહાર કાઢી નાંખતો અને નવી રેતી પાથરતો પટેલ એવો વિચાર કરતો કે ગાયના શરીરમાં જીવ ન પડે અને ગાયોને ઠંડ ન લાગે.ગાયોની એવી ટહેલ જોઇને શ્રીનાથજી તે પટેલ પર પ્રસન્ન થયા, પટેલ ગાયોને ઘાસ ઢોઇને ખવરાવતો હતો, કારણ કે ગાયોના દૂધમાં રજ આવે તો શ્રીનાથજી કેમ આરોગે? પટેલ કોઈ દિવસ પાતળ લેવા જાય અને કોઇ દિવસ ન જાય. ગાયોની ટહેલમાં મોડું થાય તો પાતળ લેવા પણ ન જાય, ભુખ્યો ટહેલ કરે, શ્રી નાથજી તેને લાડવા દે. તે પટેલ ખાઇને ગાયોની સેવા કર્યા કરે. એક દિવસ શ્રી ગુસાંઇજીએ તે પટેલને પુછ્યું કે તું નિત્ય પાતળ લેવા નથી આવતો? ત્યારે પટેલે

કહ્યું કે કાકાજી માહારાજ, કોઈ દિવસ શ્રીનાથજી લાડવા દે ત્યારે પાતળ લેવા નથી આવતો અને લાડવા ન દે ત્યારે પાતળ લેવા આવું છું. આ વાર્તા સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા અને કહ્યું કે તારી પાતળ નિત્ય ખિરકમાં મોકલાવીશ. પટેલ નિત્ય ગાયોની ટહેલ કરતો. એક દિવસ પટેલે કહ્યું કે મારી પાતળ મોકલશો નહિ અને શ્રીનાથજી રોજ લાડવા દે છે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તું લાડવા ખાઈ જાય છે કે કંઈ રાખી મુકે છે. ત્યારે તેણે કહ્યું કે અર્ધો લાડવો મારી પાસે છે. શ્રી ગુસાંઇજીએ જોયું તો શય્યા ભોગનો લાડવો છે. શ્રી ગુસાંઈજી જોઈને ઘણા પ્રસન્ન થયા. એક દિવસ વરસાદ વરસતો હતો, ત્યારે પટેલ ભુખ્યો રહ્યો. શ્રીનાથજી ઝારી બંધ લઇને પટેલ પાસે પધાર્યા અને તેને લાડવો દીધો. અને ઝારીબંકા લઇ શ્રી ગુસાંઈજીની બેઠકમાં આવ્યો. અને શ્રી ગુસાંઇજીને દીધા. અને કહ્યું કે રાત્રે શ્રીનાથજી ખિરકમાં ભુલી ગયા હતા. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તમે સિંઘપોળની રખવાળી કરો તેથી એ પટેલ સિંઘપોળપર બેસી રહેતો હતો. એક દિવસ શ્રીનાથજી સિંઘપોળ બહાર પધારવા લાગ્યા. ત્યારે પટેલે કહ્યું કે ઘરેણું પહેરીને ન જાઓ જશો તો કાકાજી મને ખીજશે. શ્રીનાથજી પધાર્યા અને પટેલ પાછળ ગયો. વૃંદાવનમાં જઈને શ્રીનાથજીએ રાસ કર્યો એ પટેલને દર્શન થયાં. વ્રજભક્તોનાં આભૂષણ પડ્યાં હતાં તે તે પટેલે વીણી લાવ્યો અને શ્રી ગુસાંઈજીને આપ્યાં. અને કહ્યું કે શ્રીનાથજી માનતા

નથી. રાત્રે હજારો સ્ત્રીયો શ્રીનાથજીની સાથે મંદિરમાંથી ગઇ હતી. ખબર ન પડી કે તે સ્ત્રીઓ ક્યાં રહેતી હતી. તેમનું ઘરેણું વીણી લાવ્યો છું. શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા અને મનમાં વિચાર કર્યો કે આ સ્વાભાવિક પ્રપંચની સ્મૃતિ ભુલી ગયો છે અને ભગવદ સ્વરૂપમાં આસક્ત થયો છે. ગાયોની સેવાથી આને નિરોધ સિદ્ધિ થયો છે. એના ભાગ્યની સરાહના શું કરીએ એને અરસપરસ શ્રીનાથજી થઇ રહ્યા છે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તું સીંધપોળની રખ-વાળી કર્યા કર. જ્યાં શ્રીનાથજી જાય ત્યાં જવા દેજે તું ન જઈશ તને સાથે લઇ જાય તો જજે, નહિ તો ન જઈશ. આ સાંભળીને પટેલે વિનંતિ કરી કે ઘરાણું ખોઈ નાંખશે તો શું કરું. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે અમારે ઘરેણાં બહુ છે. આ સાંભળી પટેલ ચુપ થઇ ગયો. સીંધપોળપર બેસી રહેતો હતો, અને શ્રીનાથજી પધારે ત્યારે તે જગાડી કહી જાય ઈચ્છા હોય તો સાથે લઇ જતા. એ પટેલ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(એક વિરક્ત વૈષ્ણવની વાર્તા.) प्रसग १ लो. (વાર્તા ૫૭ મી.)

એ વૈષ્ણવ વ્રજમાં ફરતા. ચપટી માગી નિર્વાહ કરતા. એક દિવસ કોકીલા વનમાં રસોઈ કરી રહ્યા પછી તેને ડોલ ઉત્સવ યાદ આવ્યો. તેને ઘણો પ્રશ્ચાત્તાપ થયો. પછી વિચાર કર્યો કે ભગવદ્ ઇચ્છા એવી છે. કુંજની લતા બાંધી ડોલ કર્યો શ્રીઠાકુરજીને ઝુલાવ્યા. અને દાળ બાટી કરી હતી તે ત્રણે ભોગમાં સમર્પી વૈષ્ણવનો આવો ભાવ જોઈને શ્રી

ઠાકુરજી ઘણા પ્રસન્ન થયા અને શ્રી ગુસાંઈજીને જણાવ્યું. શ્રી ગુસાંઈજીએ મનમાં એવું જાણ્યું કે આ વૈ[illegible]ણવનાં ધન્ય ભાગ્ય છે. એક દિવસ તે વૈષ્ણવ શ્રી ગુસાંઈજીની પાસે ગયો. અને શ્રી ગુસાંઈજીએ ડોલના સમાચાર કહ્યા. ત્યારે વૈષ્ણવે કહ્યું કે શ્રીઠાકુરજી જે કંઈ માને છે તે આપની કૃપાથી માને છે. એમાં જીવનું કંઈ પણ સામર્થ્ય નથી. એ વૈષ્ણવ એવો કૃપાપાત્ર હતો. જેના ભાવથી શ્રી ઠાકુરજી વશ થઈ ગયા. એ વૈષ્ણવનો એવો ભાવ હતો. તેની વાર્તા કેટલીક કરીએ જેને જોઇને શ્રી ઠાકુરજી પ્રફુલ્લિત રહેતા હતા.

(એક વિરક્તની વાર્તા.) प्रसंग १ लो (વાર્તા ૫૮ મી.)

એ વૈષ્ણવને એવો નિયમ હતો કે નિત્ય ગિરિરાજની પરિક્રમા કરવી. આમ કરતાં ઘણા દિવસ ગયા, ત્યારે તેના મનમાં એમ આવ્યું શ્રી ગુસાંઈજી મારી સાથે બોલતા નથી તેનું કારણ શું હશે? તેથી નિત્ય ચિંતા કરે. એક દિવસ તે વૈષ્ણવના પગમાં ઠોકર વાગી તેથી તે પરિક્રમા કરવા ન ગયો તે દિવસે અન્નકુટનો ઉત્સવ હતો. વૈષ્ણવના મનમાં એમ આવ્યું કે આ રસ્તે શ્રી ગુસાંઈજી પધારશે તેથી તે રસ્તો તેણે વાળી નાંખ્યો અને કાંકરા વીણી નાંખ્યા, ગોવર્ધન પૂજાનાં દર્શન કર્યા અને શ્રી ગુસાંઈજીનાં દર્શન કરવા ગયો. શ્રી ગુસાંઇજીએ કહ્યું કે આવો વૈષ્ણવ બેસો. ત્યારે વૈષ્ણવે વિનંતી કરી કે મહારાજાધીરાજ આપ કોઇ દિવસ મારી સાથે બોલતા નહિ અને આજ કૃપા કરીને બોલ્યા તેનું કારણ શું! શ્રી ગુસાંઇજીએ કહ્યું કે આજ તમે પુષ્ટી માર્ગની રીત પ્રમાણે

ચાલ્યા છો તેથી હું પ્રસન્ન થયો છું. ત્યારે વૈષ્ણવે વિનંતી કરી કે નિત્ય હું ગિરિરાજની પરિક્રમા કરું છું. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તારી દેહ સાધન કરે છે અને આજે તો તેં શ્રીઠાકુરજીનું સુખ વિચાર્યું. પુષ્ટી માર્ગમાં તો શ્રીઠાકુરજી સુખી થાય, એવી વૈષ્ણવે કૃતિ કરવી જોઇએ. આ સાંભળીને વૈષ્ણવ ઘણો પ્રસન્ન થયો. અને સર્વ સાધન છોડી સેવા કરવા લાગ્યો. એ વૈષ્ણવ એવો કૃપાપાત્ર હતો.

(એક ક્ષત્રીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૫૯ મી.)

એ ક્ષત્રી હીરાની ધરતી પારખતો હતો, એક વર્ષ વરસાદ ન વરસ્યો તેથી ખેતીમાં કંઈ પણ આવ્યું નહિ. અને સરકારે મહેસુલના પૈસા માગ્યા પણ તેની પાસે કંઇ નહોતું તેથી સરકારે તેનું ઘર લુંટી લીધું તેને ઘેર કંઇ રહ્યું નહિ. તેની સ્ત્રી ચરખો કાંતતી અને જે પૈસા આવતા તેમાં નિર્વાહ કરતાં, પરંતુ બંને મનુષ્યનું ચિત્ત એવું રહેતું કે શ્રી ઠાકુરજીને શ્રમ પડે છે. આવો વિચાર કરીને તે પ્રદેશ નિકળ્યો અને જે દેશમાં હીરા નીકળતા હતા તે દેશમાં ગયો ત્યાં એક વેપારીને મળ્યો અને ઠરાવ કર્યો કે હીરાની ધરતી પારખું છું. હું જે ધરતી પરખી આપું તે ધરતી તમે લો. જે માલ નીકળે તે અર્ધો મારો અને અર્ધો તમારો. આવી કબુલાત કરાવી તેની પાસે ધરતી લેવરાવી અને ખોદાવી માલ ઘણો નીકળ્યો છતાં વેપારીએ ક્ષત્રીને કંઈ પણ આપ્યું નહિ ક્ષત્રી વૈષ્ણવ બીજા વેપારીને મળ્યો તેની સાથેનક્કીલખાવી લઇને તે દેશમાં બીજી ધરતી લેવરાવી જે માલ નીકળ્યો તેનો અર્ધો લઇને પોતાને દેશ તરફ ચાલ્યો એ૨-

લામાં પહેલા વેપારીને ઘેર આગ લાગી અને બધો માલ બળી ગયો. વેપારી તે વૈષ્ણવને નમી પડયો અને કહ્યું કે મારો અપ-રાધ ક્ષમા કરો. મારી પાસે કંઇ રહ્યું નથી. વૈષ્ણવને દયા આવી તેથી ફરીથી તેને ધરતી પરખી દીધી. વૈષ્ણવે એવો ધર્મ રાખવો જોઈએ જે કોઇ તેનું ભૂડું કરે તોપણ તેણે તેનું ભલું કરવું. વૈષ્ણવ બે ચાર નોકર રાખીને પોતાને દેશ ચાલ્યો. રસ્તામાં જંગલોમાં એક તળાવ હતું તે તળાવ પર ૧૧ ઠગ ઉતર્યા હતા. ત્યાં ક્ષત્રી વૈષ્ણવે મુકામ કર્યો. અને પોતાના મનુષ્યને કહ્યું કે તમે ચારે જણ ગામમાં જઈ સામગ્રી લઈ આવો. મનુષ્ય ગયા એટલે ઠગે વિચાર કર્યો કે આને મારીને આપણે માલ બધો લઇ જઈએ ઠીક, ઠગ મારવા લાગ્યા ત્યારે વૈષ્ણવે કહ્યું કે મને ન્હાઈ આવવા દો. ઠગે કહ્યું કે ભલે. વૈષ્ણવ તળાવમાં ન્હાવા લાગ્યો, ન્હાઇને શ્રી ગુસાંઈજીનું ધ્યાન ધર્યું. શ્રી ગુસાંઈજી પરમ દયાળ, ભક્તવિરહ કાતર, કરુણામય છે. ભક્તને છોડતા નથી જ્યાં ત્યાં ભકતની પાછળ ફરે છે. તેથી ક્ષત્રી વૈષ્ણવને તળાવમાં દર્શન થયાં, ત્યારે વૈષ્ણવે વિનતિ કરી કે મારો શું અપરાધ છે? ગુસાંઇજીએ આજ્ઞા કરી કે એ આગલા જન્મમાં ૧૧ ચોર હતા, અને તું સરકારી નોકરીમાં હતો. ત્યારે તેં તેને માર્યા હતા. એ તારું વેર લેવાને આવ્યા છે એટલું સારું છે કે ૧૧ જણા ભેગા થઇને એક જન્મમાં તને મારે છે. નહિ તો ૧૧ જન્મ તારે લેવા પડત અને એક જન્મમાં એક એક વેર લેત. ક્ષત્રી શ્રી ગુસાંઈજીની આજ્ઞા લઇ

બહાર આવ્યો અને ઠગોને કહ્યું કે મને મારો, પરંતુ એ ઠ-
ગોએ શ્રી ગુસાંઈજીની વાણી સાંભળી હતી, દર્શન થયાં ન-
હોતાં, ગુસાંઈજીની વાણી સાંભળીને તેમની બુદ્ધિ તેમના
પ્રતાપથી નિર્મલ થઇ ગઈ હતી.જેવી રીતે ભગવાનના પાર્ષદની
વાણી સાંભળીને અજામેલની બુદ્ધિ નિર્મલ થઇ. જ્યારે યમદૂત
અજામેલને મારવા લાગ્યો ત્યારે પાર્ષદોએ તેને છોડાવ્યો હતો.
તે વખતે ભગવત્ પાર્ષદોએ યમદૂતોને ભગવદ્ યશ સંભળા-
વ્યો હતો.તે અજામેલે સાંભળ્યો તેથી અજામેલને અમૃતનો બિં-
દુપાન કહ્યો છે. શ્રી મહાપ્રભુજીએ જળ ભેદમાં લખ્યું છે.
तादृशानां क चिद्वाक्यंदूतनामिव वर्णितं॥ अजामिलाकर्णनवद्विंदुपानं प्रकीर्तितं ॥
॥૧॥ આ પ્રમાણે તે ઠગોને અમરતના બિંદુનું પાન થયું.
ત્યારે તે કહેવા લાગ્યો કે તમે તળાવમાં કોની સાથે વાત કરી?
અને પહેલા જન્મનું વૃતાંત તમને કોણે કહ્યું? તે અમને
કૃપાકરીને કહો.અમે તમારા દાસ છીએ. અમે તમને મારશું
નહિ અને અમારે દ્રવ્ય પણ નથી જોઇતું. તમે સત્ય બોલો
કે તમે કોની સાથે વાત કરી છે? એ ક્ષત્રી વૈષ્ણવે જે વાત થઇ
હતી તે સર્વ કહી દીધી. આ સર્વ ઠગ તેને નમી પડયા. અને
કહ્યું કે અમને તમે શ્રી ગુસાંઇજીનાં સેવક કરાવો. પછી તે
ક્ષત્રી વૈષ્ણવ રસોઈ કરીને સર્વને મહાપ્રસાદ લેવરાવીને પો-
તાને ગામ આવ્યો. અને હીરાનો શ્રી ગુસાંઇને વાસ્તે હાર ક-
રાવ્યો અને દશહજાર રૂપિયાના હીરા વેચી નાંખ્યા. અને ઘર-
ખર્ચનો બંદોબસ્ત કર્યો, પછી સ્ત્રીને તથા ઠગોને સાથે લઇ

શ્રી ગોકુલ આવ્યાં. ત્યાં આવી શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં એ ઠગની બધી વાત કરી. એ શ્રીગુસાંઈજીની કૃપાથી તેમને ભગવદ્ સ્વરૂપનું, શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનું અને વ્રજના સ્વરૂપનું જ્ઞાન થયું. એ ક્ષત્રી વૈષ્ણવ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(એક વિરક્તની વાર્તા.) प्रसंग १ लो. (વાર્તા ૬૦ મી.)

એ વૈષ્ણવ શ્રી ગોકુળમાં રહેતા હતા અને ચપટી માગી નિર્વાહ કરતા. ગામમાં એક ક્ષત્રાણી વૈષ્ણવ હતી તેની પાસે દ્રવ્ય ઘણું હતું; વિરક્ત વૈષ્ણવ ક્ષત્રાણીને ઘેર ઘણું જતા અને ભગવદ્ વાર્તા કરતા, પરંતુ લોક તેની નિંદા ઘણી કરતા હતા. એક દિવસ શ્રી ગુસાંઇજીએ તે વૈષ્ણવને પુછ્યું કે તું ક્ષત્રાણીને ઘેર કેમ જાય છે! ત્યારે તેણે કહ્યું કે મારે કંઈ મતલબ નથી. કદાચિત દ્રવ્યનું કામ પડે તો તેના વડે કામ નીકળે, શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે દ્રવ્યપાત્રની ખુશામત વૈષ્ણવે ન કરવી જોઇએ, ત્યાગીએ ખુશામત ન કરવી. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે.

श्लोक—सत्यांक्षितौ-किं किशयोः प्रयासैर्बाहौस्त्रसिद्धैह्यपर्बहृणैः ॥
सत्यंजलौ किं पुपाग्न्नपात्रयादिग्वल्कलादौ सति किंदुकूलः ॥ १ ॥
चीराणिकिंपथिनसन्तिदिशंति भिक्षांनृर्वाध्रिपाःपरभृत सतिरोऽप्यशुष्यन् ॥
रूद्धागृहाकिमजिनोऽवतिनोपसन्नाकस्याभदुजन्तिकवयोधनदुर्मदाघान् ॥२

એ પ્રમાણે ઘણી રીતે શ્રી ગુસાંઇજીએ તે વિરક્તને સમજાવ્યો. પરંતુ તે વૈષ્ણવ સમજ્યો નહિ. શ્રી ગુસાંઇજી પરમદયાલ છે. તે વૈષ્ણવને ડુબતા જોઈને શ્રી ગુસાંઈજીએ લૌકીક ચરિત્ર રચ્યું. વૈષ્ણવને કહ્યું કે મારે પાંચહજાર રૂપિયા ઉધારે

જોઈએ છીએ. એક મહિનામાં પાછા આપીશ તમે ક્ષત્રાણી પાસે તમારા નામપર ઉધાર લાવી દો. ક્ષત્રાણીને કહીને પોતાના નામપર તે પાંચ હજાર રૂપિયા લઇ આવ્યો, અને શ્રી ગુસાંઇજીને આપ્યા. શ્રી ગુસાંઇજીએ લેઈને તે રૂપિયા ભોંયમાં નાંખી દીધા. દોઢ માસ પછી ક્ષત્રાણીએ તે વૈષ્ણવ પાસે રૂપિયા માગ્યા. શ્રી ગુસાંઈજીએ તે વૈષ્ણવને કહ્યું કે હું તો બે વર્ષ પછી પરદેશ જઈશ ત્યારે રૂપિયા આવશે ત્યારે દઈશ વૈષ્ણવ આ સાંભળીને ચુપ કરી રહ્યો. ક્ષત્રાણીએ તે વૈષ્ણવને સિપાઇના પહેરામાં બેસાડયો. ચપટી માગવા જવા ન દીધો. અને ઘરમાં પણ આવવા ન દે. સિપાઇની સાથે એકવાર દર્શન કરવા જવા દે. તેણે મનમાં વિચાર કર્યો કે આને બહુ દુઃખ દઈશ તો શ્રી ગુસાંઇજી રૂપિયા દેશે. તે વૈષ્ણવ શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા ગયો ત્યારે ચાર સિપાઇ સાથે હતા તે જોઇ શ્રી ગુસાંઇજીએ પૂછયું કે વૈષ્ણવ શું છે? ત્યારે તે વૈષ્ણવ રોઇ પડયો. અને પોતાની સંપૂર્ણ હકીકત કહી. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે ક્ષત્રાણી તારી મિત્ર છે તેની પાસે ચાર પાંચ લાખ રૂપિયા છે અને ખરચવાવાળું કોઇ નથી તોએ પાંચ હજાર માટે તને આટલું દુઃખ દે છે, હવે તું કેમ કરીશ? ત્યારે વૈષ્ણવે કહ્યું કે જો એકવાર ક્ષત્રાણીના રૂપિયા ચુકે તો જન્મ સુધી તેનું મોં ન જોઉં. ત્રણ દિવસ થયાં મેં અન્નજળ લીધું નથી. આ સાંભળી શ્રી ગુસાંઈજીએ ઘણી કૃપા કરી દ્રવ્ય કઢાવી આપ્યું અને વૈષ્ણવને કહ્યું કે મારે દ્રવ્ય જોઇતું નહોતું પણ તારી આસક્તિ છોડાવવાને આટલું

કરવું પડયું હતું. દ્રવ્ય લઈને તે વૈષ્ણવે ક્ષત્રાણીને આપ્યું અને પોતાના મનમાં સમજ્યો કે શ્રી ગુસાંઇજી વિના આટલી કૃપા કોણ કરે. અને સંસારમાં ડુબવાવાળાને કોણ કાઢે. આવો વિચાર કરીને વૈષ્ણવે નિયમ લીધો કે તે ક્ષત્રાણીનું મોં ન જોઉં. એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતો કે જેથી શ્રી ગુસાંઈજીએ સંસારાસક્તિ છોડાવી.

(બ્રાહ્મણ સ્ત્રી-પુરુષ દેવીના ઉપાસીની વાર્તા.)

પ્રસંગ ૧ લો. (વાર્તા ૬૧ મી.)

બ્રાહ્મણ આગ્રામાં રહેતો. બ્રાહ્મણ સ્ત્રી પુરુષ એવા દેવીના મંત્ર સાધતાં કે દેવી આવી નિત્ય મધ્ય રાત્રીએ દર્શન દેતાં. અને વાતો કરતાં હતાં. આમ કરતાં કરતાં ઘણા દિવસ વીતી ગયા. એક દિવસ ચાચા હરિવંશજી શ્રી ગોકુળથી આગ્રે આવ્યા. જ્યેષ્ટમાસ હતો અને તાપ ઘણો પડતો હતો. તાપને લીધે મોડું થઇ ગયું. રાતપહોર ગઇ ત્યારે આગ્રે પહોંચ્યા. અને ઘણા શ્રમિત થયા તેથી બ્રાહ્મણના ચોતરાપર મુકામ કર્યો. હવા સારી જાણીને ત્યાં સુઇ રહ્યા. મધ્યરાત્ત થઇ ત્યારે દેવી બ્રાહ્મણને ઘેર આવી અને જુએ છે તો બ્રાહ્મણના ચોતરાપર પાંચ વૈષ્ણવ સુઈ રહ્યા છે. દેવી પ્રસન્ન થઇને પોતાના માની વૈષ્ણવને પંખો કરવા લાગી અને મનમાં સમજી કે આ ભગવદ્‌ભક્ત સુતા છે તો તેમને ઓળંગીને કેવી રીતે જઉં. બ્રાહ્મણ દેવીના દર્શન માટે ઘણો આતુર થયો અને બન્ને સ્ત્રી પુરુષ ઘણી પ્રાર્થના કરવા લાગ્યાં. અને સ્તુતિ કરવા લાગ્યાં. આવાહન કરવા લાગ્યા તો પણ દેવી આવ્યાં નહિ આખી રાત ચાચાજીને પંખો કરતી

રહી ત્યારે ચાચાજી ઊઠયા અને સંતદાસને ઘેર ગયા. દેવી અંદર ગઈ. અને સ્ત્રી પુરુષને દર્શન દીધાં. બ્રાહ્મણ હાથ જોડીને પુછવા લાગ્યો કે આજ રાતના કેમ ન પધાર્યાં ? અમારો શું અપરાધ છે ? ત્યારે દેવીએ કહ્યું કે તમારા ઘર આગળ વૈષ્ણવ સુતા હતા તેમને હું પંખો કરતી હતી ત્યારે બ્રાહ્મણે હાથ જોડી કહ્યું કે વૈષ્ણવ શું તમારાથી અધીક છે. ત્યારે દેવીએ કહ્યું કે વૈષ્ણવ તો ત્રિલોકથી પણ અધિક છે કારણ કે સાક્ષાત્ ભગવાન્ જેનાં વંશમાં છે. મારા જેવા દેવતા તો તેમની ટહેલ કરવાની અભિલાષા રાખે છે. પરંતુ એ ટહેલ મળતી નથી. ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે એવા વૈષ્ણવનાં દર્શન કૃપા કરી અમને કરાવો. દેવીએ કહ્યું કે હું તમારાપર પ્રસન્ન થઈ છું, અને તમારો સાચો ભાવ મારા વિષે છે તો તમને કહું છું કે તમે બન્ને તે વૈષ્ણવ પાસે જઈને શ્રી ગુસાંઇજીને શરણ જાઓ. એ બ્રાહ્મણ સ્ત્રી સહિત સંતદાસજીને ઘેર જઈને ચાચાજીને મળ્યાં અને બધું વૃત્તાંત કહ્યું ત્યારે ચાચાજીએ બંને જણને નામ સંભળાવ્યું. અને માર્ગની રીત શીખડાવી પછી તે બંને સ્ત્રીપુરુષને ચાચાજી શ્રી ગોકુળ લઈ ગયા. અને શ્રી ગુસાંઇજીનાં દર્શન કરાવ્યાં અને બધો પ્રકાર જણાવ્યો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરીને સ્ત્રી-પુરુષને નામ નિવેદન કરાવ્યું. એ સ્ત્રી પુરુષ શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન કરીને ઘણાં પ્રસન્ન થયાં અને શ્રી મદનમોહનજીની સેવા માથે પધરાવીને સેવા કરવા લાગ્યાં. શ્રી ગુસાંઇજીની સાથે જઈને શ્રીનાથજીનાં દર્શન કર્યાં. અને

તે બ્રાહ્મણ તથા બ્રાહ્મણી ઘણાં પ્રસન્ન થયાં. શ્રી ગુસાંઈજીથી વિદાય થઈ આગ્રે આવ્યાં. અને શ્રી ગુસાંઇજીને વિનતી કરી કે ચાચાજી એક મહિના સુધી અમારી પાસે રહે. આ પ્રમાણે વિનતી કરીને ચાચાજીને સંગ લઇ આવ્યા. ચાચાજીએ કૃપા કરીને માર્ગની રીત શીખવાડી. એ સ્ત્રી પુરુષ શ્રી ગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર થયાં.

(કૃષ્ણદાસ તથા ઇશ્વરદાસ બે ભાઇની વાર્તા)

પ્રસંગ ૧ લો. (વાર્તા ૬૨ મી)

એ બંને ભાઇ નિષ્કંચન હતા. અને સદા શ્રી ગુસાંઇજીની પાસે રહેતા. શ્રી ગુસાંઇજી પરદેશ પધારતા ત્યારે સાથે જતા. અને જળધારાની સેવા કરતા હતા, એ બંને ભાઈ અફીણ ઘણું ખાતા હતા. એક દિવસ શ્રી ગુસાંઈજીએ તેમને અફીણ ખાતા જોયાં, ત્યારે શ્રી ગુસાંઈજીએ તેમને કહ્યું કે તમે અફીણ ખાવું છોડી દો. ત્યારે તેમણે વિનતી કરી કે કૃપાનાથ અફીણથી શું દોષ છે ? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે અફીણ ભગવદ્સ્વરૂપથી ભુલાવે છે અને પુરુષાર્થ ઘટાટે છે. અને તત્વનિશ્ચયથી ભુલાવી અતત્વમાં મન લગાવે છે અને જ્યારે અફીણ મળતું નથી ત્યારે કોઈ પણ વાતમાં મન લાગતું નથી. આ વાર્તા સાંભળીને બંને ભાઈએ અફીણ છોડી દીધું. ભગવદ્રસમાં છકયા રહેતા. તેમને સદા ભગવદ્રસનું ઘેન રહેતું જેથી ભગવદ્વાર્તા વિના બીજી વાત કરતા નહિ. એ બંને ભાઇ શ્રી ગુસાંઈજીના કૃપાપાત્ર ભગવદીય હતા.

(શાહુકારના પુત્રની વહુ સુરત ગામમાં રહેતી હતી, તેની વાર્તા.)

(પ્રસંગ ૧ લો) (વાર્તા ૬૩ મી.)

શાહુકારના પુત્રની વહુ સુરત ગામમાં રહેતી હતી. તેનું રૂપ ઘણું સુંદર હતું અને તે સતી હતી. એક દિવસ ઘરના કમાડ અટકાવી ન્હાતી હતી. તે સમય એક મલેચ્છ પાદશાહનો નોકર ઘોડા પર બેસીને જતો હતો તેની નજર તે સ્ત્રી ઉપર ગઈ. અને તેને જોઇને તે કામાતુર થયો. તેથી તે ઘોડો કુદાવી ઘરની અંદર ગયો. અને તે સ્ત્રી નગ્ન નહાતી હતી. તેનો હાથ પકડી લીધો ત્યારે તે સ્ત્રી બોલી કે આટલી તસ્દી તમે કેમ લો છો? હું તમારી ચાકર છું તમે જેમ કહેશો તેમ કરીશ. મને વસ્ત્ર પહેરી લેવા દો. આ સાંભળીને તે મલેચ્છ પ્રસન્ન થયો. અને કહ્યું કે કપડાં પહેરી મારી સાથે ચાલ. આટલું કહી તે સ્ત્રીનો હાથ છોડી દીધો સ્ત્રી કપડાં પહેરી મલેચ્છને તમાચો મારી ઓરડાનાં કમાડ અટકાવી અંદર ચાલી ગઈ. મલેચ્છ શરમાઇને ઘેર ગયો. અને મનમાં વિચાર કર્યો કે જેટલું દ્રવ્ય આપણી પાસે છે તે સઘળું ખર્ચીને આ સ્ત્રીની સાથે વિવાહ કરવો. એને છોડવી નહિ. આવો વિચાર કરીને ઉપાય શોધવાં લાગ્યો. એ સ્ત્રીના ઘરની પાસે એક ડોશી રહેતી હતી તે ઘણી ગરીબ હતી. તે ડોશી સાથે તે મલેચ્છે ઓળખાણ કરી. અને નિત્ય તેને ઘેર જાય. કોઈ દિવસ તે ડોશીને આઠ આના દે, કોઇ દિવસ રૂપિયો દે અને કોઈ દિવસ બે રૂપિઆ દે આમ કરતાં તે ડોશીને કહ્યું કે જુઓ આ શેઠના પુત્રની વહુનું નામ, તેના બાપનું નામ, તેના સાસુ સસરા તથા ધણીનું નામ, તેના

નાની નાના તથા મામા મામી સર્વનું નામ તથા તેના શરી-
રના ચિહ્ન તથા તેની ઉમ્મર તથા જન્મ વરસ તથા મહિના
બધું પુછીને મને લખાવે તો હું તને ૧૫ મહોર દઉં. ડોશીએ
તે બધું કબુલ કર્યું. તે ડોશી નિત્ય તેને ઘેર જાય અને વહુને
તેલ કાંસકી કરે અને વહુને બધી વાત પુછે અને મલેચ્છને લ-
ખાવી દે આ પ્રમાણે જ્યારે બધો વૃત્તાંત લખાવી ચુકી, ત્યારે
તે મલેચ્છે એક વેશ્યાની પુત્રીને વેચાણ લીધી અને શાહુકાર-
પુત્રની વહુનું નામ તે તેનું નામ પાડયું અને તેને બધાં સગા-
નાં નામ શિખવાડી દીધાં. એ વેશ્યાની પુત્રી હુંશીયાર થઈ ત્યારે
શાહુકારના ઘરની પાછળ તેને ઊભી રાખી અને સુબા આગળ
જઈને તેણે કહ્યું કે ફલાણા શાહુકારના પુત્રની વહુ મારી સાથે
મુસલમાન થવાને અને પરણવાને રાજી છે. તે શાહુકારના ઘ-
રની પાછળ ઊભી છે તેને આપ સરકાર બોલાવી પુછી લો
હાકેમે તેને બોલાવી અને સઘળી વાત પુછી અને સગાનાં બ-
ધાં નામ લખી લીધાં મલેચ્છ બોલ્યો કે પાછળથી તે ફરી જશે
અને તેને સાસરે ચાલી જશે માટે સરકાર પાકો બંદોબસ્ત
કરી આપો. હાકેમે તેના પાસેથી પાકું લખત કરાવી લીધું.
અને પછી તેને રજા આપી. મલેચ્છે વેશ્યાની પુત્રીને વેશ્યાને
ઘેર મોકલી દીધી. અને ૧૫ દિવસ પછી સુબાને ફરીઆદ કરી
કે એ શાહુકારના પુત્રની વહુ મારી સાથે ખાનપાન કરીને તેને
ઘેર ગઇ છે, સુબાએ હુકમ કરીને એ શાહુકારના પુત્રની વહુને
પકડાવી એટલે પછી તેનો સાસરો, બાપ અને ગામનું પંચ

મળીને સુબાની પાસે ગયું, પરંતુ સુબાએ માન્યું નહિ. અને કહ્યું કે આ બાઈ મારી પાસે આવીને લખાવી ગઇ છે. ઘણી તકરાર થઇ, તેના સાસરે કહ્યું કે કોઇ દિવસ એ બહાર નિકળી નથી જેથી અમે દિલ્હીમાં અકબર બાદશાહ પાસે ફરિયાદ કરીએ અને જ્યાંસુધી અમારો દિલ્લીમાં ન્યાય ન થાય ત્યાંસુધી તે વહુનો ધર્મ ભ્રષ્ટ ન થાય અને તે મલેચ્છ એને સ્પર્શ ન કરે એવું સુબાની સાથે નક્કી કરીને તે સર્વે સુબાના ઠરાવની નકલ લઇને દિલ્લી ગયા. અકબર બાદશાહે તે મલેચ્છના લાભમાં હુકમ કર્યો. તે સ્ત્રી ઊંચે સ્વરે રોવા લાગી અને કહેવા લાગી કે હે ઇશ્વર! જો તું સત્ય હોય તો મારો પ્રાણ લે. આ વાતમાં હું કંઈ પણ જાણતી નથી. તેની આવી વ્યવસ્થા જોઈને દિલ્લીપતિના મનમાં એવું આવ્યું કે જો એ સ્ત્રીનું મન મલેચ્છમાં મોહિત હોત તો આવું રુદન ન કરે. જેથી પ્રભુ મારા ન્યાયમાં ખામી ન પાડે એમ થાય તો ઘણું સારું, પરમેશ્વર મારો ધર્મ રાખશે આવો વિચાર કરીને હુકમ કર્યો, અને કચેરીમાં કહ્યું કે મારા ન્યાયમાં કંઈ કસુર છે. બરોબર લાગતો નથી તે સ્ત્રી મલેચ્છને સોંપી મલેચ્છ કચેરીમાંથી લઈ ચાલ્યો અને વહુ ઊંચે સ્વરે રુદન કરે અને છાતી કુટે. હજારો લોક તમાશો જોવા ભેગું થયું, જે દિવસે વહુને મલેચ્છ લઇ ગયો તે જ દિવસે શ્રી ગુસાંઈજી શ્રી વિઠ્ઠલનાથજી દિલ્હી પધાર્યા હતા. શ્રી ગુસાંઈજીનો મુકામ હતો તે રસ્તે થઇને મલેચ્છ નીકળ્યો, અને સ્ત્રી રુદન કરતી હતી, ઘણા લોકની ભીડ સાથે

હતી, શ્રી ગુસાંઈજીએ જોઈને પુછયું કે આ શું છે! તેમણે બધો વૃત્તાંત સાંભળ્યો, એટલે તે તુર્કને અને વહુને બોલાવ્યાં, અને બધાં સમાચાર પુછયા. આ સર્વે સાંભળીને પૃથ્વીપતિને ખબર દીધી કે હું આનો ન્યાય પંદર દિવસમાં કરીશ. આ સાંભળી પૃથ્વીપતિ પ્રસન્ન થયો અને કહ્યું કે એક મહિનાની અંદર જે ન્યાય શ્રી ગુસાંઈજી કરે તે મારે કબુલ છે. આ પ્રમાણે કહીને દિવાન બીરબલને શ્રી ગુસાંઈજી પાસે મોકલ્યો. બીરબલે આવીને વિનંતિ કરી એ સાંભળીને શ્રી ગુસાંઇજીએ મલેચ્છને એક ઠેકાણે રહેવાનો હુકમ દીધો અને વહુને સાસુ સસરા ભેગી રાખી. અને બન્નેને બોલાવી બધી હકીકત સાંભળી. પછી શ્રી ગુસાંઇજીએ એક દિવસ બે પાંજરાં મંગાવ્યાં, એક પાંજરામાં તુર્કને બેસાડયો અને એક પાંજરામાં વહુને બેસાડી. બંને પાંજરા મેદાનમાં મુકાવ્યાં. અને રાત્રે કોઈ મનુષ્ય પાંજરા પાસે જાય નહિ એવો બંદોબસ્ત કરાવ્યો. અને દિલ્લી-પતિની ખાતરીવાળો એક મનુષ્ય છાનોમાંનો રાત્રે પાંજરા પાસે બેસી રહ્યો. મધ્યરાત પછી તે સ્ત્રી પાંજરામાંથી બોલી અને મલેચ્છને કહ્યું કે હવે હું તારી થઈ છું અને તારી સાથે જન્મ કાઢીશ. તેથી તમારું કંઇ પરાક્રમ જાણું તો મારું ચિત પ્રસન્ન થાય. તમે કેવી રીતે આ ઉપાય રચ્યો. એ તમે મને કહો તો મને ધીરજ આવે તો મારા મનને ધીરજ દઉં. મેં તમને કોઈ દિવસ જોયા નથી, તેથી જો તમે તમારું પરાક્રમ નહિ કહો તો આ પાંજરા સાથે માથું ફોડી મારો પ્રાણ કાઢી નાંખીશ.

આ મલેચ્છ પ્રસન્ન થયો અને બોલ્યો કે તું મારું પરાક્રમ હજુ જાણતી નથી. તેણે સઘળું વૃત્તાંત કહ્યું અને ડોશીની અને વેશ્યાની પુત્રીની બધી રીત જેવી બની હતી તે બધું કહી દીધું. આ સાંભળીને વહુ બોલી કે હવે મારો પ્રાણ રહેશે હવે તારે વશ થઇ તારી પાસે આવીશ. આ સાંભળીને મલેચ્છ પ્રસન્ન થયો અને પોતાની બહાદુરી માનવા લાગ્યો. જે માણસ છુપાઇ રહ્યો હતો તેણે આખી રાત જે વાર્તા બની તે બધી લખી રાખી. સવાર થતાં તો શ્રી ગુસાંઇજીએ બંને પાંજરાં મંગાવ્યા અને તે માણસે જે લખ્યું હતું તે પૃથ્વીપતિની પાસે મોકલી દીધું. આ લખત વાંચીને અકબર બાદશાહે તુર્કને જન્મ કેદ આપી સુબાને દૂર કર્યો. અને તેને કહ્યું કે જે વખતે એ સ્ત્રી તારી પાસે લખાવા આવી ત્યારે તેં તે સ્ત્રીના બાપની અને સસરાની સહી કેમ ન લીધી. અને વેશ્યાનું તથા ડોશીનું ઘર લુંટી લીધું. અને વહુને છોડી મુકી. વહુએ પોતાના સગાંને કહ્યું કે મને શ્રી ગુસાંઇજીએ જીવતી રાખી છે. જેથી હું તેની સેવક થઇશ. પછી તે વહુ શ્રી ગુસાંઇજીની સેવક થઈ, અને તેનાં સાસુ, સસરો, મા બાપ અને ધણી વિગેરે જે સાથે હતા તે સર્વ સેવક થયાં. અને શ્રી ઠાકુરજી પધરાવી પોતાને દેશ આવ્યાં. એ પોતાના સત્યમાં રહી, તો તેના સંગથી વૈષ્ણવ થયાં, એ વહુ એવી કૃપાપાત્ર હતી.

(હરિદાસ ખવાસ સનોડીઆની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૬૪ મી.)

એ હરિદાસ શ્રી ગુસાંઇજીની ખવાસી કરતા હતા. હરિદાસને શ્રી ગુસાંઇજીએ બે વાતની શિક્ષા દીધી. એક તો અમારા

દ્રવ્યને સ્પર્શ કરવાથી બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે અને પરસ્ત્રી સાથે એકાંતમાં બેસવાથી ચિત્ત ચલાયમાન થઇ જાય છે, અને તેથી ભગવદ્દાવેશ હૃદયમાં નથી આવતો. હરિદાસે જન્મ પર્યંત શ્રી ગુસાંઈજીની આજ્ઞા પાળી. એક દિવસ હરિદાસે શ્રી ગુસાંઈજીને વિનતિ કરી કે મારે શ્રીમદ્‌ભાગવત સાંભળવાની ઇચ્છા છે ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે ઉજ્જેન જાઓ અને કૃષ્ણ ભટજી આગળ શ્રીમદભાગવત સાંભળી આવો. હરિદાસ ઉજ્જેન ગયા અને કૃષ્ણ ભટજીને કહ્યું કે મને શ્રીમદભાગવત સંભળાવો ત્યારે કૃષ્ણ ભટજીએ વેણુ ગીતનો પ્રસંગ કહ્યો.

શ્લોક–बर्हापीडंनटवरवपुःकर्णयोःकर्णिकारंबिभ्रद्वासःकनककपिशंवैजयंतींचमालाम्
रंध्रान्वेणोरधरसुधयापूरयन्गोपवृन्दैर्वृन्दारण्यंस्वपदरमणंप्राविशद्गीतकीर्तिः॥१॥

આ શ્લોકની સુબોધિનીનો પ્રસંગ જેમાં ત્રણપ્રકારની સુધાનું વર્ણન કર્યું છે. એક તો સર્વાભોગ્યાસુધા, બીજી દેવભોગ્યાસુધા અને ત્રીજી ભગવદ્‌ ભોગ્યસુધાનું સ્વરૂપ શ્રી ઠાકુરજીએ વેણુમાં વર્ણન કરીને વ્રજભક્તને પોતાના સ્વરૂપનો બોધ કરાવ્યો અને વર્ણન કરવાનું સામર્થ્ય દિધું. આ પ્રસંગ હરિદાસ સાંભળીને મુર્છાગત થઈગયા. એક પહોર પછી ચેતન થયા. હરિદાસે કૃષ્ણ ભટને કહ્યું કે શ્રીમદ્‌ભાગવતનો પ્રસંગ બીજો સંભળાવો. કૃષ્ણભટે કહ્યું કે મને અવકાશ નથી. કૃષ્ણ ભટજી મનમાં ડર્યા કે આની દશમી અવસ્થા થઇ જશે તો શ્રી ગુસાંઈજી ખીજશે એથી કૃષ્ણ ભટે હરિદાસને કહ્યું કે તમે જાઓ અને શ્રી ગુસાંઇ-જીની સેવા કરો. એટલે હરિદાસજી આવી શ્રી ગુસાંઈજીની

ખવાસી કરવા લાગ્યા.

પ્રસંગ ૨ જો.

એક દિવસ હરિદાસજીએ એક સાચોરાના ઘરનું વંતાકનું શાક લીધું હતું. તેથી હરિદાસના મનમાં એમ આવ્યું કે, હું ઘણા વર્ષ થયાં શ્રી ગુસાંઇજીની સેવા કરું છું અને કંઇ-પણ પગાર લેતો નથી તેથી શ્રી ગુસાંઇજીનું કેટલુંક દ્રવ્ય લઇ ચાલ્યો જાઉં તો ઠીક. શ્રીગુસાંઇજીની વહુજીનું એક હજાર રૂપિયાનું આભૂષણ લઇ ત્યાંથી ચાલી નીકળ્યા. હરિદાસજી વૃંદાવન થઈને આગળ ચાલ્યા. ત્યાં એક તળાવ હતું અને ત્યાં સાધુની જગ્યા હતી. ત્યાં સામાન મુકીને હરિદાસજી ખરચુ ગયા, અને તળાવ ઉપર ન્હાયા એવામાં પવન આવ્યો અને વ્રજરજ ઊડી હરિદાસના મોઢામાં પડી તેથી હરિદાસજીની બુદ્ધિ શુદ્ધ થઇ ગઇ. અને પેટમાંથી બધો આસુરાવેશ નીકળી ગયો. હરિ-દાસજીને એવો પશ્ચાત્તાપ થયો કે મેં આ શું કામ કર્યું ? હરિદાસ ગાંસડી લઈને શ્રી ગોકુળ પાછા ફર્યા અને આવીને શ્રી ગુસાંઇજીને આભૂષણ દીધું. અને વિનતિ કરી કે મારી બુદ્ધિ આમ કેમ થઇ ગઈ? શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે અમારા સેવક તથા અમારી જ્ઞાતીના ભટ તથા અમારા જલ-ધરિયા, પ્રચારક, રસોઈયા તથા મુખીયાને ઘેર અમારું વિના પ્રસાદી દ્રવ્ય જાય છે તેમના ઘરનું જે કોઈ વૈષ્ણવ ખાય તેની બુદ્ધિ એવી થઇ જાય છે કે જેવી તમારી થઈગઈ, હરિગુરુ વૈષ્ણ-વમાં તેની વિષમ બુદ્ધિ થઇ જાય છે. જ્યાંસુધી તમારા પેટમાં તે સાચોરાનું શાક રહ્યું ત્યાંસુધી તમારી બુદ્ધિ બગડી રહી

જ્યારે ભગવદ ઇચ્છાથી તમારા મુખમાં વ્રજરજ પડી અને તમને ઉલટી થઇ ત્યારે તે અંશ નીકળી ગયો અને તમારી બુદ્ધિ નિર્મળ થઇ, આથી વૈષ્ણવને શ્રી ઠાકુરજીના અણપ્રસાદિ દ્રવ્યનો એવો ડર રાખવો જોઇએ એ હરિદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(પ્રેમનિધિ મિશ્રની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૬૫ મી.)

પ્રેમનિધિ મિશ્ર આગ્રામાં શ્રી ગુસાંઇજીનાં સેવક થયા. અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. પ્રેમનિધિ મિશ્ર ઘણું કરી અપરસમાં રહેતા. યવનની વસ્તી જાણીને બહાર નીકળતા નહિ; પ્રેમનિધિ મિશ્રને એવો નિયમ હતો કે સવા-પહોર રાત રહે ત્યારે ગાગર કંતાનમાં બાંધી રાખતા તે લઈને શ્રી યમુનાજી જાય અને ન્હાય ને ગાગર ભરી લાવતા. એક દિવસ વરસાદ ઘણો પડયો અને જ્યાંત્યાં કીચડ થયો. પ્રેમનિધિ મિશ્રને ચિંતા થઈ કે અંધારામાં જ્યાંત્યાં પગ પડશે અને દિવસે મલેચ્છ અડકી જશે. આ ચિંતાથી આખી રાત નિદ્રા આવી નહિ, તેની ચિંતા શ્રી ગોવર્ધનનાથજી સહી ન શકયા જ્યારે સવાપહોર રાત રહી ત્યારે પ્રેમનિધિ મિશ્ર ઘેરથી શ્રી યમુનાજી જવા બહાર નીકળ્યા તો એક દસ વર્ષનો છોકરો મશાલ લઇને આવે છે. પ્રેમનિધિ મિશ્રે એમ જાણ્યું કે આ કોઈને મુકીને જાય છે જ્યાંસુધી તે આ રસ્તે જાય ત્યાંસુધી તેની પાછળ પાછળ જાઉં પછી જ્યારે તે જશે ત્યારે શ્રી યમુ-નાજી પર જઈશ, આમ કરતાં તે છોકરો શ્રી યમુનાજી સુધી આવ્યો પછી અંતરધ્યાન થઈ ગયો ત્યારે તેને આશ્ચર્ય થયું કે

આ કોણ હશે? શું હશે? કોઈ ભૂતપ્રેતનું સામર્થ્ય તો નથી કે મારી દૃષ્ટિમાં આવી શકે. આવો વિચાર કરવા લાગ્યા પછી ન્હાઇને ગાગર ભરી પ્રેમનિધિ ચાલ્યા, એટલે છોકરો પણ મશાલ લઇ આવ્યો. તેમણે વિચાર કર્યો કે હું આને પૂછું; પરંતુ પાંચ સાત ડગલાં ચાલ્યા એટલામાં તો ગાઉ દૂર ઘર હતું તે આવી ગયું. કંઈ પૂછી શકયા નહિ અને તે છોકરો ચાલ્યો ગયો. પછી તેમણે વિચાર કર્યો કે એક ગાઉ રસ્તો પાંચ ડગલાંમાં આવી ગયો એ કાર્ય શ્રીનાથજીનું છે જેથી ઘણો પશ્ચાત્તાપ થયો અને તે છોકરાના રૂપમાં મન લાગી રહ્યું અને નેત્રમાંથી જળ વહેવા લાગ્યું એ પ્રેમનિધિ મિશ્ર શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેમને લીધે શ્રીનાથજીને મશાલ લેવી પડી.

( પ્રસંગ ૨ જો. )

પ્રેમનિધિ કથા એવી વાંચતા કે જે કોઈ સાંભળવાને આવતો તેનું મન હરી લેતા અને તેને ભગવદસ્વરૂપનું જ્ઞાન થઇ જતું. આ કારણથી ઘણા લોકો સ્ત્રીઓ તેમ પુરુષો કથા સાંભળવાને આવતા હતા. આ વાત પ્રેમનિધિનો પડોશી જે દુષ્ટ હતો તેનાથી સહન થઈ નહિ તેથી તેણે પૃથ્વીપતિને ફરિયાદ કરી પૃથ્વીપતિએ ચોપદારને મોકલ્યો. આ વખતે પ્રેમનિધિએ ઉત્થાપન કર્યા હતા અને ઝારી ઉઠાવી હતી અને બીજી ભરવાનો વિચાર કરતા હતા. ચોપદાર પકડીને પૃથ્વીપતિની પાસે લઈ ગયો. અને શ્રી ઠાકુરજી જળવિના રહી ગયા. પૃથ્વીપતિને કહ્યું કે જ્યાં ભગવદ કથા વંચાય છે ત્યાં સાંભ-

ળવા આવનારને ઉઠાડી મુકવો તેને ધમકાવવો, વિષય દ્દષ્ટિથી તેના સામું જોવું અને ભગવદ્ નામ સાંભળવામાં પ્રતિબંધ કરવો એમાં ઘણો દોષ છે જેથી હું કોઈને ના કહેતો નથી, ત્યારે પૃથ્વીપતિએ કહ્યું કે તું કહે છે તે જુદું છે અને તારી ગલીના લોક કહે છે તે પણ જુદું છે; જ્યાંસુધી નક્કી તપાસ થશે નહિ ત્યાંસુધી તને છોડવામાં નહિ આવે આ પ્રમાણે કહીને તેને કેદમાં મોકલી દીધો. શ્રી ઠાકુરજી પૃથ્વીપતિનો ઇષ્ટ જે પીર તેનું રૂપ ધરીને પૃથ્વીપતિ રાત્રે જ્યાં સુતો હતો ત્યાં ગયા. અને તેને કહ્યું કે મને તરસ ઘણી લાગી છે. ત્યારે તેણે કહ્યું કે આપ જળ પીઓ મારા ઘરમાં અનેક પ્રકારની સુગંધી વાળું તરેહ તરેહનું જળ છે. ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યું કે કોણ પાશે. ત્યારે પૃથ્વીપતિ બોલ્યા કે આપ જેને ફરમાવશો તે પાસે ત્યારે શ્રી ઠાકુરજીએ તેને લાત મારી અને કહ્યું કે મારી વાત ચિત્ત દઇને સાંભળતો નથી. જેના હાથનું હું જળ પીઉં છું તેને તો તેં કેદ કર્યો છે. આવું વચન સાંભળીને પૃથ્વીપતિ ઊઠી બેઠો થયો અને મનુષ્ય મોકલી પ્રેમનિધિ મિશ્રને કેદમાંથી બોલાવ્યો અને તેનો પગ પકડી લીધો અને કહ્યું કે મારો અપરાધ ક્ષમા કરો. અને કહ્યું કે સાહેબ તરસ્યા છે માટે તમે જઇને જળ પાઓ બીજાના હાથનું જળ પીતા નથી એ તમારા પર રીઝયા છે તેથી તમે જાઓ અને સાહેબને જળ પાઓ અને હું તમારા પર રાજી છું તમે જેવી રીતે કથા વાંચો છો તેવી રીતે વાંચો અને કોઈ દેશ કોઇ ગામ તમને ભેટ આપું તે લો. પ્રેમનિધિ મિશ્ર બોલ્યા કે મારે કાંઈપણ જોઇતું નથી.

પૈસા મેળવીને કોઇનું સારું થયું નથી. જેની પાસે પૈસા છે તેની બુદ્ધિ સ્થિર રહેતી નથી. તેનામાં ઘણી જાતના બગાડ થાય છે જેથી હું દ્રવ્ય નહિ લઉં. પૃથ્વીપતિ બહુ ડર્યા અને કહ્યું કે કંઇ ફરમાવો. ત્યારે તેણે કહ્યું કે કોઇ દિવસ મને બોલાવીશ નહિ એટલું હું માગું છું. પછી બે ચાર મનુષ્ય અને મસાલ સાથે આપીને તે જ વખત પ્રેમનિધિને ઘેર મોકલ્યા. ઘેર જઈ ન્હાઇને પ્રેમનિધિએ ઝારી ભરી ત્યારે શ્રી ઠાકુરજીને ધીરજ આવી અને શાંત થયા એ પ્રેમનિધિ મિશ્ર શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(બ્રાહ્મણ સ્ત્રી પુરુષની વાર્તા.) प्रसंग १ लो. (વાર્તા ૬૬ મી.)

એ બ્રાહ્મણ ઇટાયા ગામમાં રહેતો હતો. અને દેવી ઉપાસી હતો. દેવી રાત્રે તેની પાસે આવતી. એક દિવસ ચાચાજી ઈટાયામાં ગયા. અને રાત ઘણી ગઈ તેથી બ્રાહ્મણના ચોતરાપર મુકામ કર્યો, અને ત્યાંજ સુઈ રહ્યા. રાતે દેવી આવી પરંતુ વૈષ્ણવને ઉલ્લંઘન કરી ન શકી ત્યાં જ ઊભી રહી. દેવી જે વિષ્ણુ-ની માયા છે તે વૈષ્ણવનું સ્વરૂપ સારી રીતે જાણતી હતી તેથી પાછી ન ગઈ. અને બ્રાહ્મણ અનેક પ્રકારના જપ મંત્ર તથા આવાહન કરવા લાગ્યો, જ્યારે બે ઘડી રાત રહી ત્યારે ચાચાજી ઊઠીને ચાલ્યા ગયા પછી દેવી બ્રાહ્મણને ઘેર ગઈ, બ્રાહ્મણે પુછ્યું કે રાત્રે કેમ ન પધાર્યા ? ત્યારે દેવીએ કહ્યું કે ચોત-રાપર વૈષ્ણવ સુતા હતા તેમનું ઉલ્લંઘન કેમ કરું. ત્યારે બ્રાહ્મણે પુછ્યું કે શું વૈષ્ણવ તમારાથી મોટા છે ? ત્યારે દેવીએ

કહ્યું કે અનન્ય વૈષ્ણવ સર્વથી મોટા છે. એનાથી મોટું કોઈ નથી. તેત્રીસ ક્રોડ દેવતા વિરાટના રોમમાં છે. વિરાટ ભગવાન બ્રહ્માંડરૂપ છે એવા અનંત કોટી બ્રહ્માંડ શ્રી ઠાકુરજીના રોમ રોમ વિષે છે. એ ભગવાન જેના વશ છે તેનાથી મોટું કોણ છે? જેની પાછળ પૂર્ણ પુરુષોત્તમ ફરે છે. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે; મારે એવા વૈષ્ણવનાં દર્શન કરવાં છે. ત્યારે દેવીએ કહ્યું કે ગામ બહાર જાઓ હમણાં તમને જતાં મળશે. તે બ્રાહ્મણ જ-ઈને ચાચાજીને મળ્યો. અને કહ્યું કે મારે ઘેર પાછા પધારો અને બધી વાત કહી ચાચાજીએ કહ્યું કે હું દસ પંદર દિવસ પછી આવીશ અને તે બ્રાહ્મણને એક ઉપરણો આપ્યો અને કહ્યું કે આ ઉપરણો દેવીને આપજે. બ્રાહ્મણે ઘેર આવી ખીંટી-પર ઉપરણો મુક્યો. અને ન્હાઇને ગાયત્રી જપ કરવા લાગ્યો. અને બ્રાહ્મણની સ્ત્રી રસોઇ કરવા લાગી. એવામાં પવન આવ્યો તેથી ઉપરણો ઊડી બ્રાહ્મણના માથાપર પડયો, ત્યારે તેની સ્ત્રી તેને કૂતરા જેવી દેખાવા લાગી. ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે તું કૂતરી કેમ થઈ ગઇ છું? ત્યારે તે સ્ત્રીએ વિચાર કર્યો કે આ ગાંડો થઈ ગયો કે શું? તેણે બ્રાહ્મણના માથેથી ઉપરણો ઉતારી લીધો ત્યારે તે સ્ત્રીને મનુષ્ય જેવી જોવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે આ ઉપરણામાં કંઇ ચમત્કાર છે ત્યારે તેણે સ્ત્રીને કહ્યું કે તું ઉપરણો ઓઢીને મને જો. તે સ્ત્રીએ ઉપરણો ઓઢીને જોયું તો બ્રાહ્મણ ગધાડા જેવો તેને દેખાયો. ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે તમે ગધેડા જેવા દેખાઓ છો, બ્રાહ્મણ ઉપરણો

ઓઢીને બજારમાં ગયો તો કોઈ ગધેડા, કોઇ કૂતરો, કોઈ ઘોડો અને કોઈ ઊંટ એવા અનેક પ્રકારનાં પશુ તેના જોવામાં આવ્યા; પરંતુ કોઈ મનુષ્ય તેના જોવામાં આવ્યો નહિ. આખા ગામમાં ફર્યો ત્યારે એક દુકાનપર બે મનુષ્ય જોયા તેમને જઈ પુછયું કે તમે કયા ધર્મમાં છે? ત્યારે તેમણે કહ્યું કે અમે વૈષ્ણવ છીએ અને શ્રી ગુસાંઇજીના સેવક છીએ તું કેમ પૂછે છે? ત્યારે બ્રાહ્મણે બધી વાર્તા કહી. ત્યારે તે વૈષ્ણવ પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે ચાચાજી આ ગામમાં આવ્યા અને અમને મળ્યા નહિ. હવે આવે ત્યારે અમને ખબર આપજો. ત્યારે બ્રાહ્મણે મનમાં વિચાર કર્યો કે હવે ચાચાજી આવે તો હું વૈષ્ણવ થઉં. પછી થોડા દિવસમાં ચાચાજી આવ્યા અને બ્રાહ્મણને ત્યાં ઉતર્યા. ચાચાજીએ બંને સ્ત્રી પુરુષને નામ સંભળાવ્યું અને બંને વૈષ્ણવ થયા ' શ્રી ગોકુળ આવી શ્રી ગુસાંઇજીની કૃપાથી શ્રી નવનીતપ્રિયાજીનાં મુખથી કથા સાંભળી. પછી શ્રીનાથજીનાં દર્શન કર્યાં. અને શ્રીઠાકુરજી પધરાવી ઈટાવામાં આવી ભગવદ્ સેવા કરવા લાગ્યાં. કેટલાક દિવસ વિત્યા પછી શ્રી ઠાકુરજી તેમને અનુભવ બતાવવા લાગ્યા. એ બ્રાહ્મણ શ્રી ગુસાંઈજીનો એવો કૃપાપાત્ર હતો. જેમણે શ્રી ગુસાંઈજીએ ચાચાજી દ્વારા પ્રમેય બલ દેખાડીને અંગીકાર કર્યો.

(શ્યામદાસ વિરક્તની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૬૭ મી.)

શ્યામદાસ ઉપર શ્રી ગુસાંઈજીની સંપૂર્ણ કૃપા હતી અને શ્રીઠાકુરજી અનુભવ જણાવતા હતા. એક દિવસ લાલદાસ બ્રાહ્મણ શ્રી ગુસાંઈજીનો સેવક થયો અને લાલદાસે

વિનતિ કરી કે મહારાજ હું શું કરું ? મારું ચિત સ્થિર રહેતું નથી ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે તું એક વર્ષ સુધી શ્યામ-દાસનો સત્સંગ કર, ત્યારે લાલદાસે શ્યામદાસને કહ્યું કે હું એક વર્ષ સુધી તમારો સત્સંગ કરીશ. શ્રી ગુસાંઇજીએ મને આજ્ઞા કરી છે, ત્યારે શ્યામદાસે કહ્યું કે મારે પરદેશ જવું છે ત્યારે લાલદાસે કહ્યું કે હું પણ તમારી ટહેલ કરતો તમારી સાથે આવીશ. શ્યામદાસ ચાલ્યા અને લાલદાસ તેમની સાથે ગયા; રસ્તામાં એક ગામ આવ્યું અને એક વૈષ્ણવને ઘેર મંડાણ હતું તેણે તે દિવસે પાંચસો મનુષ્ય જમાડવાનો વિચાર કર્યો હતો. તેણે શ્યામદાસને અને લાલદાસને નોતરું દીધું. બંને જણા પ્રસાદ લેવા ગયા. ત્યાં જઇને બેઠા તો શ્યામદાસે પાતળમાં બધાં કીડા કીડા દીઠા. શ્યામદાસને શ્રી ઠાકુરજીએ બતાવ્યું કે આ દ્રવ્ય કન્યાવિક્રયનું છે તે હું કોઈ દિવસ અંગીકાર કરતો નથી. અને એ કારણથી આ સામગ્રી આરોગી નથી. તેથી તમે પ્રસાદ લેશો નહિ, શ્યામદાસે પ્રસાદ લેવાની ના કહી તેથી સર્વ વૈષ્ણવ શ્યામદાસને સમજાવવા લાગ્યા. શ્યામદાસ તો ત્યાંથી ઊઠીને ચાલ્યા અને બીજે ગામ ચાલ્યા ગયા. લાલદાસે તો ત્યાં બેસી રહ્યા અને વિચાર કર્યો કે શ્યા-મદાસ તો વૈષ્ણવ નથી. વૈષ્ણવનું કહ્યું ન માન્યું આમ સમ-જીને લાલદાસ પ્રસાદ લેવા બેઠા. પ્રસાદ લઈને શ્યામદાસની પાસે ગયા. તે દિવસથી શ્યામદાસ તેની સાથે કાંઇ બોલતા નહિ. પાતાળ ધરી દેતા, આમ કરતાં એક વર્ષ થયું ત્યારે

શ્રી ગોકુળ ગયા, લાલદાસે શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી કે શ્યામદાસ કાંઇ સમજતા નથી, પાંચસો વૈષ્ણવનું કહ્યું ન માન્યું. મહાપ્રસાદ ન લીધો. ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે મારી અને વૈષ્ણવની આજ્ઞા માની નથી, તમને કહ્યું હતું કે તમે શ્યામદાસનો સત્સંગ કરો તેમ છતાં તમે પાંચસો વૈષ્ણવના કહેવાથી મહાપ્રસાદ કેમ લીધો, એ કન્યા-વિક્રયનું દ્રવ્ય હતું તે શ્રીઠાકુરજી આરોગ્યા ન હતા. જેથી તમે પ્રસાદ લીધો હવે તમે બે વર્ષ સુધી શ્યામદાસની ટહેલ કરશો ત્યારે શ્રીઠાકુરજી પ્રસન્ન થશે, એ લાલદાસ શ્રીગુસાંઈજીની આજ્ઞા લઇને શ્યામદાસજીની ટહેલ કરવા લાગ્યા, એ શ્યામદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા જેમને શ્રી ઠાકુરજીએ જણાવ્યું કે એ કન્યાવિક્રયનું દ્રવ્ય છે, તેનાથી શુભ કાર્ય કરેલું વ્યર્થ જાય છે.

(વૈષ્ણવની પુત્રીની વાર્તા.) प्रसंग १ लो. (વાર્તા ૬૮ મી.)

એ વૈષ્ણવની પુત્રીનો વિવાહ રામચંદ્ર ઉપાસીને ઘેર થયો હતો, એ બાઇ બાળપણાથી શ્રી ગુસાંઈજીની સેવક થઈ હતી અને ભગવદ્ સેવામાં તત્પર થઇ હતી. શ્રી ઠાકુરજી પધરાવીને સેવા કરવા લાગી, શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે તે શ્લોક "कोमौर आचरेत् प्राज्ञो धर्मान् भागवतानिह" આવો અર્થ જે બુદ્ધિ-માન છે તે બાલ્યાવસ્થાથી જ ભગવદ્ ધર્મનું આચરણ કરે છે, આ પ્રમાણે તે વૈષ્ણવની પુત્રી અનન્ય શ્રી કૃષ્ણચંદ્રની ભક્ત હતી. એ બાઇ જ્યારે તેના પતિને ઘેર જતી હતી ત્યારે

તેનો પતિ શ્રીરામચંદ્રનો ઉપાસી હતો તેથી તેની સાથે ભાષણ કરતી નહિ, એક દિવસ તેના પતિએ પૂછયું કે તમારા કૃષ્ણચંદ્ર શું કરે છે ? ત્યારે તેણે કહ્યું કે બાળલીલા રાસલીલા, ચૌરલીલા, માનલીલા, જન્મલીલા, વનલીલા, વિહારલીલા, વિગેરે જેટલી લીલા છે તે એક કાલાવુછિન્ન કરે છે, ત્યારે તેના પતિએ કહ્યું કે અમારા રામચંદ્રજી રાજલીલા કરે છે. આમ કરતાં નિત્યે તે બન્નેને ઝઘડો ચાલતો. શ્રીઠાકુરજી આવીને તેમનો ઝઘડો ચુકાવતા. સર્વત્ર હું છું તમે મારામાં અભેદ જાણો, મારામાં ભેદ નથી. તે સ્વરૂપમાં તે સ્ત્રી શ્રી કૃષ્ણચંદ્રજી દેખતી અને પુરુષ શ્રી રામચંદ્રજી દેખતો. આ પ્રમાણે કરતાં તે સ્ત્રી પુરુષનો આખો જન્મ ઝઘડામાં ગયો. અને નિત્ય શ્રીઠાકુરજી ઝઘડો ચુકવતા રહ્યા, જન્મ સુધી તેમને સંસાર વ્યવહાર યાદ આવ્યો નહિ. એ બાઇ વૈષ્ણવની પુત્રી શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી.

(આઠ વૈષ્ણવની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૬૯ મી.)

એ આઠે જણ એક ગામમાં રહેતા હતા. એ શ્રી ગોકુળ શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા આવ્યા. સાત જણા પાસે ધન હતું અને એક ગરીબ હતો. તેની પાસે ભેટ કરવાનું શ્રીફળ પણ નહોતું જ્યારે સાત જણે ભેટ કરી ત્યારે તે ગરીબ વૈષ્ણવે કંઇ પણ ભેટ ન કરી એ વૈષ્ણવ પાસે એક શેર ચોખા હતા તે તેણે છુપાવી રાખ્યા હતા, કે કોઇને ખબર ન પડે તેમ શ્રી નવનીતપ્રિયાજીના ભંડારમાં જઈને ધરી આવીશ. આ પ્રમાણે સમ-

જીને છુપાવી રાખ્યા હતા. જ્યારે સાત જણાએ ભેટ કરી ત્યારે તે વૈષ્ણવ શરમાઇને બેસી રહ્યો હતો. ત્યારે શ્રી ગુસાંઈજીએ તેને આજ્ઞા કરી કે તેં ચોખા છુપાવી રાખ્યા છે તે લાવ. શ્રી ગુસાંઈજીએ શ્રીમુખથી તે વૈષ્ણવ પાસે ચોખા માંગી લીધા. જેવી રીતે શ્રી ઠાકોરજીએ સુદામા પાસેથી તંદુલ માગ્યા હતા. એ ચોખા અર્ધ શ્રીનાથજીના ભંડારમાં અને અર્ધ શ્રી નવનીતપ્રિયાજીના ભંડારમાં પહોંચાડી દીધાં.

પ્રસંગ ૨ જો

એક દિવસ એ આઠે વૈષ્ણવ ગોપાલપુરમાં શ્રીનાથજીનાં દર્શન કરવા આવ્યા. સાત જણા તો સારી જગ્યામાં ઉતર્યા. અને પેલો ગરીબ વૈષ્ણવ જ્યાં ત્યાં પડી રહ્યો. તેની પાસે ખાવા ઓઢવાનું કંઇ નહોતું તેથી ભુખ્યો પડી રહ્યો. સાત જણાએ તેની ખબર કાઢી નહિ. અર્ધ રાત્રે શ્રીનાથજી શય્યા ભોગનો લાડવો તથા ઓઢવાની સફેતી લઈને તે વૈષ્ણવને દીધી અને કહ્યું કે મને શ્રી ગુસાંઇજીએ તારી પાસે મોકલ્યો છે. તે વૈષ્ણવે શ્રીનાથજીને ઓળખ્યા નહિ. સવારમાં લોકોએ શ્રીનાથજીની સફેતી તે વૈષ્ણવે ઓઢેલી જોઈને શ્રી ગુસાંઈજીને કહ્યું કે તમારા ઘેરથી એ શ્રીનાથજીનું વસ્ત્ર લઈ ગયો છે. શ્રી ગુસાંઇજીએ જાણ્યું કે શ્રીનાથજીએ એને આપી છે. મંગલા વખતે શ્રીનાથજીએ શ્રી ગુસાંઈજીને આજ્ઞા કરી કે એ સાત જણા તો તેની ખબર રાખતા નથી પરંતુ મારા વૈષ્ણવને દુઃખ પડે એ હું કેમ સહી શકું? સાંભળીને શ્રી ગુસાંઈજીએ એ સાત જણને બોલાવીને કહ્યું કે તમે એકેક જણ વારા

ફરતી તેની ટહેલ કરો. શ્રીનાથજી તમારી સેવા માનશે. જે દિવસે શ્રીનાથજીની સેવાનું કામ હોય તે દિવસ પણ તમારે એની ટહેલ છોડવી નહિ. શ્રીનાથજીની સેવાથી શતગણી ગુરુની સેવા વિશેષ છે. અને ગુરુની સેવાથી શતગણી વૈષ્ણવની સેવા વિશેષ છે. પરંતુ વૈષ્ણવ નિર્લોભી, નિષ્કપટી, અન્યાશ્રય રહિત, પુષ્ટિ માર્ગની રીતિ વિના બીજી રીતિ નહિ જાણવા-વાળો, અને લોકોને પોતાની વૈષ્ણવતા ન જણાવે એવો અને પુષ્ટિ માર્ગની રીતિમાં કુશળ હોય તેવા વૈષ્ણવની સેવા સર્વથી અધિક છે. એનાથી અધિક બીજું કંઇ નથી. તેથી તમે સાતે જણા તેની ટહેલમાં તત્પર રહો.

### પ્રસંગ ૨ જો.

એક દિવસ એ આઠ વૈષ્ણવ શ્રી ગોકુળ ગયા. અને નિત્ય ત્યાં દર્શન કરતા અને શ્રી ગુસાંઈજીના મુખથી કથા સાંભળતા. એક દિવસ બધા વૈષ્ણવ આવ્યા; પરંતુ તે ગરીબ વૈષ્ણવ આવ્યો નહિ ત્યારે શ્રી ગુસાંઇજી પુસ્તક ઉઘાડીને બીરાજી રહ્યા. ત્યારે વૈષ્ણવોએ વિનંતી કરી કે આપ કથા વાંચો ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે જેને લીધે શ્રી મહા-પ્રભુજીએ કથા રસ પ્રકટ કર્યા છે તે જ્યારે આવશે ત્યારે વાંચીશ. જ્યારે તે ગરીબ વૈષ્ણવ આવ્યો ત્યારે શ્રી ગુસાંઈજીએ કથાનો આરંભ કર્યો. તે સમય એક દ્રવ્યપાત્ર વૈષ્ણવ બેઠો હતો તેણે કહ્યું કે આ તો મજુર જેવો છે. એમાં શું ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે જેને લીધે શ્રી મહાપ્રભુજીએ

કથા રસ પ્રકટ કર્યા છે તે જ્યારે આવશે ત્યારે વાંચીશ.. જ્યારે તે ગરીબ વૈષ્ણવ આવ્યો ત્યારે શ્રી ગુસાંઈજીએ કથાનો આરંભ કર્યો તે સમયે એક દ્રવ્યપાત્ર વૈષ્ણવ બેઠો હતો તેણે કહ્યું કે આ તો મજુર જેવો છે. એમાં શું ? ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે તમે જે દ્રવ્ય એકઠું કર્યું છે તે તમે અહીં જ મુકીને જશો અને આણે જે ભગવદ રસ અને ભગવદ ગુણાનુવાદ એકઠો કર્યો છે તે તે સાથે લઇ જશે જેથી એ મજુર થયો કે તમે થયા. આ સાંભળીને દ્રવ્યપાત્ર વૈષ્ણવ લજવઈ ગયો. અને બધો ધંધો છોડીને તે ગરીબ વૈષ્ણવનો સત્સંગ કરવા લાગ્યો. એ ગરીબ વૈષ્ણવ એવો કૃપાપાત્ર હતો. અને સાત જણા શ્રી ગુસાંઇજીની આજ્ઞાથી જન્મ પર્યંત તેની ટહેલ કરતા રહ્યા એ આઠ વૈષ્ણવ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(ત્રણ તુંબાવાળાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૭૦ મી.)

એ વૈષ્ણવ વિરક્ત અને એક તુંબડું ખાસાનું અને એક સેવકીનું અને એક બહારનું એવાં ત્રણ તુંબડા રાખતા હતા જે ગામમાં જતા ત્યાં ભગવદ ઇચ્છાથી નિર્વાહ કરતા. એક ગામમાં ગયા ત્યાં વરસાદ બહુ પડયો તેથી કંઈ રસોઈનો ઉપાય બન્યો નહિ, ત્રણ દિવસ સુધી ભુખ્યા રહ્યા, ચોથે દિવસ વરસાદ બંધ રહ્યો. વૈષ્ણવ તળાવ ઉપર ન્હાવા ગયા. ત્યાં ગામનો બ્રાહ્મણ વૈષ્ણવ ન્હાતો હતો, તે વિરક્ત વૈષ્ણવને પોતાને ઘેર લેતો આવ્યો. અને સારી રીતે તેની ટહેલ કરી એ બ્રાહ્મણ વૈષ્ણવ એમ સમજ્યો કે સાક્ષાત ભગવાન મારે ઘેર પધાર્યા છે

ત્રણ દિવસ સુધી તેમને રાખ્યા અને મહાપ્રસાદ લેવરાવ્યો. એ વિરક્ત વૈષ્ણવના હૃદયમાં સદા ભગવદાવેશ રહેતા હતા તે પ્રસન્ન થયા અને ભગવદાવેશથી બોલ્યા કે કંઈ માગ, ત્યારે બ્રાહ્મણ વૈષ્ણવ હાથ જોડીને બોલ્યો કે મારે કંઇ મનોરથ નથી, પરંતુ આ ગામનો રાજા ઘણો ધર્મવાળો છે અને બ્રાહ્મણની ભક્તિ આ રાજાને ઘણી છે બ્રાહ્મણની રક્ષા સારી રીતે કરે છે; સાઠ વર્ષનો છે પરંતુ તેને પુત્ર નથી જો થાય તો ઘણું સારું. આ સાંભળીને તે વિરક્ત વૈષ્ણવ ભગવદાવેશ ભર્યા હતા તે ભગવદ્ ઇચ્છાથી બોલ્યા કે ચાર પુત્ર થશે અને રાજા વૈષ્ણવ થશે આ પ્રમાણે કહીને વૈષ્ણવ ગયા. પછી તે બ્રાહ્મણ વૈષ્ણવ રાજા પાસે ગયો. અને જઈને આશીર્વાદ દીધો. ત્યારે રાજાએ બ્રાહ્મણને આદરમાન આપી અને વિનંતિ કરી કે આપ જેવાનું આવવું મોટા ભાગ્યથી થાય છે અમારા જેવા દીનચિત્તવાળા ગ્રહસ્થને આપ વિના કોણ પાવન કરે? અમે તમારા દર્શનથી જ પવિત્ર થયા છીએ પરંતુ આપનાં આવવાનું કારણ કહો. રાજાનું આવું વચન સાંભળીને વૈષ્ણવનું વચન સ્મરણ કરીને અને રાજાની ભક્તિ જોઇને તે બ્રાહ્મણ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે હે રાજા! મારે ઘેર એક પરમભગવદીય આવ્યા હતા, અને તેમણે કહ્યું છે કે રાજાને ચાર પુત્ર થશે ત્યારે રાજાએ કહ્યું કે મેં પુત્રને માટે ઘણા ઉપાય કર્યા છે તે તમે સાંભળો, આ ગામમાં એક વિશ્વનાથ બ્રાહ્મણ રહે છે તે બ્રાહ્મણને મહાદેવજીનાં દર્શન થાય છે, અને માહાદે-

વજી તેનાપર સંપૂર્ણ દયા રાખે છે, તે બ્રાહ્મણે મને યજ્ઞ કરવાનું કહ્યું અને તેના કહેવાથી મેં ચાર વખત મહારુદ્ર યજ્ઞ કર્યો. તોપણ મારે પુત્ર ન થયો, તે વિશ્વનાથ બ્રાહ્મણે મહાદેવજીને પુછ્યું કે આ રાજાને પુત્ર કેમ નથી થતો મેં તેને ચાર વખત મહારુદ્ર યજ્ઞ કરાવ્યો છે તો પણ તેને પુત્ર ન થયો. ત્યારે મહાદેવજીએ વૈકુંઠમાં જઇ શ્રીઠાકુરજીને પ્રણામપૂર્વક વિનંતિ કરી ત્યારે ઠાકુરજીએ કહ્યું સાત જન્મ સુધી તે રાજાને પુત્ર નથી. આ સાંભળીને મહાદેવજીએ કહ્યું કે હે બ્રાહ્મણ તું પ્રયત્ન ન કર. તે રાજાના કર્મમાં પુત્ર લખ્યો નથી; આથી તે બ્રાહ્મણ બેસી રહ્યો. અને મને આ પ્રમાણે કહી ગયો અને તમે કહો છો કે તારે ચાર પુત્ર થશે એ કેમ બનશે, ત્યારે વૈષ્ણવ બ્રાહ્મણ બોલ્યો કે આમાં કાંઇ ખર્ચ નથી અને મારે કાંઇ જોઇતું પણ નથી હું તો તમને કહેવા આવ્યો છું કે બીજા લોક તમને કહેશો કે તમારે પુત્ર થશે તે કોઈનું કહેવું માનશો નહિ અને મારા કહેવાનો વિશ્વાસ રાખજો. આ પ્રમાણે કહીને તે વૈષ્ણવ બ્રાહ્મણ તેને ઘેર ગયો, અને શુદ્ધ ચિત્તથી ભગવત્સેવા કરવા લાગ્યો, ભગવદ્ ઇચ્છાથી તે રાજાની ચારે સ્ત્રીને ગર્ભ રહ્યો અને દસ માસ પછી ચાર પુત્ર થયા. રાજાએ બ્રાહ્મણને બોલાવીને કહ્યું કે તમે કયા ધર્મ પ્રમાણે ચાલો છો અને કયા દેવની ઉપાસના કરો છો તે કૃપા કરીને કહો, અને જે વૈષ્ણવે મારે પુત્ર થશે એવા આશીર્વાદ દીધો હતો તે વૈષ્ણવ કયાં છે! અને તેને અને તમારે શું જોઇએ છીએ તે કહો ?

ત્યારે તે બ્રાહ્મણ વૈષ્ણવે કહ્યું કે મારે તો કંઈ જોઈતું નથી અને તે વૈષ્ણવ મારો ગુરુભાઇ છે અને મારા ગુરુની પાસે છે અને વિરક્ત દશામાં છે, તેને કંઈ અપેક્ષા નથી અને અહીં બોલાવેથી તે આવશે નહિ ત્યારે રાજાએ કહ્યું કે મને તમારા ગુરુનાં દર્શન કરાવો. ત્યારે તે બ્રાહ્મણે શ્રી ગુસાંઈજીને વિનંતિ પત્ર લખ્યો. શ્રી ગોકુલથી કૃપા કરીને પધાર્યા અને રાજાને દર્શન દીધાં, તે રાજાને સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં અને તે રાજા શ્રી ગુસાંઇજીનો સેવક થયો. અને પોતાના સર્વ નોકર તથા કુટુંબને શ્રી ગુસાંઈજીના સેવક કરાવ્યા અને શ્રી ઠાકુરજી શ્રીમદનમોહનજી પધરાવીને સેવા કરવા લાગ્યો, શ્રી ગુસાંઇજી પછી શ્રી ગોકુળ પધાર્યા. એક દિવસ તે વિશ્વનાથ બ્રાહ્મણે મહાદેવજીને વિનતિ કરી કે તમે કહ્યું હતું કે આ રાજાને સાત જન્મ સુધી પુત્ર નહિ થાય અને ચાર પુત્ર કેમ થયા? મહાદેવજીએ જઈને શ્રીઠાકુરજીને કહ્યું. શ્રી ઠાકુરજીએ કહ્યું, મારો જે અનન્ય ભક્ત છે તેને હું આધિન છું. અને એ જે ચાહે તે કરી શકે અને જેણે મને તન મન પ્રાણ સમર્પણ કર્યું છે તેને કયો અર્થ બાકી રહી જાય છે. એ જો ચાહે તો મારે પણ જન્મ લેવો પડે માટે એને પુત્ર આપ્યા તેમાં શું આશ્ચર્ય છે. માટે તમે શંકા ન કરો. વૈષ્ણવનું કર્યું વૃથા જતું નથી, વૈષ્ણવ ત્રિગુણાતીત છે અને કાળને વશ નથી તેમ કોઇને વશ નથી જેથી તમે શંકા મૂકી દઈ જાઓ. મહાદેવજીએ આ સઘળું વિશ્વનાથ બ્રાહ્મણને કહ્યું, અને કહ્યું કે વૈષ્ણવ

ત્રિલોકને પાવન કરે છે. અને શ્રીઠાકુરજી તેની પાછળ ફરે છે, જેવી રીતે વાછડુ ગાયની પાછળ ફરે તેવી રીતે શ્રીઠાકુરજી વૈષ્ણવને માટે અનેક પ્રકારના અવતાર લે છે વૈષ્ણવને જેવી ઇચ્છા આવે તેવું કરે છે જેને ભગવચ્ચરણારવિંદનો દ્રઢ આશ્રય છે તે શું ન કરી શકે. શ્રી ભાગવતમાં કહ્યું છે તે શ્લોક "यत्पादपंकजपरागंनिषेवतृप्तयोगप्रमालविधुताखिलकर्मबंधा ॥ स्वैरचरंति मुनयोपिननह्यमाना इति આ વૈષ્ણવ સ્વતંત્ર આચરણ કરે છે તેના પર કોઈનો હુકમ ચાલતો નથી. જેણે કામ ક્રોધ મોહ મદ અને મત્સર જીતેલ છે એવા વૈષ્ણવ સર્વ કરવાને સમર્થ છે આ સાંભળી વિશ્વનાથે મહાદેવજીને કહ્યું કે મને વૈષ્ણવ કરો. મહાદેવજીએ કહ્યું કે બ્રાહ્મણ વૈષ્ણવ જેણે રાજાને વૈષ્ણવ કર્યો છે તેની પાસે તું જા અને તેને મારું નામ દેજે એટલે તે તને પણ વૈષ્ણવ કરશે. વિશ્વનાથ બ્રાહ્મણ વૈષ્ણવને ઘેર ગયો અને તેને સર્વ સમાચાર કહ્યા. બ્રાહ્મણ વૈષ્ણવે વિશ્વનાથ બ્રાહ્મણને આદર આપી બેસાડયો અને શ્રીઠાકુરજીનાં દર્શન કરાવ્યાં અને મહા પ્રસાદ લેવરાવ્યો પછી પત્ર લખીને વિશ્વનાથ બ્રાહ્મણને શ્રી ગોકુળ મોકલ્યો, વિશ્વનાથ બ્રાહ્મણ શ્રી ગોકુળ જઇને શ્રી ગુસાંઈજીનો સેવક થયો. એ ત્રણ તુંબડાવાળા વિરક્ત વૈષ્ણવ એવા ભગવદીય હતા. જેની કૃપાથી તે રાજાનો બધો દેશ વૈષ્ણવ થયો.

(એક બ્રાહ્મણની વાર્તા.) प्रसग १ लो (વાર્તા ૭૨ મી.)

જે ગામમાં આ બાઇ વૈષ્ણવ રહેતી હતી તે ગામમાં એક મહાદેવજીનો પૂજારી રહેતો હતો. તે શિવનિર્માલ્ય ખાતો

હતો; શિવનિર્માલ્ય ખાવાનો દોષ પદ્મપુરાણમાં લખ્યો છે. પાર્વતીજીએ શિવનિર્માલ્ય ખાવાવાળાને શાપ દીધો છે. એ મહાદેવજીનાં પુજારીનો દેહ છુટયો ત્યારે એક વૃક્ષ નીચે તેને અગ્નિ સંસ્કાર કરવા ગયા તેનો ધુમાડો આકાશમાં ગયો તે ધુમાડો એક દેવતાનું વિમાન જતું હતું તેને સ્પર્શ થવાથી વિમાન સહિત દેવતા ભુમીપર આવીને પડયો, તેને જોઇને ઘણાં લોક એકઠાં થયા. અને ગામમાં ઘણો શોરબાકેર થઇ ગયો. ગામનો રાજા જોવા આવ્યો તેને દેવતા કહેવા લાગ્યા કે જેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હોય તે જો તેનું ફળ આપે તો વિમાન સહિત હું સ્વર્ગમાં જઉં. રાજાએ સર્વ પંડિતોને એકઠા કર્યા. પરંતુ કાંઇ ઉપાય સુઝયો નહિ. રાજાના કહેવાથી પંડિતો ઉપાય કરવા લાગ્યા. કોઈ હવન કરવા લાગ્યા અને કોઇ વેદ પાઠ કરવા લાગ્યા. પરંતુ વિમાન કોઈ પ્રકારે સ્વર્ગમાં જાય નહિ. આ બાઇ બ્રાહ્મણી જળ ભરવા ગઈ હતી તેને આ ભીડ થવાનું કારણ પુછયું ત્યારે લોકોએ સર્વ હકીકત કહી. બ્રાહ્મણી ગાગર ભરીને આવી અને કહ્યું કે તમે બધા દુર થઇ જાઓ હું વિમાનને સ્વર્ગમાં મોકલીશ. બધા લોક ખસી ગયા. અને બ્રાહ્મણીએ હાથમાં જળ લઈને કહ્યું કે હું જળની ગાગર લાવું છું તે એક ડગલાનું ફળ તમને આપું છું આટલું કહીને વિમાન પર જળ છાંટયું એટલે દેવતા જળ પડતામાં જ બ્રાહ્મ-ણીની સ્તુતિ કરતો કરતો સ્વર્ગમાં ગયો. આ વારતા સાંભ-ળીને રાજા અન સર્વ ગામ બ્રાહ્મણીને નમી પડયું અને સર્વ

કહેવા લાગ્યા કે અમે ત્રણ દિવસ સુધી મહેનત કરી અને ત્રણ દિવસ અન્ન જળ કોઇએ લીધું નથી અને ઘણા ઉપાય કર્યા તોપણ કાંઇ ન થયું અને તમે સ્હેજમાં વિમાન સ્વર્ગમાં મોકલી દીધું તેનું કારણ શું ત્યારે તે બાઈ બોલી કે,

श्लोक—विप्राद्विषद्गुणयुतादरविंदनरभपादारविंदविखातंश्वाचंवरिष्ठ ॥
मन्येतदर्पितमनोवचनाहितार्थप्राणंपुनातिसकुलंनतुभूरिमानः ॥

આ શ્લોક તે બ્રાહ્મણીએ કહ્યો તેનો અર્થ—કોઈ બ્રાહ્મણ દ્વાદશગુણ સહિત છે છતાં પદ્મનાભ જે શ્રીઠાકુરજી તેના ચરણકમલથી બહિર્મુખ છે એવા બ્રાહ્મણથી ભગવાનની ભક્તિ કરનાર જે ચાંડાલ તે શ્રેષ્ઠ છે, કારણ કે જેને મન અને વાણી ભગવાનને અર્પણ કરી છે અને જેનું મન ભગવાનના વિરહથી આતુર છે એવો ચાંડાલ પોતાના કુળ સહિત પ્રાણને પવિત્ર કરે, અને પેલો બ્રાહ્મણ જે પ્રાણ પણ પવિત્ર ન કરી શકે. આ વાત સાંભળીને રાજા અને સર્વ પંડિત બ્રાહ્મણીને ઘેર આવ્યા અને બ્રાહ્મણીને કહ્યું કે તું કંઈ ગામ લે ખર્ચ લે અને અમને પવિત્ર કર. આ સાંભળીને બ્રાહ્મણીએ કહ્યું કે હું તો નિરપેક્ષ છું મારે કાંઇ જોઈતું નથી. અને તમારે જો પવિત્ર થવા વિચાર હોય તો તમે શ્રી ગુસાંઇજીને શરણે જાઓ. રાજાએ બ્રાહ્મણીના નામનો પત્ર લખીને શ્રી ગોકુળ મોકલ્યો અને શ્રી ગુસાંઇજીને તે ગામમાં પધરાવ્યા, અને સર્વ સેવક થયા. રાજાને શ્રી ગુસાંઈજીનાં દર્શન સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમના થયાં. રાજાએ શ્રી ગુસાંઈજીની આગળ તે બ્રાહ્મણીની ઘણી પ્રશંસા કરી. અને ભગવદ્ સેવા કરવા લાગ્યો, રાજાએ વિનંતી

કરી કે મહારાજ ભગવત્સ્વરૂપમાં પ્રેમ આસકિત અને વ્યસ-ન કેવી રીતે થાય, ત્યારે શ્રી ગુસાંઈજીએ રાજાને શ્રી નવનીત-પ્રિયાજીના સ્વરૂપનું જ્ઞાન કરાવ્યું અને ભકિત વિધિનો ગ્રંથ ભણાવ્યો, એ બાઈ બ્રાહ્મણી એવી કૃપાપાત્ર હતી જેના સંગથી આખું ગામ વૈષ્ણવ થયું.

(શેઠ પુત્રની વાર્તા.) (प्रसंग १ लो) (વાર્તા ૭૨ મી.)

શ્રી ગુસાંઇજી પરદેશ પધાર્યા ત્યારે તે પુત્રે શ્રી ગુસાંઈ-જીના શ્રીમુખથી કથા સાંભળી દ્વાદશ સ્કંધના દ્વાદશ અધ્યાયની શ્રી સુબોધીનીજી સાંભળી.

श्लोक—"कृष्णःकमलपत्राक्षःपुण्जश्रवणकीर्तनः
स्तूयमानोऽनुगैर्गोपैःसाग्रजोव्रजमाव्रजत् ।।१।।

આ શ્લોકની સુબોધનીજીમાં નિત્ય શ્રી ઠાકુરજી ગૌચારણ કરીને વ્રજમાં પધારે છે. એ લીલા નિત્ય છે. એ વાતને પુત્રે સાંભળી અને શ્રી ગુસાંઈજીને વિનંતિ કરી કે મહારાજા એ લીલા હજુ છે કે નહિ ? ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે એ લીલા નિત્ય છે અને અખંડ છે, અને સર્વત્ર વ્યાપક છે, એ વાર્તા સાંભળીને તે પુત્ર વ્રજમાં ગયો અને સ્યામ ઢાકની પાસે જઈ બેઠો, સાંજ પડી અને ગાયો આવવાની વેળા થઇ તોએ તેને દર્શન ન થયાં. ત્યારે તેણે ઘણો તાપ થયો કે સાંજ પડી તોએ શ્રીઠાકુરજી પધાર્યા નહિ તેનો વિયોગ જોઈને શ્રીનાથજીએ દર્શન દીધાં. અને સર્વ ગોપ બાળક સાથે વેણુનાદ કરતા ગાયોની સાથે શ્રીનાથજી પધાર્યા. આ દર્શન કરીને પુત્ર દેહદશા ભુલી ગયો અને નવો દેહ ધરીને ગોપ બાળકોની

સાથે નિત્ય લીલામાં પ્રવેશ કર્યો. એ વૈષ્ણવનો પુત્ર શ્રી ગુસાંઈજીનો એવો કૃપાપાત્ર હતો. જેને નિત્ય લીલાનાં દર્શન દઈને શ્રીનાથજીએ પોતાની લીલામાં અંગીકાર કર્યો.

(આશકરણ રાજાની વાર્તા) પ્રસંગ ૧લો. (વાર્તા ૭૩ મી.)

આશકરણજી નરવર ગઢમાં રહેતા, તેમને રાગ સાંભળવાનું વ્યસન ઘણું હતું, તેમને રાગ સંભળાવવાને દેશો દેશથી કલાવંત ગવૈયા આવતા હતા. તે સર્વને આદરપૂર્વક સન્માન આપતા હતા. અને રાગની તેમને સારી પરીક્ષા હતી. આ વાર્તા સાંભળીને તાનસેનજી આશકરણ રાજાની પાસે આવ્યા; અને તેની પાસે વિષ્ણુ પદ ગાયું તે પદ રાગ સારંગ, "કુંવર બેઠો પ્યારીકે સંગ અંગ અંગ ભરે રંગ, બલબલ ત્રિભંગી યુવતિ ન સુખદાઈ લલિત ગતિ વિલાસહાસ દંપતિ મન અતિ ઉલ્હાસ વિકસિત ચકચસુમન પાસ. સ્ફટત કુસુમનિકર તૈસીહે શરદ રેન તજુનાઇ ॥૧॥ નવનિકુંજમેં ધુપકુંજ કોકિલકલ કુન્ત પુંજ શીતળ સુગંધ મંદ વહત પવન અતિ સુહાઇ ॥ ગોવિંદ પ્રભુ સરજોરી નવ કિશોર નવ કિશોર નિરખ મદન ફોજ મોરી છેલ છબીલે નવલ કુંવર વૃજ નૃપ કુલમની રાઈ ॥૨॥" આ પદ સાંભળીને આશકરણજી ઘણા પ્રસન્ન થયા અને તાનસેનજીને કહ્યું કે મેં ઘણા પદ સાંભળ્યા છે પરંતુ આવું વિષ્ણુ પદ કોઈ દિવસ સાંભળ્યું નથી, તમે આવું પદ કયાંથી શીખ્યા છો. મને તમે શીખવાડે. તાનસેનજી બોલ્યા કે શ્રી ગોકુળમાં શ્રી વિઠલનાથજી ગુસાંઈજી છે. તેમના સેવક ગોવિંદસ્વામીએ આવા સહસ્ત્રવધી પદ

કર્યા છે, પરંતુ શ્રી ગુસાંઈજીના સેવક વિના કોઈને શીખવતા નથી, હું પણ તેમના સંગથી શ્રી ગુસાંઇજીનો સેવક થયો છું જેથી હું પણ કોઇને શીખવતો નથી. ત્યારે આશકરણજીએ કહ્યું કે તમારે કોઈ ગામ અથવા દ્રવ્ય જોઈએ તો લો પરંતુ આવાં પદ શીખવાડો, તાનસેનજીએ કહ્યું કે હું તમારી પાસે દ્રવ્યને માટે આવ્યો નથી. મેં એવું સાંભળ્યું હતું કે રાજા આશકરણ ગુણની પરીક્ષા ઘણી સારી કરે છે, તે જોવા માટે આવ્યો છું, જેવું સાંભળ્યું હતું તેવું જોયું તો ખરું પરંતુ મારે કંઇ કામ નથી, અને મારે કંઈ પણ જોઇતું નથી, આ વાત સાંભળીને રાજા આશકરણે કહ્યું કે હું પણ શ્રી ગુસાંઇજીનો સેવક થઈશ, અને ગોવિંદસ્વામીને મળીશ. તમે દશ પંદર દિવસ અહીં રહો અને કૃપા કરીને મને સાથે લઇ ચાલો. તાનસેનજી ત્યાં રહ્યા અને થોડા દિવસ પછી રાજા આશકરણજીને સાથે લઇને શ્રી ગોકુળ ગયા, આ વખતે શ્રી ગુસાંઇજી ઠકુરાણી ઘાટપર સંધ્યા કરતા હતા, આશકરણજીને શ્રી ગુસાંઇજીના સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમ કોટી કંદર્પ લાવણ્ય એવા સ્વરૂપનાં દર્શન થયાં. શ્રી ગુસાંઈજીને સાષ્ટાંગ દંડવત કરીને ઊભા રહ્યા. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે, ઘણા દિવસ થયા હવે ક્યાં સુધી શ્રીઠાકુરજી તમારી વાટ જોશે. ત્યારે આશકરણજીએ કહ્યું કે શ્રીઠાકુરજી જ્યારે ભટકવાનો પાર લાવશે, ત્યારે કંઇ ઢીલ લાગશે નહિ. શ્રી ગુસાંઈજીએ કહ્યું કે ન્હાઇને મંદિરમાં આવે, આશકરણજી ન્હાઇને આવ્યા. શ્રી ગુસાંઈજીએ કૃપા

કરાને આશકરણને નામ નિવેદન કરાવ્યું. આ સમયે ગોવિંદ-સ્વામી શ્રી નવનીતપ્રિયાજીની સન્નિધાન કીર્તન ગાતા હતા, શ્રાવણ માસ હતો. પદ રાગ મલ્હાર. “ આઇજુ સ્યામ જલદ ઘટા ઓલ્હર ચહું દિશતે ઘનઘોર, દંપતી પરસ્પરે બાંહીજોટી વિરહત કુસમ વિનત કાળીંદી તહા ॥૧॥ બડીબડી બુંદન બરસન લાગ્યો તે સીળહકેત વીજછટાં ॥ ગોવિંદ પ્રભુ પીયે પ્યારી ઉઠ ચલે ઓડે લાલપટ દોરલીએ જાય બંછી બટા. ॥ ૨ ॥ આ પદ ગોવિંદસ્વામી શ્રી નવનીતપ્રિયાજીની સન્નિધાન ગાતા હતા. તે રાજા આશકરણજીએ સાંભળ્યું અને તાનસેનજીને કહ્યું કે આ ઘણું સુંદર ગાન કરે છે. આમાં મારું ચિત્ત ઘણું લાગી ગયું છે. આજ ગોવિંદસ્વામી હશે, ત્યારે તાનસેનજીએ કહ્યું કે એ જ ગોવિંદસ્વામી છે. રાજા આશકરણજી નિત્ય ગોવિંદસ્વામીની પાસે જતા અને રમણ-રેતીમાં પણ સાથે ફર્યા કરતા.

प्रसंग २ जो.

રાજા આશકરણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મહા-રાજ હવે મારે શું કરવું. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે ભગવત્સેવા કરો આ પ્રમાણે કહીને શ્રી મદનમોહનજીનું સ્વરૂપ પધરાવી દીધું રાજા આશકરણે વિનતિ કરી કે હું ભગવત સેવાનો વિધિ સમજતો નથી. આપ કૃપા કરી મને સમજાવો શ્રી ગુસાંઈજીએ સેવાની રીત કહી સવારમાં ઊઠીને માળા અને યજ્ઞોપવિત સંભાળવા માળા દાસ્યધર્મ છે. જનોઈનો અધિકાર ન હોય તો માળા માત્ર સંભાળવી અને શ્રી

મહાપ્રભુજીનું અને શ્રીઠાકુરજીનું ધ્યાન કરી નામ લઈ દંડવત કરી બહાર આવવું; પછી દેહ કૃત્ય કરી ચરણામૃત લઈ સૂર્યોદય પહેલાં દાતણ કરવું. તેલ લગાવી મુખ શુદ્ધાર્થ બીડું ખાવું જે દિવસ વ્રત હોય તે દિવસ ન ખાવું, સ્નાન કરી શ્રી યમુનાજીની રજા લઇ ભગવત્પાદાકૃતી તિલક કરવું. દસ પ્રકાર તિલક સકામ છે ભગવાનના ચરણકમળથી માણસને અંતરાય પાડે છે દસ પ્રકારના તિલક કરવા. શ્લોક—वर्तुलंतिर्यगच्छिद्रंह्रस्वंदीर्घतरंतनुम् ॥ वक्रंविरूपंबद्धाग्रभिन्नमूलपदच्युतं અર્થ. वर्तुलं (ગોળતિલક) तीर्यक (વાંકું) अछिद्र (ચીર્યા વગરનું) ह्रस्व (ઘણું નાનું) दीर्घतरं (છેક નાક સુધી લાંબુ) तनुं (ઘણું જ પાતળુ) वक्रं (આડું) विरूपं (નીચેથી સાંકડું અને ઉપરથી પહોળું) बद्धाग्रं (ઉપરથી બાંધેલું) भिन्नमूल (નીચેથી બે લીટી જુદી જુદી) આ દસ પ્રકારના તિલક ભગવાનના ચરણારવિંદથી દૂર કરે છે. આ દસ તિલક નહિ કરતાં ઉર્ધ્વપુંડ્ર તિલક કરવું. પછી પંચમહાભૂત જે આ દેહમાં છે તેની ભીતર શુદ્ધિ અને બાહ્ય શુદ્ધિ કરવી, ત્યારે રાજા આશકરણે પૂછયું કે હે પ્રભો ! પંચમહાભૂતની શુદ્ધિનો પ્રકાર આપ કહો. શ્રી ગુસાંઈજી હસીને પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે જો છ મુદ્રા કરીએ તો પંચમહાભૂતની બાહ્ય શુદ્ધિ થાય. પદ્મ ધારણ કરેથી પૃથ્વીની શુદ્ધિ, શંખ ધારણથી જળની શુદ્ધિ; ચક્ર ધારણથી અગ્નિની શુદ્ધિ, ગદા ધારણથી વાયુની શુદ્ધિ, નામ મુદ્રા ધારણથી આકાશની શુદ્ધિ, અને સંપ્રદાયમુદ્રા ધારણથી ભક્તિ પ્રાપ્ત થાય છે, હવે પંચ

મહાભૂતની આભ્યંતર શુદ્ધિ સાંભળો, રજચરણામૃતથી પાર્થ-વાંશની શુદ્ધિ, જળચરણામૃતથી જલાંશની શુદ્ધિ, પ્રસાદી તુલસીથી અગ્નયાંશ શુદ્ધિ. ભગવદીયના સંગથી વાયવાંશ શુદ્ધિ અને ગુરુદર્શન તથા ભગવદ્દર્શનથી આકાશની શુદ્ધિ થાય છે. આ પ્રમાણે પંચમહાભૂતની બહાર અને ભીતરશુદ્ધ કરીને ભગવત્ સેવા કરવી. ભગવત મંદિરની પાસે જઇ તે આ શ્લોક બોલવો.

श्लोक—नमोनमस्तेऽस्त्वृपमायसात्वतांविदूरकाष्ठायमुदुःकुर्यानिनाम्
निरस्तमाभ्यातिजयेनराधासास्त्वघामनिब्रह्मणिरंस्यंनेनमः ॥१॥

આ શ્લોક બોલીને મંદિરમાં જવું, પછી તિષ્ટિ, ઝારી, બીડા ઉઠાવીને પ્રસાદી પાત્રમાં ઠલવીને માંજી ઠેકાણે મુકવા અને પછી મંદિર ઝાટકી નાંખવું અને મૃતિકાની પૃથ્વી હોય તો લીંપવી અને પથ્થરની પૃથ્વી હોય તો ભીનું વસ્ત્ર ફેરવીને પછી સુકું વસ્ત્ર ફેરવવું. સિંહાસન ઉઠાવીને ઝાડકવું અને પાછું નિત્ય મુજબ બીછાવવું, પછી ઝારી ભરી સિંહાસન પાસે તબકડીમાં મુકવી અને મંગળભોગની સામગ્રી સિંહાસન પાસે ઢાંકી રાખવી, પછી ત્રણવાર ઘંટા વગાડી શ્રી ઠાકુરજીને જગાડવા. જગાડવાની વખતે જગાડવાનાં પદ અથવા યથાધિકાર પાઠ કરી જગાવીને સિંહાસન પર પધરાવી ઋતુ અનુસાર ઓઢાવીને ટેરો ખેંચવો પછી શય્યા ઉઠાવી ઝાટકી મંદિર વસ્ત્ર કરી પાછી શય્યા બીછાવવી અને શય્યાના કસના ડોળથી તે પ્રતિબોધિની સુધી બાંધવા સીતકાળમાં નહિ બાંધવા પછી આચમનની ઝારી ભરીને આગળ ભોગ ધરાવવા નિછિચાં

આચમન કરાવી મુખ વસ્ત્ર કરી બીડા આરોગાવી મંગલાર્તી ઉતારવી, પછી એક પરાતનાં પીઢાં બિછાવી તેનાપર વસ્ત્ર બિછાવીને કોમળવાયા જળવડે શ્રી ઠાકુરજીને સ્નાન કરાવવું. શ્યામ સ્વરૂપ હોય તો ન્હવડાવ્યા પછી ફુલેલ લગાડવું અને ગૌર સ્વરૂપ હોય તો અત્તર લગાડવું. પછી શૃંગાર કરવો, વસ્ત્ર, આભૂષણ, મેણું, છલાકા, કતરની એ સર્વ વસ્તુ લઇને બેસવું. સીતકાળ હોય તો સ્નાન પહેલાં સઘડી ધરાવવી, શ્રી ઠાકુરજી બાળક છે. તેથી સુકો મેવો, માખણ મિશ્રી વિગેરે ધરીને શૃંગાર કરાવવો. ઋતુ અનુસાર વસ્ત્ર પહેરાવી યથા રુચી શૃંગાર કરાવીએ. ઉત્સવના દિવસે ઉત્સવનો શૃંગાર કરાવવો. પછી રાજભોગ ધરીએ. પરંતુ શ્રી ઠાકુરજીને એવો સમય જોઈને જગાડવા કે મંગળા પછી શૃંગાર અને શૃંગાર પછી રાજભોગ ધરવામાં ઢીલ ન થાય, પ્રભુને શ્રમ ન થાય, રાજા આશકરણે પૂછ્યું કે આપને ત્યાં ગોપીવલ્લભ ભોગ આવે છે અને ગ્વાલ બોલે છે. ગ્વાલના સમય ઘૈયામાંથી તે આરોગે છે એ આપે કહ્યું તેનું કારણ શું ? શ્રી ગુસાંઈજીએ કૃપા કરીને કહ્યું કે ગોપીવલ્લભ, ગ્વાલ અને સંધ્યાભોગ સંધ્યા આરતી અને સાંજના ગ્વાલ વૈષ્ણવના ઘેર હોતા નથી. અધિકાર અમારા કુળનો છે. બીજાનો નથી. રાજા આશકરણે વિનંતિ કરી કે હે મહારાજ ! કૃપાનાથ ! આપે મને શ્રી મદનમોહનજી પધરાવી આપ્યા. પરંતુ શ્રી મદનમોહનજી નાના સ્વરૂપનાં કંઈ લીલા પ્રકટ છે તે આપ કૃપા કરીને કહો

શ્રી ગુસાંઈજીએ આ સાંભળી કહ્યું કે શ્રી મદનમોહનજીના સ્વરૂપમાં ફળ પ્રકરણના પ્રથમાધ્યાયની લીલા પ્રગટ છે અને પ્રકરણની લીલા ગુપ્ત છે, જ્યારે શ્રી મદનમોહનજીએ વેણુ નાદ કર્યો અને વ્રજભક્તને આકર્ષણ કર્યું ત્યારે વ્રજભકત વેણુ નાદ સાંભળીને જે કામ કરતા હતા તે છોડીને તરત ગયા જ્યારે શ્રી ઠાકુરજી પાસે ગયા ત્યારે શ્રી ઠાકુરજી બોલ્યા કે.

श्लोक–"स्वागतं वो महाभागाः प्रियंकरवाणि वः
व्रजस्यानामयंकच्चिद्ब्रूतागमनकारणं ॥ १ ॥
रजन्येषाघोररूपाघोरसत्वनिषेपिता ॥
प्रतियातव्रजंनेहस्थेयंस्त्रीभिसुमध्यमाः ॥ २ ॥

આગમન વાકય કહ્યા તે સાંભળીને વ્રજભકતને ચિંતા થઈ જેથી વાકય ગ્રહણ ન કર્યું. ચિંતાતુર થવાથી તેમના નેત્રો-માંથી જળ વહેવા લાગ્યું. વ્રજભકત શ્રી ઠાકુરજીનું વાકય વિચારવા લાગ્યા. અને તે વાકયોમાંથી સુમધ્યમાં એવું પદ નીકળ્યું, અને રાત ઘેરા રૂપ નથી એવા વચનનો વિચાર કરવા લાગ્યા. વ્રજભકત પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે આ તો વ્યંગ વાકય છે. પછી સંપૂર્ણ શ્રી અંગનાં દર્શન કર્યાં તો પ્રભુનું સ્વરૂપ ગૌર જોયું. ત્યારે એવો વિચાર કર્યો કે અમારો ભાવ જોઇને પ્રભુ મોહિત થાય છે, અને પ્રભુનુ ચિત્ત અમારામાં ન હોય તો ગૌર કેમ થાય. પછી ચરણારવિંદના દર્શન કર્યાં. ચરણારવિંદ સાધના ભકિત રૂપ છે અને પાદુકા છે તે અંતરાલ છે. જેમ વાકય વ્યંગ છે. જો વાકય શ્રી અંગ સુખદ હોય તો વ્રજભકત ગ્રહણ કરે. નહિં તો ન કરે. જુએ તો દક્ષિણ ચરણારવિંદની અંગુલીનો સ્પર્શ

માત્ર પાદુકાજીને દેખ્યો એટલે દસ્યભકિતની સ્ફુર્તિ થઈ. પછી ફળ રૂપ ભક્તિ જો શ્રી મુખ તેનાં દર્શન થાય, તો તેની આગળ ચાર પ્રકારની મુકિત તુચ્છ છે. એવા દર્શન થયાં. ફલરૂપ ભકિત જો મુખારવિંદ તેનો આશ્રય કરે તો સ્વરૂપ મુકિત શું હિસાબમાં, સ્વરૂપ મુક્તિ ભક્તિની આગળ તુચ્છ છે. પછી સંખ્યા યોગીરૂપી જો કુંડળ તેનાં દર્શન થયાં તો સામિપ્ય મુક્તિ પ્રાપ્ત થઈ જે ઘણી જ નિકટ છે. પરંતુ ફલરૂપ ભક્તિ જો શ્રી મુખ તેનો આશ્રય કર્યો છે તો સામિપ્ય મુક્તિ શું લેખામાં ? સાલોકય મુક્તિમાં અક્ષરાનંદનો અનુભવ છે તે ગંડસ્થ યુક્તિ જો અધરામૃત તેની આગળ અન્ય રસ તુચ્છ છે તેથી અક્ષરાનંદરસ તુચ્છ છે તો સાલોકય મુક્તિ શું હીસાબમાં. સાયુજ્ય મુક્તિમાં બ્રહ્માનંદના અનુભવ છે. वाक्यः ॥ जलेनिमग्नंजलपानवत् ॥ જળમાં ડુબીને જળ પીવું એવો બ્રહ્માંનંદનો અનુભવ છે, હાસ્ય સહિત અવલોકનમાં જે ભકિતરસ છે તે ભકિતરસ આગળ બ્રહ્માનંદના અનુભવ શા કામનો ? આ પ્રમાણે ભકિતરસની આગળ ચતુરવિધ મુકિત વ્રજભકત તુચ્છ લાગે છે, એ નિશ્ચય થયો.

શ્લોક—वीक्ष्यालकावृतमुखंतवकुंडलश्रीगंडस्थलाधरसुधंहमितावलोकं ॥
दत्ताभयंचभुजदंडयुगंविलोक्यवक्षःश्रियैकरमणंचमवादास्यः ॥१॥

એવો હાસ્યસરસ પ્રાપ્ત થયો કે વ્રજભકતનો ભાવ જોઇને પોતે પ્રસન્ન થયા હજુ આત્મારામ હતા તો પણ તેમનો પ્રેમ જોઇને પોતે રમણ કર્યું. વાક્ય आत्मारामोप्परीरमत् ॥ વ્રજભકિતનાં આવા ભાવથી શ્યામ સ્વરૂપ હતા છતાં ગૌર સ્વરૂપ

થયા આ પ્રમાણે શ્રી મદનમોહનજીનું સ્વરૂપ રાજા આશકરણ શ્રી ગુસાંઇજીના શ્રી મુખથી સાંભળીને શ્રી મદનમોહનજીને પધરાવ્યા અને તાનસેનને સાથે લઇ આશકરણ પોતાને દેશ આવ્યા, અને વ્રજભક્તના ભાવથી સેવા કરવા લાગ્યા. રાજકાજ બધું દીવાનને સોંપી દીધું, અને શ્રી મદનમોહનજીની સેવા અને કીર્તન કરવા લાગ્યા, જ્યારે રાજા માનસ સેવા કરે. આમ કરતાં કરતાં ઘણા દિવસ વીતી ગયા.

प्रसंग ३ जो.

એક દિવસ રાજા આશકરણનાં ઉપર દક્ષિણનો રાજા ચઢી આવ્યો, આની રાજા આશકરણને ખબર થઈ તેથી તે લડાઇ કરવાને ગયા જ્યાં શત્રુની સેનાની પાસે આવ્યા ત્યારે વરસાદ પડયો શત્રુની સેનાપર પથ્થરની શિલાનો વરસાદ પડયો અને સેના મારી ગઇ, અને રાજા આશકરણની સેનાપર જળનો વરસાદ પડયો, આશકરણ જીતીને ઘોડાપર સવાર થઇ ઘેર આવતા હતા, તે માનસી સેવા કરવા લાગ્યા બધી સેવા કરી અને રસોઇ સિદ્ધ કરી ભોગ સમરપ્યો, કઢીની હાંડી ભોગ ધરાવવા જતા હતા, એવામાં ઘોડો કુદ્યો અને આશકરણનું ધ્યાન બહાર ખેંચાયું. જુએ તો કઢીની હાંડી હાથેથી પડી ગઈ અને વસ્ત્ર સઘળાં કઢી કઢી થઇ ગયાં માલુમ પડતાં દીવાને પુછયું કે આ શું થયું ? ત્યારે આશકરણજીએ કહ્યું કે મને કઢી ઘણી ભાવે છે તેથી તેની હાંડી ભરી કમરે બાંધી લાવ્યો હતો તે ફુટી ગઈ, આમ કહીને વાત ગુપ્ત રાખી, રાજાએ મનમાં વિચાર કર્યો કે તનુજા અને વિત્તની સેવા માંનસીની સેવા સિદ્ધ

કરવાને કરવી પડે છે. શ્રી ગુસાંઇજીની કૃપાથી માનસી સેવા સિદ્ધ થઇ છે તો રાજ સોંપી દીધું અને શ્રી ઠાકુરજી વસ્ત્રાભૂષણ તથા પાત્ર શ્રી ગુસાંઈજીને ઘેર મોકલી દીધા. અને શ્રી ગોકુળ જઈને રહ્યા, સર્વ લીલાનાં દર્શન સાક્ષાત થવા લાગ્યાં, જેવાં દર્શન થયા તેવાં પદ કરીને ગાવા લાગ્યા.

प्रसंग ४ थो.

એક દિવસ રાજા આશકરણજી ન્હાવા જતા હતા શ્રી ઠાકુરજીએ મુરલી વગાડી તે રાજા આશકરણજી સાંભળીને શ્રી ઠાકુરજી તરફ દોડી ગયા; શ્રી ઠાકુરજી ઊભા છે અને સર્વ અલૌકિક લીલા કરે છે, સર્વ વ્રજભક્ત આવે છે અને હોળીનો ખેલ થાય છે. આ દર્શન આશકરણને થયાં. રાજા દેહદશા ભુલી ગયા-અને દર્શન કરીને ધમાર ગાવા લાગ્યા ધમાર "યા ગોકુલકે ચૌહટે રંગરાચી ગ્વાલ ॥ મોહન ખેલે ફાગ નયન સલુનેરી રંગરાચી ગ્વાલ ॥ ૧ ॥ આ ધમાલમાં જે દર્શન કરતા ગયા તે પ્રમાણે ગાતા ગયા, આ પ્રમાણે ત્રણ દિવસ સુધી ગાયા કર્યું અને કંઇ પણ શુદ્ધિ રહી નહિ. શ્રી ગુસાંઈજીએ મનુષ્યને કહ્યું કે રાજા આશકરણજી ત્રણ દિવસ થયાં દેખાતા નથી તે કયાં છો? ત્યારે લોકોએ કહ્યું કે ત્રણ દિવસથી રમણરેતીમાં ઊભા છે. શ્રી ગુસાંઇજીએ મનુષ્ય મોકલી બોલાવી લીધા: જુએ તો ઉન્મત્ત જેવા થઇ ગયા છે. શ્રી ગોસાંઇજીએ કહ્યું કે તેને લૌકિક શુદ્ધિ નથી. ભગવદ લીલાનો સાક્ષાત્કાર થઇ ગયો છે; વ્રજમાં જ્યાં તેમની ઇચ્છા આવે ત્યાં તેમને ફરવા દો, તેમને કંઇ કહો નહિ.

પ્રસંગ ૫ મો.

એક દિવસ સેનભોગ આવ્યા હતા અને રાજા આશકરણ જગમોહનમાં બેઠા હતા, વ્રજભક્ત દૂધનો કટોરો હાથમાં લઇને કહેતા હતા કે આ દૂધ ઘણું ઉત્તમ છે. કુપુર મિશ્રી મેલાવેલું છે તે તમે શ્રી ઠાકુરજીને આરોગાવો, આરોગાવવા પેધાર્યા ત્યારે શ્રી ઠાકુરજી સખા મંડળીમાં વીરાજતા હતા, યશોદાજી કહેવા લાગ્યા કે લાલ તનક દૂધ પીઓ, આ બધા દર્શન આશકરણજીને સાક્ષાત થયા. તેમને આ પદ ગાયું, રાગ કેદારો. કીજે પાન લલારે ઓટ્યો દુધ લાઈ હે જસોદા મૈયા ।। કનક કટોરા ભર પીજે વ્રજબાલ લાડિલે તેરી બેની બઢેગી ભૈયા ।। ૧ ।। ઓટ્યો નિકો મધુરો અછુતો રૂચીસો કરી લેજે કન્હૈયા ।। આશકરણ પ્રભુ મોહન નાગર પય પીજે સુખ દીજે પ્રાત કરોંગી ધૈયા ।। ૨ ।। શ્રી યશોદાજીએ અને રોહિણીજીએ શ્રી ઠાકુરજીને અને શ્રી બળદેવજીને સેનભોગ ધર્યો, અને સર્વ સખા મંડળ સહિત જમવા લાગ્યા. આ દર્શન આશકરણજીને થયાં. તેથી તેમણે આ પદ ગાયું રાગ કાન્હરો ।। કરતહે ઘનશ્યામ વિચારૂ ।। ખુરમા ખાજા ગુંજા મઠરી પિસ્તા દ્રાખ બદામ ।। ૧ ।। દુધ ભાત ઘ્રત સાંનિ થાળ ભરી લે આઈ વ્રજવામ ।। આશકરણ પ્રભુ મોહન નાગર અંગ અંગ અભિરામ ।। ૨ ।। રાગ કેદારો. ।। મોહનલાલ વિચારૂ કીજે ।। વ્યજન મીઠે ખાટે ખારે રૂચીશો માગ જનની પૈં લીજે ।। ૧ ।। મધુર મેવા પકવાન મીઠાઈ તા ઉપર તાતો પય પીજે ।। સખા સહિત મિલી જેમો રૂચિસાં જુઠીના આશક-

રણુકોં દીજે ॥ ૨ ॥ આ સાંભળીને શ્રી ગુસાંઈજી ઘણા પ્રસન્ન થયા, અને વિચાર કર્યો કે પ્રભુ કેવા દયાળુ છે. આશકરણજી-ના ઉપર કેવી કૃપા કરી છે, લૌકિક રાજાને રાજ્યના અંતે નર્ક મળે છે. અને આશકરણને રાજ્યના અંતે ભગવદ્ લીલાનાં દર્શન થયાં અને લીલાની પ્રાપ્તિ પણ થશે. આવી શ્રી પ્રભુ-જીની લીલા વિચારીને શ્રી ગુસાંઈજી ઘણા પ્રસન્ન થયા. પછી સેન સમયે રાજા આશકરણે દર્શન કર્યાં પછી આશકરણજી શ્રી ઠાકુરજીના નેત્રમાં નિદ્રા ઝમકી રહી છે એવું જોયું અને એક સખી હાથ જોડી શ્રી ઠાકુરજીની આગળ આવી વિનતિ કરે છે કે આપને નિદ્રા આવી રહી છે, તેથી આપ પોઢો આ દર્શન લીલા સહિત રાજા આશકરણને થયા, ત્યારે રાજા આશ-કરણે પદ ગાયું, રાગ કેદારો. પોઢીયે પ્રિય કુંવર કન્હાઈ ॥ યુક્તિ નવલ વિવિધ કુસુમાવલિ સેં અપને કર સેજ બનાઈ ॥ ૧ ॥ નાહિ સખી સમય કાહુકો ગ્વાલ મંડળી સબ બોરાઇ ॥ આશકરણ પ્રભુ મોહનનાગર રાધાંકો લલિતા આઈ ॥ ૨ ॥ રાગ કેદારો, તુમ પોઢો હોંસે જે બનાઉં ॥ ચાપું ચરન રહું પાયન તર મધુરેં સ્વરે કેદારો ગાઉં ॥ ૧ ॥ સહચરી ચતુર સબે જુરિઆઇ દંપતિ સુખનયન દરશાઉ ॥ આશકરણ પ્રભુમો-હન નાગર યહ સુખ શ્યામ સદાહીં પાઉ ॥ રાગ કેદારો ॥ પોઢ રહો ઘનશ્યામ બલૈયા લેહુ ॥ શ્રમિત ભયેહો આજ ગોચારત દોષ પરતહે ધામ ॥ ૧ ॥ સીરી વિયાર ઝરોખન કેમા આવત અતિ સીતલ સુખધામ ॥ આશકરણ પ્રભુ મોહનનાગર

અંગ અંગ અભિરામ ॥ ૨ ॥ આ પ્રમાણે આશકરણજીને જેવી જેવી લીલાનાં દર્શન થતાં તેવી તેવી લીલાનાં પદ ગાતા હતા, શ્રી ગુસાંઈજી તેનાપર સદા પ્રસન્ન રહેતા, ગોવિંદસ્વામીના સતસંગથી શ્રી નાથજી નિત્ય તેમની સાથે વાતો કરતા અને ખેલતા હતા.

### પ્રસંગ ૬ ઠો.

એક દિવસ રાજા આશકરણજી શ્રીજીદ્વાર આવ્યો. અને શ્રીનાથજીનાં દર્શન કર્યાં એવી લીલાનાં દર્શન થયાં કે સર્વ વ્રજભક્ત મળીને યશોદાજીને ઘેર ઉરાહનો દેવા આવ્યાં છે. પણ શ્રી ઠાકુરજીને યશોદાજીની પાસે ઉભા રહેલા જોઈને ઉરાહનો દેવા ભુલી જાય છે. અને શ્રી ઠાકુરજીના સ્વરૂપમાં તેમનું મન મોહિત થાય છે. આવાં લીલાનાં દર્શન આશકરણજીને થયાં, આશકણરજી ચકિત થઇ ગયા, ચતુરભુજદાસજી દર્શન કરતા હતા તેમણે આ પદ ગાયું ॥ રાગ આશાવરી ॥ ભુલીરી ઉરાનેકો દેવો ॥ પરગયે દૃષ્ટિ શ્યામઘન સુંદર ચકિત ભઈ ચિતેવો ॥૧॥ ચિત્ર લિખીશી ઠાલી ગ્વાલન કો સમઝે સમજેવો ॥ ચતુરભુજ પ્રભુ ગિરિધર મુખ નિરખત કઠિન ભયો ઘર જેવો ॥૨॥ આ પદ સાંભળીને આશકરણજી ઘણા પ્રસન્ન થયા, અને વિચાર કર્યો કે જેવો અનુભવ મને થયો છે તેવી કૃપા ચતુરભુજદાસના ઉપર પણ છે. આ પ્રમાણે વિચાર કરીને શ્રી ગુસાંઈજીને વિનતિ કરી કે હે મહારાજ આપની કૃપા ચતુરભુજદાસના ઉપર પણ ઘણી છે ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે એ કુંભનદાસજીના પુત્ર છે, જે શ્રી ગોવર્ધનનાથજી

વિના એક ક્ષણુ રહી શકતા નથી, એવાના પુત્ર એવા થાય આમાં શું આશ્ચર્ય છે. વળી એક દિવસ આશકરણુજી સાંજની વખતે ગોવિંદકુંડ પાસે ઉભા હેતા. અને જુએ છે તો વ્રજ-ભક્તોનું યુથ ચાલ્યું આવે છે. અને સર્વ ગોપીજન આવીને ઉભા રહ્યા એટલામાં શ્રીનાથજી ગાય ચરાવીને ઘરમાં પધારતા હતા. જેનું મુખારવિંદ ગોરજથી વ્યાસ છે એવા પ્રભુનાં દર્શન માટે ગોપીજન રસ્તામાં આવે છે. આવાં દર્શન આશકરણુજીને થયાં ત્યારે આશકરણુજીએ આ પદ ગાયું ાા રાગ ગોરી ાા મોહન દેખી સિરાને નેના ાા રજની મુખ આવત ગાયન સંગ, મધુર બજાવત વૈના ાા ૧ ાા ગ્વાલમંડલી મધ્ય બીરાજત સુંદરતા કો એના ાા આશકરણ પ્રભુ મોહન નાગર વારાં કોટિક મૈના ાા ૨ ાા આવા પદ આશકરણુજીએ બહુ ગાયાં, નિત્ય રાતરે આશકરણુજી શ્રી ગુસાંઇજી પાસે કથા સાંભળવાને જતા, અને જેવાં વચનામૃત સાંભળતા તેવો અનુભવ તેમને થતો. એક દિવસ શ્રી ગુસાંઈજી શ્રીનાથજીને જગાડવા પધાર્યા આ વખતે વ્રજભક્ત પોતપોતાને ઘેરથી માખણ મલાઈ અને દૂધ વિગેરે અનેક પ્રકારની સામગ્રી લઇ પધાર્યાં હતા. અને ગોપીજન યશોદાજીને કહેતાં હતા કે તમે લાલજી જગાડો. અમે તમારા લાલજીના દર્શન કરીને અને સામગ્રી અરોગાવીને જો દહીં વેચવા જઈએ છીએ તો અમને દશઘણો લાભ થાય છે. આ કારણથી અમે તમારે ઘેર આવ્યાં છીએ તો તમે લાલજીને જગાડો. તેમનું મુખ જોઈને અમે જઈએ.

આવાં દર્શન આશકરણજીને થયાં ત્યારે તેમણે પદ ગાયું ॥ રાગ બિભાસ ॥ પ્રાત સમય ઘર ઘરસે દેખનકો આઈ હે ગોકુલકી નારી ॥ અપનો કૃષ્ણ જગાય યશોદા આનંદ મંગલકારી ॥ ૧ ॥ સબ ગોકુલકે પ્રાણજીવનધન યા સુતકી બલીહારી ॥ આશકરન પ્રભુ મોહનનાગર ગિરિ ગોવર્ધનધારી ॥ ૨ ॥ રાગ બિભાસ ॥ ઉઠો મેરે લાલ લાડીલે રજની વીતી તિમિર ગયો ભયો ભોર ॥ ઘર ઘર દધિ મથિનિયા ગુમે અરૂ દ્વિજ કરત વેદકી ઘોર ॥ ૧ ॥ કરિ કલેઉ દધિ ઓદન મિશ્રી વાંટી પરોસો ઓર આશકરણજી પ્રભુ મોહન નાગર વારો તુમપર પ્રાણ અંકોર ॥ ૨ ॥ વળી આશકરણજીને બાલ લીલાનાં દર્શન થયાં. યશોદાજી દહીં વલોવે છે અને શ્રી ઠાકુરજી બાલક ચેષ્ટા કરે છે અને દોડી દોડીને દહીં મથન કરતાં દોરડાંને પકડે છે. યશોદાજી દેતાં નથી અને યશોદાજી શ્રી ઠાકુરજીને સમજાવે છે કે લાલા વાર ઘણી થઇ છે મને દહીં મથન કરવા દે. આવાં દર્શન રાજા આશકરણને થયાં. ત્યારે આશકરણજીએ પદ ગાયું, ॥ રાગ રામકલી મોહે દધિ મથન દેવલ ગઈ ॥ જાઉં બલબલ વદન ઉપર છાંડ મથની રાઈ ॥ ૧ ॥ લાલ દઉંગી નવનીત લોંદા આર તુમકિત ઠઇ ॥ સુતહિત જાન વિલોક યશોમતિ પ્રેમ પુલકિત ભઇ ॥ ૨ ॥ લે ઉછંગ લગાય ઉરસો પ્રાણજીવન જઈ ॥ બાલકેલિ ગુપાલ-સુકી આશકરણ નિત નઇ ॥ ૩ ॥ આ પદ સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા અને વિચાર કર્યો કે આશકરણ-જીને પ્રભુનું સ્વરૂપ હૃદયારૂઢ થયું છે, પ્રભુ સર્વ લીલા સહિત

તેને દર્શન દે છે, આવો વિચાર કરીને શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા.

### પ્રસંગ ૭ મો.

એક દિવસ, આશકરણજી શ્રી ગોકુલમાં આવ્યા, અને શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન કરવા ગયા, ત્યારે આશકરણજીને આ લીલાના દર્શન થયાં કે શ્રી યશોદાજી, શ્રી ઠાકુરજીને પાલને ઝુલાવે છે અને ગોપીજન મળીને યશોદાજીની પાસે આવેલ છે, અને કહે છે કે અમારે એવો નિયમ છે કે જ્યાંસુધી અમે તારા લાલને ખેલાવીએ નહિ, અને પાલને ઝુલાવીએ નહિ ત્યાંસુધી અમારું ચિત્ત ઘર કામમાં લાગતું નથી, અને કદાચિત જો ઘરનું કામ કરીએ તો બધું બગડે છે. તેથી અમે બધા સુતા ઊઠીને તારા લાલને ખેલાવવા આવ્યાં છીએ. આ પ્રમાણે સર્વ ગોપીજન કહે છે અને યશોદાજી હસે છે, આવી લીલાનાં દર્શન આશકરણજી થયાં. અને આશકરણજીએ આ પદ ગાયું, ॥ રાગ રામકલી ॥ યહ નિત્ય નેમ યશોદાજી મેરો તિહારોઇ લાલ લડાવનકું ॥ પ્રાત સમય ઊઠ પલના ઝુલાણ શકટ ભંજન યશ ગાવનકું ॥ ૧ ॥ નાચત કૃષ્ણ નચાવત ગોપી કરકટ તાલ બજાવનકું ॥ આશકરણ પ્રભુ મોહન નાગર નિરખ વદન પાવનકું ॥ ૨ ॥ આવી અનેક પ્રકારની લીલાનો અનુભવ થતો હતો, રાજા આશકરણ વ્રજમાં ફરતા હતા અને જે સ્થળમાં જતા તે સ્થળે શ્રી ઠાકુરજી તેવી લીલાનાં દર્શન દેતા હતા. એક દિવસ રાજા આશકરણ વહાણઘાટી પર જતા હતા ત્યાં જુએ છે તો શ્રી ઠાકુરજી કામળી

ઓઢીને અને હાથમાં લાકડી લઇને સખા મંડળી સાથે ઊભા છે; અને વ્રજભક્ત દહીં વેચવા જાય છે, અને સર્વ સખા જઈને ગોપીઓને પકડી લે છે અને કહે છે કે અમારું દહીંનું દાણ આપી જાઓ, ગોપીજન કહે છે કે અમે કોઈ દિવસ દહીંનું દાણ સાંભળ્યું નથી. તમે કયા દિવસથી દાણી થયા. રાજા આશકરણજીએ પદ ગાયું ।। રાગ બિભાસ ।। નંદકિસોર યહ બોહની કરનન પાઈ ।। ગોરસ કે મિષ રસહિ ઢંઢોરત મોહત મીઠી તાનન ગાઈ ।। ૧ ।। ગોરસ મેરે ઘરહિ બિકેરેં કયાં વૃંદાવન જાય ।। આશકરન પ્રભુ મોહન નાગર યશોમતિ જાય સુનાય ।। ૨ ।। રાગ બિભાસ ।। કબતેં ભયો હેં દધિદાની ।। મટુકી ફોરત હરવા તોરત મહ વાતમેં જાની ।। ૧ ।। નંદરાયકી કીન કરત હું ઔર જસોદા રાની ।। આશકરણ પ્રભુ મોહનનાગર ગુણસાગર અભિમાની ।। ૨ ।। આવી લીલાનાં દર્શન રાજા આશકરણજીને દાણ ઘાટીપર થયાં. એક દિવસ રાજા આશકરણ પરસોલીમાં ગયા ત્યાં શ્રી ઠાકુરજી વેણું નાદ કરે છે અને વ્રજભક્ત પધારે છે. અતિ ઉત્કંઠા સહીત શ્રી ઠાકુરજી પાસે ગમન કરે છે. આવા દર્શન રાજા આશકરણજીને થયાં ત્યારે આ પદ ગાયું. રાગ કેદારો, ગોપ મંડળી મધ્યમ મનોહર અતી રાજત નંદકે નંદા ।। સોભીત અધીક શરદકી રજની ઊડુ ગણમાનો પુર્ણ ચંદા ।। ૧ ।। વ્રજયુવતી નીરખ મુખ ઠાડી માનત સુંદર આનંદ કંદા ।। આશકરણ પ્રભુ મોહન નાગર ગીરધર નવરસ રસીક ગોવિંદા ।। ૨ ।। આ પ્રમાણે આશકર-

ણજીને અનેક લીલાનાં દર્શન થયાં. શ્રી ગુસાંઈજીની કૃપાથી એ રાજા આશકરણ એવા કૃપા પાત્ર હતા.

प्रसंग ८ मो.

રાજા આશકરણ વ્રજમાં ફર્યા કરતા હતા. કોઇ દિવસ ગોકુળમાં કોઈ દિવસ શ્રીજીદ્વારમાં અને કોઈ દિવસ વ્રજમાં બીજા સ્થળે ફરતા હતા, ખાવા પીવાનું કંઈ પણ રાખતા નહોતા. તેમની આવી દશા જોઈને શ્રી ગુસાંઇએ સર્વ વૈ-ષ્ણવોને, મુખિયા ભિતરીયાને અને વહુ બેટીને કહી રાખ્યું હતું કે જયારે રાજા આશકરણજી આવે ત્યારે તેમને જે હાજર હોય તે ખાવાનું ધરી દેજો, કારણ કે બીજે, ચોથે કે દશે દિવસે ભગવદિચ્છાથી જે મળે છે તે ખાઈ લે છે. આવું શ્રી ગુસાંઇજીએ કહી રાખ્યું હતું. એક દિવસ શ્રી ગોકુળમાં આ-શકરણજી આવ્યા, ગોપીનાથજીનાં બેટીજી અને સત્યભામા બેટીજી બાળપણથી વિધવા હતાં તે શ્રી નવનિત પ્રિયાજીનો રાજભોગ સજવાની સમય આશકરણજીને આવ્યા જાણીને બેટીજીએ વિચાર કર્યો કે વૈષ્ણવ ભુખ્યો જશે તો પાછો પાંચ સાત દહાડે આવશે અને શ્રી નાથજી તેના હૃદયમાં બી-રાજે છે તેમને શ્રમ થશે આ પ્રમાણે વિચાર કરીને લક્ષ્મી બેટીજીએ સત્યભામા બેટીજીને કહ્યું કે તમે શ્રી નવનીત પ્રિયાજીને વાસ્તે બીજી સામગ્રી તૈયાર કરો, અને આ હું આશકરણજીને ધરી દઉં છું. તેના હૃદયમાં શ્રી નવનીતપ્રિયાજી આરોગશે આવો વિચાર [illegible] આ-

ગળ ધરી દીધો. આશકરણજી સર્વ ખાઈ ગયા, બીજી સામગ્રી સિદ્ધ કરીને શ્રી નવનીત પ્રિયાજીને રાજભોગ ધર્યો. ભોગ સરાવ્યા પછી શ્રી ગુસાંઇજી આરતી ઉતારવા પધાર્યા ત્યારે શ્રી નવનીત પ્રિયાજીએ કહ્યું કે આજ હું બમણો રાજભોગ આરોગ્યો છું, શ્રી ગુસાંઈજીએ કહ્યું કે સામગ્રી તો વિશેષ નથી ત્યારે શ્રી નવનીત પ્રિયાજીએ કહ્યું કે એ વાત બેટીજી જાણે છે. ભોજન કરવાની વેળાએ શ્રી ગુસાંઈજીએ બેટીજીને પુછ્યું, બેટીજીએ બીતાં બીતાં હાથ જોડી બધી વાત કહી, આ વાત સાંભળીને શ્રી ગુસાંઈજી ઘણા પ્રસન્ન થયા. અને આજ્ઞા કરી કે જો જાણીએ તો વૈષ્ણવનું સ્વરૂપ એવું જ છે, પરંતુ જ્યાંસુધી આપ ન જણાવે ત્યાંસુધી જીવનો કંઇ પણ ઉપાય નથી, આટલું કહીને પોતે ચુપ કરી રહ્યા. એ આશકરણજી એવા કૃપાપાત્ર હતા, કે જેના હૃદયમાં બીરાજીને શ્રી નવનીત પ્રિયાજી આરોગ્યા. આ વાત શ્રી ગુસાંઈજીએ ગોપાલદાસના હૃદયમાં પ્રવેશ કરીને વલ્લભાખ્યાનમાં ગાઇ છે. ટુંક લક્ષ્મી સત્યભામા બેઉ અગ્રજની અનુહાર રે રસના ।। શ્રી નવનીત પ્રિયાજીને રીઝાવ્યા સેવ્યા વિવિધ પ્રકાર રે રસના ।। ૧ ।। આ આખ્યાનમાં સાત બાળક, સાત વહુઓ અને છ બેટીજીનું વર્ણન છે, પરંતુ શ્રી પ્રિયાજીને રીઝાવ્યા એવો શબ્દ લક્ષ્મી બેટીજી વિના બીજા કોઇને કહ્યો નથી. એ આશકરણજી શ્રી ગુસાંઇજીના એવા કૃપાપત્રા હતા.

( બે ભાઇ સાચોરાની વાર્તા. ) પ્રસંગ. ૧ લા ( વાર્તા ૭૪ મી. )

એ બે ભાઈ સાચોરા ગુજરાતમાં રહેતા હતા, એક સ-

મય શ્રી ગુસાંઈજી ગુજરાત પધાર્યા. ત્યારે બન્ને ભાઈને નામ નિવેદન કરાવ્યું ત્યારે તે બંને ભાઈ શ્રી ઠાકુરજીની સેવા કરવા લાગ્યા અને દિવસ રાત ભગવદ વાર્તા કરતા. અને શ્રી સુબોધીનીજી વાંચતાં કંઇ પણ ધંધો કરતા નહિ, ભગવદિ-ચ્છાથી નિર્વાહ કરતા. એક દિવસ વૈષ્ણવનો સંગ શ્રીગોકુલ જતો હતો, તે આ ગામમાં સાચોરાને ઘેર જઈ ઉતર્યો. તેમના ઘરમાં કંઈ નહોતું, બંને ભાઇએ વિચાર કર્યો કે વૈષ્ણવ આવ્યા છે. તે અમારે ઘેરથી પ્રસાદ લીધા વગર જાય તો ઠીક નહિ ત્યારે તેણે એવો વિચાર કર્યો કે અમુક વાણિયાની દુકાન આપણી પાડેશમાં છે અને તે વાણિયો આપણો મિત્ર છે. તેમ તેની દુકાન ઉઘાડીને જેટલી સામગ્રી જોઈએ તેટલી કાઢી લ-ઈએ. વાણિયો આવશે ત્યારે પૈસા ચુકાવી દેશું, આવો વિચાર કરીને રાત્રે તેની દુકાન ઉઘાડી. અને જેટલી સામગ્રી જોઈતી હતી તેટલી તોળીને લીધી, મોટો ભાઇ સામગ્રી લઇને ઘેર આવ્યા અને નાનો ભાઈ દુકાન બંધ કરવા રહ્યો. એવામાં સરકારના મનુષ્ય તેને ચોર જાણી પકડી ગયા. નાના ભાઇએ મોટા ભાઇને ખબર આપ્યા કે તમે રસોઈ કરી વૈષ્ણવને મહાપ્રસાદ લેવરાવજો અને હું રાજા પાસેથી નિકાલ થતાં કાલે આવીશ. આ વાત સાચોરાના પાડોશીએ જાણી તેથી તેણે રાજ્યમાં જઇને કહ્યું કે હું એની પડોશમાં રહું છું. એ નિત્ય ચોરી કરી ઘરમાં લાવે છે. અને લોકોને લુંટી લે છે વિગેરે જૂઠી વાર્તાઓ બનાવીને સરકારના મનુષ્યને સમજાવ્યા કે તમે એને મારી નાંખો તો ઘણું સારું, સરકારના મનુષ્યોએ

તે પડોશીની વાત સાચી માનીને તેને મારી નાંખ્યો અને ગામના દરવાજા પર તેનું માથું ટાંગી દીધું. અને વૃક્ષની સાથે ધડ બાંધ્યું. અને ગામમાં જાહેર કર્યું કે જે મનુષ્ય ચોરી કરશે તેના આ હાલ થશે. તેના મોટાભાઈએ ઘેર ન્હાઈ રસોઇ કરી ભોગ ધરી વૈષ્ણવોને પ્રસાદ લેવરાવ્યો વૈષ્ણવોને જવાની ઉતાવળ હતી. તેથી બે પાતળ ઘરમાં ઢાંકી મૂકી એક પોતાની અને એક ભાઈની જ્યારે ભાઇ આવશે ત્યારે પ્રસાદ લઈશ. આ પ્રમાણે વિચાર કરીને બે પાતળ ઢાંકીને વૈષ્ણવોને વળાવવા ગયો; ગામના દરવાજા પર જુએ છે તો ભાઈનું માથું અને ધડ ટાંગેલાં છે. આ જોઈને તે ઘણો ઉદાસ થયો; પોતે સેવામાં ન્હાયો હતો ત્યારે નાનો ભાઈ માર્યો ગયો એવી ખબર પ્રથમ તેને ન પડી. દરવાજા પર જોઇને રોવા લાગ્યો. અને ધડ હાથ જોડીને વૈષ્ણવોને જયશ્રીકૃષ્ન કરવા લાગ્યું, વૈષ્ણવ જોઇને ઘણા ચકિત થયા. અને ધડ તથા શીશ છોડીને ધડના ઉપર શીશ મેળાવી દીધું. અને શ્રી નાથજીનું પ્રસાદી વસ્ત્ર તેના ગળામાં બાંધી દીધું, અને તેના મુખમાં ચરણામૃત મેલ્યું, વૈષ્ણવોની કૃપાથી નાનો ભાઇ જીવતો થયો. અને ઊઠી વૈષ્ણવોને દંડવત કરવા લાગ્યો. અને વિનતિ કરી કે આજનો દિવસ આજ કૃપા કરીને રહો. એટલામાં રાજાના મનુષ્યોએ આ સર્વ વાર્તા રાજાને કહી કે જે બ્રાહ્મણને આજ સવારે માર્યો હતો તેને વૈષ્ણવોએ જીવતો કર્યો આ સાંભળી રાજા બીન્યો અને આવી વૈષ્ણવોને નમી પડયો અને વિનતિ કરી કે મારો અપરાધ [illegible] મને તમારો દાસ

કરો જેમ બને તેમ મને શરણુ લો. રાજાએ સાચોરા બન્ને ભાઈના પડોશીને પકડાવી મારી નાંખવાનો હુકમ કર્યો વૈષ્ણવોએ તેને છોડાવ્યો રાજાએ કહ્યું કે વૈષ્ણવદ્રોહી, અને ધર્મદ્રોહી મારા ગામમાં ન જોઈએ રાજાએ દેશબહાર તેને કાઢી મુકયો. અને તેનું ઘર લુંટી લીધું. વૈષ્ણવોની સાથે રાજા ગોકુળ ગયો અને વૈષ્ણવ થયો, એ બંને ભાઈ સાચોરા એવા કૃપાપાત્ર હતા જેમની ચિત્તની વૃત્તિ દિવસ રાત શ્રી ગુસાંઈજીના ચરણારવિંદમાં અને વૈષ્ણવની સેવામાં રહેતી હતી પછી રાજાએ બંને ભાઇ સાચોરાને આજીવિકા કરી દીધી એ બન્ને ભાઈ સાચોરા એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(રામદાસ ખંભાતના વાસીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૭૫ મી).

એકવાર શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે રામદાસજીને નામ નિવેદન કરાવ્યું, રામદાસજી શ્રી ગુસાંઇજીને પૂછયું કે હવે શું આજ્ઞા છે ? ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે અષ્ટાક્ષરનો અને પંચાક્ષરનો જપ કરો, રામદાસજી એકાંતમાં બેસી જપ કરતા. રામદાસજીને શ્રી ગોવર્ધનનાથજીએ દર્શન દીધાં અને કહયું કે તમે વ્રજમાં આવી મારી સેવા કરો રામદાસજી વ્રજમાં જઈ શ્રી ગુસાંઇજીની આજ્ઞા લઈ શ્રીનાથજીના શાકઘરની સેવા કરવા લાગ્યા, શ્રી નાથજી શાકઘરમાં આવી રામદાસજીની સાથે વાતો કરતા હતા એક દિવસ ગુલાલ કુંડ ઉપર શ્રીનાથજી પધાર્યા અને રામદાસજીને કહી ગયા કે શીતલ સામગ્રી લઇને તમે ગુલાલ કુંડપર આવજો, રામદાસજી લઈને ગયા, ત્યાં શ્રીનાથજી આરોગ્યા અને સર્વ

સખામંડળીને વીંટી દીધી; આ સર્વ લીલાનાં દર્શન રામદાસજીને થયાં એટલામાં શંખનાદ થયો. શ્રી નાથજી તો ઝટ મંદિરમાં પધાર્યા અને રામદાસજી તો ધીરે ધીરે ભોગના દર્શન વખત આવી પહોંચ્યા. મનમાં બીવા લાગ્યા કે શ્રી ગુસાંઇજી શું કહેશે, શ્રી નાથજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું કે રામદાસજીને મારી સાથે લઇ ગયો હતો જેથી તમે એને કાંઈ પણ કહેશો નહિ, શ્રી ગુસાંઈજીએ રામદાસજીને કહ્યું કે શ્રી નાથજી જ્યાં તમને લઇ જાય ત્યાં નિત્ય જાઓ, તમારાં મહા ભાગ્ય છે. શાકઘરમાં બીજો માણસ રાખી લઈશું અને તમને અવકાશ હોય ત્યારે શાકઘરમાં સેવા કરજો. એક દિવસ શ્રી નાથજી રામદાસજીને કદમખંડીપર લઇ ગયા. ત્યાં રાસ કર્યો ગોવિંદસ્વામી કીર્તન ગાતા હતા અને શ્યામદાસ મૃદંગ વગાડતા હતા. આવી અનેક લીલાનાં દર્શન શ્રીનાથજીએ રામદાસજીને કરાવ્યાં એ રામદાસજી અષ્ટાક્ષર મંત્રના જપથી એવા કૃપાપાત્ર થયા, નારદ પંચરાત્રીમાં કહ્યું છે કે.

श्लोक–किं मंत्रैर्बहुभिर्विनश्वरफलैरायाससाध्यर्मखैः
किं चिह्नीपविधानमात्राविफलैः संसारदुःखायवै ॥
एक सन्नपि सर्वमंत्रफलदो लेपादिदीपोज्झितः
श्रीकृष्णः शरणं ममेति परमो मन्त्रोयमष्टाक्षरः ॥१॥

તે અષ્ટાક્ષરનો જપ કરતા શ્રીનાથજી પુષ્ટિમાર્ગ રાખવાને માટે રામદાસજીને લીલાના દર્શન કરાવતા. જે કોઈ વૈષ્ણવ અષ્ટાક્ષર મંત્રનો જપ કરશે તેના સર્વ મનોરથ પૂર્ણ થશે.

(તારાચંદભાઈની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૭૬ મી)

તારાચંદભાઈ શ્રી ગોકુલમાં શ્રી ગુસાંઈજીના દર્શન કરવા આવ્યા ત્યારે શ્રી ગુસાંઇજીનાં સાક્ષાત પૂર્ણ પુરુષોતમનાં

દર્શન થયાં. તારાચંદભાઇએ નામ નિવેદન કરાવ્યું. અને શ્રી નવનિત પ્રિયાજીના સ્વરૂપમાં આસકત થયાં. કોઇ દિવસ તારાચંદભાઇનું મન ચળાયમાન થવા લાગ્યું ત્યારે શ્રી ગુસાંઇ જીએ અંતર્યામીપણાથી સર્વ વાત જાણી છે. જેથી પોતાનું મોટું ભાગ્ય માન્યું, અને ઘણી શિક્ષા માની અને મનને સ્થિર કરવાના ઉપાય શોધવા લાગ્યા, સર્વોતમજીમાંથીશોધી કાઢયું. તે

श्लोक—श्रद्धाविशुद्धबुद्धिर्यःपठत्यनुदिनंजनः ॥
सः तदेकमना सिद्धिमुक्तांप्राप्नोत्यसंशयः ॥१॥

આ પ્રમાણે તારાચંદભાઇએ વિચાર કર્યો કે જો શ્રદ્ધા સહિત શુદ્ધ બુદ્ધિ સહિત સર્વોત્તમજીના પાઠ કરે અને એકસો આઠ નામના અર્થ જો ચિત્તમાં ધારણ કરે તો તેનું મન સ્થિર થાય છે. અને કૃષ્ણાધરામૃતરૂપી જે સિદ્ધિ છે તે જીવને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. આવો વિચાર કરીને શ્રી ગુસાંઇ-જીની આજ્ઞાથી તારાચંદભાઈ સર્વોત્તમજીનો પાઠ કરવા લાગ્યા, થોડા દિવસમાં શ્રી ઠાકુરજી અનુભવ જણાવવા લાગ્યા. એ તારાચંદ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( એક બ્રાહ્મણની પુત્રીની વાર્તા. ) प्रसंग १ लो ( વાર્તા ૭૭ મી. )

બ્રાહ્મણ ઘણો પંડિત હતો અને કર્મ માર્ગમાં આસક્ત હતો. બ્રાહ્મણ શ્રી ગોકુળ આવ્યો અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો અને ભગવત્સેવા કરવા લાગ્યો. એક દિવસ બ્રાહ્મણ વૈષ્ણવે શ્રી ગુસાંઈજીનાં મુખથી દૈવીજીવના લક્ષણ સાંભળ્યાં કે દૈવીજીવ લૌકિક કર્મ અને વૈદિક કર્મ કપટથી કરે છે અને જોન કરે તો તેને કંઇ બાધા નથી. લોક શિક્ષાર્થ કરે છે. પુષ્ટી પ્રવાહ મર્યાદા ગ્રંથમાં કહ્યું છે.

श्लोक—लौकिकत्वं वैदिकत्वं कापट्यात्तेषु नान्यथा ॥
वैष्णवत्वं हि सहजं ततोन्यत्र विपर्ययः ॥

આ વાત સાંભળીને મનમાં વિચાર કર્યો કે કર્મમાર્ગ-માંથી આસક્તિ છોડવી જોઇએ. શ્રી ઠાકુરજી પધરાવી પોતાને દેશ આવી સેવા કરવા લાગ્યો ચપટી માગી લાવી નિર્વાહ કરે અને શ્રી ઠાકુરજીની મંગળાથી સેન સુધી આખો દિવસ સેવા કરે. કર્મ કરવાનો અવકાશ રહે નહિ. એક દિવસ ઘણીવાર થઈ તેથી ઝટ ઝટ વાળવા લાગ્યો. પરંતુ શ્રી ઠાકુ-રજીને મોડું ન થાય એવું મનમાં સમજ્યો. સાવરણીની દોરી તુટી ગઈ તેથી જનોઈ ઉતારીને સાવરણી બાંધી, શ્રી ઠાકુરજી બ્રાહ્મણને જોઈને હસ્યા અને કહેવા લાગ્યા કે હું તારાપર પ્રસન્ન છું. તું જાણે છે કે બ્રાહ્મણ જો વેદકર્મ ન કરે તો નર્કમાં જાય તો પણ તેં મારે લીધે નર્કમાં જવું કબુલ રાખ્યું: તેથી હું તારાપર બહુ પ્રસન્ન છું, અને તું જે માગે તે તને આપું. બ્રાહ્મણે હાથ જોડીને વિનંતી કરી કે મહારાજ, મારે કંઇ પણ જોઈતું નથી. આપ સદા મારી સાથે બોલો અને વાતચીત કરો એથી અધીક હું કંઇ માગતો નથી. શ્રી ગુસાંઇજીની કૃપાથી મને આટલું સુખ થયું છે. શ્રી ઠાકુરજીએ કહ્યું કે તું જનોઇ પહેરી લે ત્યારે બ્રાહ્મણે કહ્યું કે મારે કર્મમાર્ગનું શું કામ છે, શ્રી ઠાકુરજીએ કહ્યું કે લોકોને દેખાડવાને પહેરવી જોઇએ ત્યારે તે બ્રાહ્મણ જનોઈ પહેરી સેવા કરવા લાગ્યો. અને નિત્ય શ્રી ઠાકુરજી તેની સાથે બોલતા અને અનુભવ જણાવતા. એ બ્રાહ્મણ શ્રી ગુસાંઈજીનો એવો કૃપાપાત્ર હતો જેણે નર્કમાં જવું કબુલ કર્યું પરંતુ પ્રભુને મોડું ન થવા દીધું.

( હરિદાસ તથા મોહનદાસની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૭૮ મી).

હરિદાસ ઘરમાં શ્રી ઠાકુરજીની સેવા કરતા હતા અને મદનમોહનદાસ તેમને ઘેર આવી ઉતરતા હતા. અને દિવસ તથા રાતે બન્ને જણા ભગવદરસમાં છકયા રહેતા હતા. હરિદાસજી મોહનદાસમાં ઘણા આસક્ત થયા. મોહનદાસ વિના એક ક્ષણ પણ રહી શકતા નહોતા. ભગવત્સેવા કર્યા કરતા અને ગ્રન્થ વાંચ્યા કરતા હતા. સાક્ષાત શ્રી ઠાકુરજીનો આવિર્ભાવ મોહનદાસજીમાં માનતા. જ્યારે મોહનદાસ જવાની વાત કરતા ત્યારે હરિદાસજીને મુર્છા આવી જતી અને એવી ભાવના કરતા કે જન્મપર્યંત મોહનદાસજી અહીંથી ન જાય તો સારું, એક દિવસ મોહનદાસજીએ સવારે જવાનો નિશ્ચય કર્યો ત્યારે હરિદાસજીએ સ્ત્રીને કહ્યું કે તું શ્રી ઠાકુરજી અને પુત્ર વિગેરે બધું સંભાળી રાખ. મારો પ્રાણ નહિ રહે આ સાંભળીને સ્ત્રીએ વિચાર કર્યો કે મોહનદાસજી અહીંથી ન જાય અને મારા પતિનો પ્રાણ રહે એવો ઉપાય કરું. આ પ્રમાણે વિચાર કરીને રાત્રે પુત્રને ઝેર આપ્યું. પાછલી રાત્રે પુત્રે પ્રાણ તજ્યા અને તે રોઇ પડી. મોહનદાસજી તૈયારી કરતા હતા તેમણે કમર છોડીને સ્ત્રીને જઇને પુછયું કે પુત્ર રાત્રે તો સારો હતો આજે શું થયું, તમે સાચેસાચું કહી દો. સ્ત્રીએ સાચે સાચું કહી દીધું. મોહનદાસજી ચકિત થયા અને એવો વિચાર કર્યો કે એનો કેવો સ્નેહ છે. અને હું કેવો કઠણ છું. આ પ્રમાણે વિચાર કરીને ને બાળકના મુખમાં ચરણામૃત મુકયું ને ભગવાન્નામનો ઉચ્ચાર કર્યો. શ્રી ઠાકુરજીને વિનતિ કરીને તે

બાળકના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહ્યો એટલે તે જીવતો થયો ત્યારથી મોહનદાસજીએ એવું પણ લીધું કે હરિદાસજી ધક્કા મારીને કાઢે તો પણ અહીંથી ન જવું. જન્મપર્યંત મોહનદાસ હરિદાસને ત્યાં રહ્યા. એ હરિદાસ અને હરિદાસની સ્ત્રી એવાં કૃપાપાત્ર હતાં જેમણે વૈષ્ણવનો સંગ ન છોડયો અને તેને માટે પુત્ર જેવી ચીજનો ત્યાગ કર્યો. હરિદાસનો આવો સ્નેહ જોઈને શ્રી ઠાકુરજી ઘણા પ્રસન્ન થયા. વધારે શું લખીએ?

( એક ચોરની વાર્તા ) ( प्रसंग १ लो. ) (વાર્તા ૭૯ મી.)

એ ચોર શ્રી નવનીતપ્રિયાજીના મંદિરમાં રાત્રે સંતાઇ રહ્યો. પાત્ર આભૂષણ તથા વસ્ત્રો બધાં એકઠાં કરીને એક ગાંસડી બાંધી. આખી રાત ઉપાય કર્યા પરંતુ સવાર સુધી તે ગાંસડી ઉંચકી શકયો નહિ અને ચોર પકડાઇ ગયો. અને તેને શ્રીગુસાંઇજીની પાસે લઈ ગયા. શ્રીગુસાંઇજીએ કહ્યું કે આને છોડી દો પૃથ્વીપતિને ખબર પડશે તો આને મારી નાંખશે. શ્રી ગુસાંઇજીને દયા આવી તેથી ચોરને છોડી મુકયો. ચોરના મનમાં એમ આવ્યું કે મારો પ્રાણ જાત. પરંતુ શ્રી ગુસાંઇજીએ મારા પર કૃપા કરીને મને પ્રાણદાન આપ્યું તેથી તેમને શરણ જાઉં તો ઠીક પછી તે ચોર શ્રી ગુસાંઇજીનો સેવક થયો શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તું ચોરી ન કર. ત્યારે તે ચોરે હાથ જોડીને કહ્યું કે ચોરી કર્યા વિના મારાથી રહેવાશે નહિ. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે તું નિર્દય થઇને ચોરી કરીશ નહિ. જેની પાસે રૂ. ૧૦૦ હોય તેની પાસેથી બે રૂપિયા જેટલી ચોરી કરે તો તેનું મન ન દુઃખે અને સત્ય ભાષણ કરે તો

શ્રી પ્રભુજી દયાલ છે તો તારું મન ફેરવી નાંખશે અને આપના ચરણારવિંદમાં લગાવશે. આ પ્રમાણે કહીને ચોરને વૈષ્ણવતાની રીતિ શીખવાડી વિદાય કર્યો. ચોરે એવો વિચાર કર્યો કે કોઇ રાજાની ચોરી કરું તો એકવાર કામ થઇ જશે. ગરીબની ચોરી નહિ કરું, આ પ્રમાણે તેના મનમાં વિચાર આવતાં તે ચોર રાજાને ઘેર ચોરી કરવા ગયો અને વળી સારો માણસ બનીને, રાજાના દરવાજા પર પુછ્યું તો તેણે સત્ય કહ્યું. તમે ક્યાં જાઓ છો ત્યારે ઉત્તર દીધો કે ચોરી કરવા જઉ છું. શ્રી ઠાકુરજીની પ્રેરણાથી સર્વના મનમાં એમ આવ્યું કે મશ્કરી કરે છે. તેથી કોઈએ તેને રોકયો નહિ અને નિશંકપણે રાજાના ઘરમાં ચાલ્યો ગયો. ચોરી કરીને આવ્યો ત્યારે પાછું સત્ય કહ્યું પરંતુ બધાએ મશ્કરી જાણી, પછી જ્યારે ખબર પડી ત્યારે માલુમ પડયું એટલે તપાસ કરી ઘરમાંથી ઝવેરાત ગયું હતું. ચોરને પકડી લાવ્યા રાજાએ ચોર વૈષ્ણવને પુછ્યું કે તેં ચોરી કેવી રીત કરી ? ત્યારે તેણે સર્વ હકીકત કહી. અને કહ્યું કે મેં સર્વ મનુષ્યને કહ્યું હતું, પરંતુ તેમણે મારી વાત સાચી માની નહિ. રાજાએ તે વાતની તપાસ કરી તો ચોરની વાત બધી સાચી જણાઈ. રાજાએ તેને નોકર રાખ્યો અને સઘળું કામ સોંપ્યું. તેણે માથે તમામ ઉપાડી લીધું, અને શ્રી ગુસાંઈજીને પધરાવી ઘણું દ્રવ્ય ભેટ કર્યું. અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. શ્રી ગુસાંઇજીની કૃપાથી પરમ ભગવદિય થયો એ ચોરને શ્રી ગુસાંઇજીની આજ્ઞાનો એવો વિશ્વાસ હતો. તેથી

તેનું લૌકિક અને અલૌકિક બધું સિદ્ધ થયું.

( દયાળદાસ વાણિયાની વાર્તા. ) પ્રસંગ ૧ લો ( વાર્તા ૮૦ મી. )

દયાળદાસની પાસે લાખ રૂપીઆ હતા. તે તેમણે પૃથ્વીમાં દાટી મુકયા. અને એક પૈસો પણ ખર્ચ ન કરવો એવું નિયમ લીધું. એક દિવસ શ્રી ગુસાંઇજી ત્યાં પધાર્યા અને દયાળદાસ સેવક થયો અને કહ્યું કે મહારાજ એક પૈસો ખર્ચ ન થાય અને મારું કલ્યાણ થાય એવો રસ્તો બતાવો. રોજ બાર આના કમાઉં છું અને ચાર આના ખર્ચ કરું છું. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે તું માનસી સેવા કર. તેણે માનસી સેવાની બધી રીત શીખી લીધી પછી નિત્ય તે માનસી સેવા કરતો બે પહોર સુધી બીજું કામ ન કરતો. આમ કરતાં કરતાં એક દિવસ માનસી સેવામાં ખીર કરી, તેમાં ખાંડ ઘણી પડી. તે કાઢવા લાગ્યો. શ્રી ઠાકુરજીએ તેનો હાથ પકડયો અને આજ્ઞા કરી કે આમાં તો તારે ખર્ચ નથી થયું, તું ખાંડ કેમ કાઢે છે? આ વાત સાંભળતાં તેનું અંતઃકરણ ખુલી ગયું. અને ભગવદ સ્વરૂપ સાક્ષાત્કાર થઈ ગયું, લાખ રૂપિયા હતા તે શ્રી ગુસાંઈજીને મોકલી દીધા અને જેવું દ્રવ્યમાં ચિત્ત હતું તેવું શ્રી ઠાકુરજીમાં લાગ્યું. એ દયાળદાસ વાણિયા એવા કૃપાપાત્ર હતા જેને ફળરૂપ માનસી સિદ્ધ થઈ.

( સ્ત્રી પુરુષની વાર્તા. ) પ્રસંગ. ૧ લો. ( વાર્તા ૮૧ મી. )

એ બન્ને જણ શ્રી ગુસાંઇજીનાં સેવક થયાં અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યાં. એક દિવસ સ્ત્રી પડોશીના ઘરમાં ગઇ તો ત્યાં તેણે ઘણો વઇભવ દીઠો. ત્યારે તેણે પુછ્યું કે

તમારે વઈભવ કેવી રીતે થયો. ત્યારે તેણે કહ્યું કે અમે દેવીની પુજા કરિયે છીયે તેથી થયો. તમે દેવીની પુજા કરો તો તમારે પણ વઈભવ વધી જાય. ત્યારે વૈષ્ણવની સ્ત્રીએ પડોશિની દેવીની મુરતી લાવીને ઘરમાં બેસાડી. અને પતિને કહ્યું કે દેવીની પુજાનો સામાન લાવો. વૈષ્ણવ પૈસા વેચતો હતો તે પૈસા વેચવા ગયો અને ગાંધીની દુકાને દેવીની પુજાનો સામાન લેવા બેઠો. સામાન લીધો પરંતુ પૈસાની કોથળીને બદલે ગાંધીની ભુલથી રૂપઇયાની કોથળી લઇ લીધી. આથી ગાંધી તેને સરકારમાં પકડી લઇ ગયો ત્યાં હાકેમે એ ન્યાય કર્યો કે આને ગધેડા પર બેસાડી આખા ગામમાં ફેરવવો, આ પ્રમાણે કરવામાં પણ આવ્યું. આથી વૈષ્ણવના મનમાં એમ આવ્યું કે મેં અન્યાશ્રય કર્યો તેનું આ ફલ થયું ઘેર જઇને તત્કાળ દેવીનું સ્વરૂપ પાછું પડોસીને ઘેર આપી દીધું. અને ચિત્ત લગાડી શ્રી ઠાકુરજીની સેવા કરવા લાગ્યો. તેના મનમાં એવો નિશ્ચય થયો કે વૈષ્ણવને અન્યાશ્રય સર્વથા બાધા કરે છે તેથી વૈષ્ણવને અન્યાશ્રય ન કરવો. અન્યાશ્રયથી અનિષ્ઠ થાય છે. અને શ્રી ઠાકુરજી અપ્રસન્ન થાય છે. તેથી અન્યાશ્રય સર્વથા ન કરવો એવી શિક્ષા તે વૈષ્ણવને લાગી. એ સ્ત્રી પુરુષ એવાં કૃપાપાત્ર હતાં. જેમને અન્યાશ્રય છોડાવીને શ્રી ઠાકુરજી બોલવા લાગ્યા.

(દેવભાઇ પટેલની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૮૨ મી.)

દેવભાઈ પટેલ ગુજરાતમાં રહેતા અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરતા, અને નિત્ય નિયમથી વૈષ્ણવને પ્રસાદ

લેવરાવતા, જે દિવસ પ્રસાદ લેનાર વૈષ્ણુવ કોઈ ન મળે તે દિવસ દેવભાઈ અને તેમની સ્ત્રી ભુખ્યાં રહેતાં હતાં અને ભગવદ રસમાં છકયાં રહેતાં. એક દિવસ શ્રી ગુસાંઈજી ગુજરાત પધાર્યા ત્યારે દેવભાઈના પુત્રે શ્રી ગુસાંઇજીને વિનતી કરી કે મહારાજ, જે દિવસ વૈષ્ણુવ નથી આવતા, તે દિવસ દેવભાઇ ભુખ્યા રહે છે. અને હું પ્રસાદ લઈ ખેતી કરવા જાઉં છું, માતા પિતાને ભુખ્યા રાખી હું પ્રસાદ લઉં છું એ અપરાધ કેવી રીતે મટે, એને આજ્ઞા કરી કે તું નિત્ય ન્હાઇને શ્રી ઠાકુરજીના ચરણુ સ્પર્શ કર અને ભોગ ધરે તો તારો અપરાધ નિવૃત થશે. અને દેવભાઇને શ્રી ગુસાંઈજીએ કહ્યું કે જે દિવસ કોઈ વૈષ્ણુવ ન આવે તે દિવસ ગાયને પાતળ ધરીને તમે પ્રસાદ લ્યો, તે દિવસથી દેવભાઇએ તે પ્રમાણે કરવા લાગ્યા, દેવભાઇનો પુત્ર ખેતી કરતો તેમાં ઘણું દ્રવ્ય આવતું હતું, જેટલું ઘરમાં ખરચ થતું તેટલું દ્રવ્ય ખર્ચ કરતા અને વધારાનું દ્રવ્ય શ્રી નાથજીદ્વારામાં મોકલી દેતા. એ દેવભાઈ પટેલ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા,

(એક ડોસી ધાણી પુણીવાળાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૮૩ મી.)

એ ડોસીએ શ્રી ગુસાંઇજીને વિનતી કરીને શ્રી ઠાકુરજી માથે પધરાવ્યા. અને સેવા કરવા લાગી. એ ડોસી સુતર કાંતીને નિર્વાહ કરતી, જ્યારે કાંતવા બેસે ત્યારે શ્રી ઠાકુરજી પુણીના ગાદી તકીયા કરીને બેસતા. અને એકેક પુણી તે ડોસીના હાથમાં કાંતવાને આપતા. જ્યારે ભુખ લાગતી ત્યારે

શ્રી ઠાકુરજી તે ડોસી પાસે ધાણી માગતા. એક દિવસ ડોસીની આ વ્યવસ્થા શ્રી ગુસાંઇજીના ત્રીજા લાલજી શ્રી બાલકૃષ્ણજીએ જોઈ. અને તે ડોસીને કહ્યું કે આ લાલજી મને આપ તે ડોસીએ લાલજી પધરાવી દીધા. પરંતુ ડોસી શ્રી ઠાકુરજી વિના ઘણી દુ:ખી થઇ. શ્રી ઠાકુરજી ડોસીની આર્તી સહી ન શકયા, શ્રી ઠાકુરજીએ શ્રી બાલકૃષ્ણજીને કહ્યું કે મને ડોકરીને ઘેર પહોંચાડો, ધાણી પુણી વિના મારે ચાલતું નથી. શ્રી બાલકૃષ્ણજી તેજ રાત્રે શ્રી ઠાકુરજીને તે ડોસીને ઘેર પધરાવી આવ્યા અને કહ્યું કે જેમ તું નિત્ય કરે છે તેમ કર્યા કર, શ્રી ઠાકુરજી તારાપર પ્રસન્ન છે, એ ડોસી એવી કૃપાપાત્ર હતી, જેના વિના શ્રી ઠાકુરજી રહી ન શકયા.

(ક્ષત્રી મથુરામાં રહેતા તેની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૮૪ મી.)

એ ક્ષત્રી શ્રી ઠાકુરજી પધરાવી સેવા ઘણી સારી રીત કરતો. અને ભગવદવાર્તા ઘણી સારી કરતો. પુષ્ટી માર્ગના ગ્રંથ અને તેના ભાવાર્થ શ્રી ગુસાંઇજી પાસેથી તેણે સાંભળ્યા હતા, મથુરાનાં વૈષ્ણવ ભગવદવાર્તા સાંભળવાને ક્ષત્રી વૈષ્ણવને ઘેર આવતા હતા, એ ક્ષત્રી વૈષ્ણવ નિત્ય પોતાને હાથે ચણા સેકીને ભોગ ધરતા હતા અને મંડળીમાં વેંચતાં હતા, આમ કરતાં કરતાં ઘણા દિવસ થયા ત્યારે એક શેઠ દ્રવ્યપાત્ર મંડળીમાં આવવા લાગ્યો. તે ચણાનો પ્રસાદ લઇને નાખી દેતો. શ્રી મહાદેવજી વૈષ્ણવનું રૂપ ધરીને નિત્ય મંડળીમાં આવતા હતા. કોઇને ખબર પડતી નહોતી. માત્ર

એક તે ક્ષત્રી વૈષ્ણવ ઓળખતો હતો પેલો શેઠ જે ચણાનાંખી દેતો તે શ્રી મહાદેવજી વીણી લેતા, એક દિવસ ક્ષત્રી વૈષ્ણવે મહાદેવજીને ચણા વીણતા જોયા. પછી શેઠને મંડળીમાં આવવાની ના કહી. ત્યારે શેઠ શ્રીગોકુલ ગયો. શ્રી ગુસાંઇજી તેની સાથે બોલ્યા નહી અને શ્રી નવનીતપ્રિયાજીએ દર્શન દીધાં નહિ. એટલે શેઠ પાછો મથુરા આવ્યો અને ક્ષત્રી વૈષ્ણવને નમી પડયો, ત્યારે ક્ષત્રી વૈષ્ણવે કહ્યું કે તમે ભગવદ પ્રસાદનો અનાદર કર્યો તેથી તમને મંડળીમાં આવવાનો અધીકાર નથી. શેઠ દીનતા કરી નમી પડયો ત્યારે તેને મંડળીમાં આવવા દીધો. પછી શ્રી ગુસાંઈજીએ અને શ્રી નવનીતપ્રિયાજીએ દર્શન દીધાં, વૈષ્ણવે જ્યાં ન્યાતિવ્યવહાર બાધ ન કરે એવો પ્રસાદ મળે તો સર્વથા અપમાન ન કરવું એવો વિચાર રાખવો. એ ક્ષત્રી વૈષ્ણવ એવો કૃપાપાત્ર હતો. જેણે કરોડપતિ શેઠને તુચ્છ ગણ્યો અને જેને લીધે શ્રી ગુસાંઇજીએ અને શ્રી ઠાકુરજીએ શેઠનો ત્યાગ કર્યો. એ ક્ષત્રી વૈષ્ણવ એવો કૃપાપાત્ર ભગવદીય હતો.

(નિષ્કચન સ્ત્રી પુરુષની વાર્તા.) પ્રસગ ૧ લો (વાર્તા ૮૫ મી.)

એ સ્ત્રી પુરુષ શ્રી ઠાકુરજીની સેવા કરતાં હતાં તે ગામમાં એક શેઠ રહેતો હતો તે શેઠને ઘેર એક દિવસ તે વૈષ્ણવની સ્ત્રી શ્રી ઠાકુરજીનાં દર્શન કરવા ગઇ તો વૈભવ ઘણો દીઠો મનમાં એમ આવ્યું કે મારે ઘેર શ્રી ઠાકુરજીને આવો વૈભવ હોય તો સારું. પછી પોતાને ઘેર આવીને પોતાના પતિને કહ્યું કે હું તો વૈભવથી સેવા કરીશ. પતિએ કહ્યું કે

દ્રવ્ય તો ઘણું છે પરંતુ દ્રવ્યથી અનર્થ ઘણો છે, દ્રવ્ય હોય તો કોઈની વાત મનમાં ન આવે, ખરચવાનું મન થાય નહિ અને અભિમાન આવ્યા વિના રહે નહિ; દ્રવ્યવાન અપરાધથી બીએ નહિ, દ્રવ્યવાન ગરીબની પ્રીત કરે નહિ દ્રવ્યવાન સારા ખોટાની પરીક્ષા કરે નહિ દ્રવ્યવાન ગરીબનું ઘણું અપમાન કરે જેથી દ્રવ્યમાં ઘણો અનર્થ છે, દ્રવ્યવાન સત્સંગ કરે નહિ, દ્રવ્યવાન કોઈનું અહિત કરતાં બીએ નહિ જેથી તું દ્રવ્યની અપેક્ષા છોડી દે; પરંતુ તે સ્ત્રીએ માન્યું નહિ અને કહેવા લાગી કે વૈભવ વિના હું સેવા નહિ કરું. રીસાઈને બેસી રહી બે દિવસ સુધી સેવા ન કરી તેનો પતિ એકલો સેવા કરે, ત્રીજે દિવસે તેના પતિએ કહ્યું કે અહીંથી દશ ગાઉ દૂર એક ઝાડ છે તેની નીચેથી જેટલું જોઈએ તેટલું દ્રવ્ય તું લઈ આવ. તે સ્ત્રી ટોપલા લઈને ગઈ, વૃક્ષ નીચે ધરતી ખોદી તો દ્રવ્ય ઘણું નીકળ્યું. તે સ્ત્રી ટોપલા ભરવા લાગી ત્યારે વૃક્ષની અંદરથી વાણી થઈ કે તું મને કંઈ આપીને દ્રવ્ય લઈજા. ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે તારે શું જોઈએ છીએ. ત્યારે તેણે કહ્યું કે તારે ઘેર શ્રી ઠાકુરજી બીરાજે છે તે તું ઝારી ભરે છે, જેટલી ઝારીનું ફળદે તેટલા ટોપલા દ્રવ્ય લઈ જા ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે હું દ્રવ્ય લઈ જઉ છું હવે જેટલી ઝારી ભરીશ તેમાંથી નિત્ય એક ઝારીનું ફળ દઈશ અને નિત્ય એક ટોપલી ભરીને દ્રવ્ય લઈ જઈશ જ્યારે દ્રવ્ય નહિ લઉ ત્યારે ઝારીનું ફળ નહિ દઉં, તે વૃક્ષ બોલ્યું કે હવે તું ઝારી ભરીશ તેનું ફળ જોઈતું નથી. કારણ કે તારી પાસે દ્રવ્ય થશે તેથી તારી[illegible] શ્રી ઠાકુરજી અંગીકાર

નહિ કરે ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે કેમ અંગીકાર નહિ કરે ત્યારે વૃક્ષે કહ્યું કે તારું ચિત્ત દ્રવ્યમાં રહેશે, શ્રી ઠાકુરજી ચિત્ત લાગ્યા વિના અંગીકાર કેમ કરે. આજ પહેલાં જે તેં ઝારી ભરી છે તેનું ફળ દે તો દ્રવ્ય લઈ જા, ત્યારે સ્ત્રીએ કહ્યું કે તમારા કહેવાથી મને નિશ્ચય થયો કે નિષ્કંચનપણાથી ઝારી શ્રી ઠાકુ-રજી અંગીકાર કરે છે. હવે હું ઝારીનું ફળ દઈશ નહિ અને દ્રવ્ય લઇશ નહિ. મારે દ્રવ્ય જોઈતું નથી. નિષ્કંચન થઇને હું શ્રી ઠાકુરજીની ઝારી ભરીશ તો પોતે અંગીકાર કરશે. આ પ્રમાણે કહીને સ્ત્રીએ દ્રવ્ય દાટી દીધું અને પોતે ચાલી ગઈ. ઘેર આવીને પતિને કહ્યું કે હું તો નિષ્કંચનપણે ઝારી ભરીશ. મેં તમારું કહ્યું ન માન્યું અને દ્રવ્યપાત્ર શેઠને ઘેર દર્શન કરવા ગઈ તો મારી બે દિવસની સેવા છુટી તો જો દ્રવ્ય મારા ઘરમાં આવે તો કોણ જાણે કેટલી સેવા છુટશે, નોકર રાખું અને બધી સેવા તેમની પાસે કરાવું અને હું વૈભવની રક્ષા કરું જેથી મારે દ્રવ્ય જોઈતું નથી. આ પ્રમાણે કહીને સેવા કરવા લાગી એ સ્ત્રી પુરુષ શ્રી ગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં જેમણે ભગ-વદસેવા છોડીને દ્રવ્ય ગ્રહણ ન કર્યું તેથી તેમની વાત શું કહીએ ?

પટેલ વૈષ્ણવની વાર્તા. ( प्रसंग १ लो. ) ( વાર્તા ૮૬ મી. )

પટેલ ગુજરાતથી આવી શ્રી ગુસાંઈજીનો સેવક થયો. અને બધી વ્રજયાત્રા કરી આવ્યો, એક દિવસ શ્રી ગુસાંઇજી કથા કહેતા હતા. ત્યાં શ્રી યમુનાષ્ટકની કથા તે પટેલ વૈષ્ણવે સાંભળી. પટેલે પુછ્યું કે હે મહારાજ ! આઠ શ્લોકમાં અષ્ટ-

સિદ્ધિ આપે આજ્ઞા કરી, પરંતુ કયા શ્લોકમાં કઇ સિદ્ધિ વર્ણન કરી છે તે આપ કૃપા કરીને કહો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે સાક્ષાત સેવોપયોગી દેહની પ્રાપ્તિ જે સિદ્ધિ તે પહેલાં શ્લોકમાં કહી છે, તલ્લાલીવકોન જે સિદ્ધિ તે બીજા શ્લોકમાં કહી તદનુસાર ભવરૂપી જે સિદ્ધિ તે ચોથા શ્લોકમાં કહી છે, શ્રી યમુનાજીનું સ્વરૂપ ષટગુણ સંપન્ન છે તે પણ ચોથા શ્લોકમાં કહ્યું છે. ભક્તિ દાતૃત્વરૂપી જે સિદ્ધિ તે પાંચમા શ્લોકમાં કહી છે અને ભગવતાત્પર્યઇત્વરૂપી જે સિદ્ધિ તે છઠા શ્લોકમાં કહી છે. ભગવદ વશીકરણત્વરૂપી જે સિદ્ધિ તે સાતમા શ્લોકમાં કહી છે. અને ભગવદ રસપોષક-ત્વરૂપી જે સિદ્ધિ તે આંઠમાં શ્લોકમાં કહી છે. જેના પર ભગવદ કૃપા છે અને શ્રી યમુનાજી કૃપા કરે છે તેને એકેક શ્લોકમાં અષ્ટ સિદ્ધિ દર્શન દે છે આવી શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી. ત્યારે તે પટેલને શ્રી યમુનાજીએ નવાં દર્શન દીધાં. જે પ્રમાણે શ્રી ગુસાંઇજીએ કહ્યું હતું તેવાં દર્શન તે પટેલને થયાં. એ વૈષ્ણવ પટેલ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

( વ્રજવાસીની વાર્તા ) ( प्रसंग १ लो. ) (વાર્તા ૮૭ મી. )

આ વ્રજવાસી શ્રી નાથજીને પરે કહેતો, વ્રજવાસી ગાયોની ખિરકમાં સેવા કરતો હતો. અને એક સિધુ ભંડાર-માંથી લઈ જતો હતો. આઠે પહોર મન દઇ ગાયોની સેવા ઘણી સારી રીતે કરતો હતો. એમ એક દિવસ એ વ્રજવાસીએ શ્રી ગુસાંઇજીને કોઇ વૈષ્ણવને શ્રી ઠાકુરજી પધરાવી દેતા જોયા હતા. તેથી એક દિવસ આ વ્રજવાસીએ શ્રી ગુસાંઇજીને

વિનતિ કરી કે મને શ્રી ઠાકુરજી પધરાવી દો. આ વખતે શ્રી ગુસાંઇજી ન્હાઇને પધારતા હતા. આગળ એક પથરો પડયો હતો તે પથરાને શ્રી ગુસાંઇજીની ખડાઉની ઠોકર લાગી તેથી તે દૂર જઇ પડયો. વ્રજવાસી અહીં ઉભો હતો. શ્રી ગુસાંઇજી પરેપરે એમ બોલીને ભિતર પધાર્યા. વ્રજવાસીએ તે પથરો લઇ લીધો. અને એમ સમજયો કે શ્રી ગુસાંઇજીએ ઠાકુરજી પધરાવી આપ્યા, અને પરેપરે એવું શ્રી ઠાકુરજીનું નામ ધર્યું છે આવો તે ભોળો હતો, પથરાને ઠાકુરજી માની પધરાવી લઈ ગયો. અને મનમાં વિચાર કર્યો કે સિધું તો એક આવે છે તો પરે શું ખાશે અને હું શું ખાઇશ? આ પ્રમાણે સમજીને ભંડારીને કહ્યું કે મને બે સિધાં દે. ભંડારીએ બે સિધાં દીધાં જઇને રસોઈ કરી. વ્રજવાસી ઘણો ભોળો હતો, તેણે બે પાતળ તારી અને એક પાતળ મારી, શ્રી ઠાકુરજી પધાર્યા નહિ ત્યારે વ્રજવાસી કહેવા લાગ્યો કે ભાઇ તું આવીને તારી પાતળ સંભાળી લે, બરોબર છે કે કંઇ ફેરફાર છે, જો તું નહિ આવે તો હું બન્ને પાતળ તળાવમાં નાખી દઇશ. શ્રી ઠાકુરજી તેનો શુદ્ધ ભાવ જોઇને અને ભોળો જાણીને પધાર્યા અને સાક્ષાત સ્વરૂપ ધરીને જમવા લાગ્યા. આ પ્રમાણે નિત્ય કૃપા કરીને પધારતા. એક દિવસ શ્રી ગુસાંઇજીએ પૂછયું કે તું બે સિધાં શું કરે છે ત્યારે તેણે કહ્યું કે તમે પરે પધરાવી દીધા છે. તે એક પાતાળ ખાય છે અને એક પાતળ હું ખાઉં છું. આ વાત સાંભળીને શ્રી ગુસાંઇજી હસીને ચુપ રહ્યા, એક દિવસ ભંડારીએ તે વ્રજવાસીને કહ્યું કે સુરત જઇ ભેટ લઈ આવો.

વ્રજવાસીએ કહ્યું કે સુરત ગામ શું છે. ભંડારીએ કહ્યું કે સુરત ગામ શહેર છે. તે વ્રજવાસીએ કહ્યું કે ભેટ, પત્ર અને પ્રસાદની થેલી દો તો હું સુરત જાઉં, ત્યાંથી પ્રસાદ અને પત્ર લઇને રસોઇ કરી સુરતની તૈયારી કરી, અને કહ્યું કે ભૈયાપરે હું તો સુરત જઈશ તું આવીશ કે નહિ, શ્રી ઠાકુરજીએ કહ્યું કે હું આવીશ. ત્યારે તેણે કહ્યું કે તારા નાનકડા પગ છે ને નાનકડા હાથ છે તું કેમ ચાલી શકીશ ? શ્રી ઠાકુરજીએ કહ્યું કે હું થોડું થોડું ચાલીશ. અને થોડીવાર તારા ખભા ઉપર બેસીશ, આટલું કહીને શ્રી ઠાકુરજી વ્રજવાસીની સાથે ચાલ્યા. બે ત્રણ ગાઉ ગયા ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યું કે હું તો થાકી ગયો છું. એટલે વ્રજવાસીના ખભાપર બેઠા. થોડે દૂર ગયા અને સાંજ પડી એટલે શ્રી ઠાકુરજીએ કહ્યું કે આજ અહીં સુઈ રહો કાલ સુરત જઈશું, ત્યાં સુઇ રહ્યા સવારે ઉઠો તો એવે ઠેકાણે જાગ્યા કે ત્યાંથી સુરત બે ગાઉ હતું, ત્યાંથી ચાલી સુરત આવ્યા, ગામ બહાર મુકામ કર્યો અને ત્યાં શ્રી ઠાકુરજીને બેસાડી વ્રજવાસી પત્ર તથા પ્રસાદ લઇને ગયો. ગામમાં પુછીને વૈષ્ણવને આપ્યા. વૈષ્ણવોએ વાંચી વિચાર કર્યો કે એક દિવસમાં પત્ર કેવી રીતે આવ્યો હશે, વિચાર્યું કે કંઈ અવશ્યનું કામ હશે. વૈષ્ણવોએ તેને સામગ્રી દેવરાવી. અને એક દિવસમાં બધે ઠેકાણે ફરીને પાંચ હજાર રૂપૈયા એકઠા કરી હુંડી કરાવી વ્રજવાસીને આપી. વ્રજવાસી આ લઇને પરેની સાથે ચાલ્યો. રસ્તામાં આવી સુઈ રહ્યા, સવારે ઉઠયા અને પહોર દહાડો ચઢે ગોપાલપુરમાં આવ્યો, અને ભંડારી

પાસે જઇ બે સિધાં માગ્યાં, ભંડારીએ કહ્યું કે સુરત કેમ ન ગયો, ત્યારે તેણે કહ્યું કે સુરત જઇ આવ્યો છું અને પત્ર તથા વસ્ત્ર લાવ્યો છું. એ સઘળું ભંડારીને આપ્યું. ભંડારી પાંચ હજારની હુંડી વસ્ત્ર અને વૈષ્ણવોનો કાગળ જોઇ ચકીત થઈ ગયો. એક રાતમાં શી રીતે ગયો. અને શી રીતે આવ્યો ? આ વાતની વિનતી તેણે શ્રી ગુસાંઇજી આગળ કરી. શ્રી ગુસાંઇજીએ આ સાંભળીને આજ્ઞા કરી કે એ બધું શ્રીનાથજીનું કામ છે, આજ પછી આ વ્રજવાસીને કંઇ કામ બતાવશો નહિ, અને જન્મ સુધી નિત્ય એ સિધાં આપજો. નિત્ય શ્રીગુસાંઇજી વ્રજવાસીને બોલાવી પરેની વાર્તા પૂછયા કરે કે આજ પરેએ આમ કહ્યું આજ પરેએ આમ કહ્યું એમ નિત્ય વાત કર્યા કરે. એ વ્રજવાસી એવો ભોળો હતો, જન્મ સુધી શ્રી ઠાકુરજીને પરે સમઝયો તે એવો કૃપાપાત્ર હતો.

(સ્ત્રી પુરુષની વાર્તા.) પ્રસંગ ૧ લો. ( વાર્તા ૮૮ મી.)

એક સ્ત્રી પુરુષ ગરીબ હતાં. નિત્ય લાકડાનો ભારો લાવી ગામમાં વેચી નિર્વાહ કરતાં. અને નિત્ય પૈસો અધેલો જે બચે તે રાખી મૂકતાં, કોઈ વૈષ્ણવ આવે તેની સાથે મહા પ્રસાદ વાંટીને લેતા. એક દિવસ અચાનક આઠ વૈષ્ણવ આવ્યા. ત્યારે સ્ત્રી પુરુષે વિચાર કર્યો કે કરવું શું. સ્ત્રીએ કહ્યું કે મારે પહેરવાની એક સાડી છે તે વેચીને સામગ્રી લાવો. તે પુરુષ સામગ્રી લાવ્યો સ્ત્રીએ કમાડ વાસીને રસોઈ કરી અને શ્રી ઠાકુરજીને ભોગ ધર્યો પછી તેના પતિને કહ્યું કે હું કોઠીમાં

બેસું છું. તમે ભોગ સરાવી અનવશર કરી વૈષ્ણવોને પાતળ ધરો તે પુરુષે તે પ્રમાણે કર્યું. વૈષ્ણવ કહેવા લાગ્યા કે તમારી સ્ત્રી ક્યાં છે. ત્યારે આ વૈષ્ણવે કહ્યું કે તે બહુ શરમાળ છે તેથી બહાર આવતી નથી. તેની પ્રકૃતિ બહુ ખરાબ છે, વૈષ્ણવો બોલ્યા કે તે આવશે તો અમે પ્રસાદ લઇશું કારણ કે તે વૈષ્ણવ છે કે નહિ તે અમને કેમ ખબર પડે. વૈષ્ણવ ન હોય તો તેના હાથની રસોઇ કેમ લઇએ. આ વાત સાંભળીને તે વૈષ્ણવ વિચારમાં પડયો. મંદિરમાં શ્રી મદન-મોહનજી સ્વામીનીજી સહિત બિરાજતા હતા. શ્રી સ્વામી-નીજીએ શ્રી ઠાકુરજીને કહ્યું કે જે પ્રમાણે તમે દ્રૌપદીનાં ચીર વધાર્યા હતાં તે પ્રમાણે આ સ્ત્રીને ચીર વધારવામાં તમને શું હરકત છે આ પ્રમાણે કહીને સ્વામીનીજીએ અને શ્રી ઠાકુર-જીએ કોઠીમાં જઈ તે સ્ત્રીને દર્શન દીધાં અને ત્યાં વસ્ત્ર પહેરાવી દીધાં. તે બાઇ હાથ જોડીને બોલી કે હે મહાપ્રભુજી, હે મહામંગલ રૂપ, હે શરણાગત વત્સલ, હે અશરણ શરણ આપને મારે માટે આટલો શ્રમ થયો. મને ધિક્કાર છે આટલું કહેતાં તે બાઈનું હૃદય ભરાઈઆવ્યું. આ સાંભળી શ્રી ઠાકુરજી ઘણા પ્રસન્ન થયા અને અલૌકિક વસ્ત્રદાન કર્યું. જળમાં ભીનું થઈ જાય અને બહાર સુકાઈ જાય નીચોવવું કે સુકાવવું ન પડે. આવું વસ્ત્ર સદા તેની પાસે રહે કોઇ દિવસ ઘટે નહિ. પછી તે બાઈ બહાર આવી વૈષ્ણવોને પીરસવા લાગી. વૈષ્ણવો પ્રસન્ન થઈ મહાપ્રસાદ લેવા લાગ્યા, મહાપ્રસાદ લઇ વિદાય થઇ ઘેર ગયા, તે દિવસથી કોઠીમાંથી કોઈ દિવસ અ-

ન્ન ખુટે નહિ. જ્યારે કાઢે ત્યારે ભરીને ભરી રહે, કારણ કે તે કોઠીમાં શ્રી ઠાકુરજીએ તે બાઇને દર્શન દીધાં હતાં. એ સ્ત્રી પુરુષ શ્રી ગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં.

( એક વિરક્ત તથા શેઠ આગ્રામાં રહેતા તેમની વાર્તા. )

( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૮૯ મી. )

એ વિરક્ત વૈષ્ણવ ચપટી માગીને નિર્વાહ કરતા અને શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે કરતા, શ્રી ઠાકુરજી તેના પર ઘણા પ્રસન્ન રહેતા. કોઇ દિવસ આ વિરક્ત વૈષ્ણવને અને શેઠને મેળાપ થયો. ત્યારે શેઠે કહ્યું કે તમે શ્રી ઠાકુરજી પધરા- વીને મારે ઘેર રહો. આપણે હળીમળીને સેવા કરીએ. વિરક્ત વૈષ્ણવે તે પ્રમાણે કર્યું. તે શેઠને ઘેર જઇ રહ્યા. બહારની જે સામગ્રી જોઇએ તે વિરક્ત ખરીદ કરી લાવતા, એક દિવસ બજારમાં નવી સકરટેટી પહેલવહેલી આવી હતી. વિરક્ત વૈષ્ણવ તે લેવાને ગયા. ટેટીવાળાએ એક રૂપૈયો કીમત કહી. વિરક્ત તે દેવા લાગ્યો એવામાં એક મુસલમાન આવ્યો. તેણે કહ્યું કે હું સવારૂપૈયો દઉં ત્યારે વૈષ્ણવ બોલ્યો કે હું દોઢ આપું. એમ કરતાં બંનેજણ સામસામી લઢયા, મુસલમાન કહે હું પાંચ આપું ત્યારે વૈષ્ણવ કહે હું દશ આપું. ત્યારે પેલાએ વીશ કહ્યા વૈષ્ણવે ત્રીશ કહ્યા ત્યારે પેલાએ ચાલીશ કહ્યા આમ કરતાં હજાર રૂપૈયા સુધી બન્ને જણ વઢયા કર્યા. વૈષ્ણવે હજાર રૂપૈયામાં તે ટેટી લીધી. લઇને ઘેર આવ્યા ને ખર્ચ લખાવ્યું તો પણ શેઠ કંઈ બોલ્યા નહિ કે ટેટીના હજાર રૂપિયા કેમ દીધા. વૈષ્ણવપર તેમનો એવો વિશ્વાસ હતો.

મનમાં પણ એ વાત લાવ્યા નહિ. શ્રી ઠાકુરજી તે ટેટી લઇ સિંહાસનપર ખેલવા લાગ્યા. ઉત્થાપન થયા ત્યારે શેઠે ટેટી શ્રી ઠાકુરજી પાસે દીઠી શેઠ ઘણો પ્રસન્ન થયો અને શ્રી ઠાકુરજીને વિનતિ કરી કે તે મને આપો તો હું સુધારી ભોગ ધરું શ્રી ઠાકુરજીએ કહ્યું કે હું કાલે આરોગીશ, આ ટેટી મને ઘણી પ્રિય છે. આ સાંભળી શેઠ પ્રસન્ન થયો અને મનમાં કહ્યું કે વિરક્તને ધન્ય છે કે હજાર રૂપૈયા ખરચતાં ડર્યાં નહિ. એ વિરક્ત વૈષ્ણવ અને શેઠ એવા કૃપાપાત્ર હતા કે હજાર રૂપૈયા ખર્ચ્યા તો પણ શેઠના મનમાં દોષ આવ્યો નહિ. એ બન્ને એવા કૃપાપાત્ર ભગવદ્દિય હતા.

(પરમાનંદદાસ સોનીની વાર્તા.) प्रसग १ लो (વાર્તા ૯૦ મી.)

આ પરમાનંદદાસ સોનીને શ્રીમદ ભાગવત ચાર વેદ, પુરાણ અને સુબોધીનીજી સર્વ જીહ્‌વાગ્ર હતું. શ્રી ગુસાંઇજી કથા વાંચતાં તે નિત્ય પરમાનંદદાસ સાંભળતા, અને કથાનો સર્વ હાર્દ સમજતા. કથામાં કોઇ પ્રશ્ન કરે તો શ્રી ગુસાંઇજી આજ્ઞા કરતા કે પરમાનંદદાસને પુછી લો, શ્રી ગુસાંઈજી આવી કૃપા રાખતા હતા જે કોઈ આવીને પુછતો તેને પરમાનંદદાસ ઉત્તર દઇ શકતા હતા. એક દિવસ ચાર પંડિત શ્રી ગુસાંઈજી પાસે આવ્યા ત્યારે શ્રી ગુસાંઈજી સેવામાં ન્હાયા હતા તેથી પરમાનંદદાસે તેમને આદર દઈ બેસાડયા, ત્યાં ચર્ચા ચાલી કે જગત સત્ય છે કે અસત્ય છે પંડિતોએ કહ્યું જગત અસત્ય છે. બ્રહ્મના સ્વરૂપમાં જગત કલ્પના માત્ર છે પરમાનં-દદાસ સોનીએ પુછયું કે જેવી રીતે દોરીમાં સર્પ અને જેવી

રીતે છીપમાં રૂપું કલ્પના માત્ર છે, કે બીજે ઠેકાણે છીપ તથા રૂપું જોયા વિના કલ્પના થઈશકતી નથી. આ પ્રમાણે બ્રહ્મમાં જગત મિથ્યા છે તો કલ્પના કરવાવાળા મનુષ્યોએ સત્ય જગત ક્યાં જોયું તે બતાવો. આ સાંભળીને પંડિત પાછા ફરી ગયા. આ પરમાનંદ સોની એવા વિદ્વાન હતા જેમને શ્રી ગુસાંઇજીની વાણીપર અત્યંત વિશ્વાસ હતો જે પરમાનંદદાસ એવા કૃપાપાત્ર હતા, જેમને સર્વ શાસ્ત્ર હસ્તામલ હતા. તેમની વાર્તા શું કરીએ.

( એક ખંડન બ્રાહ્મણની વાર્તા. ) પ્રસંગ. ૧ લો. ( વાર્તા ૯૧ મી. )

એ સીનંદમાં રહેતો હતો. એ ખંડન બ્રાહ્મણ શાસ્ત્ર ભણ્યો હતો. પૃથ્વી પર જેટલા મત છે તે સર્વનું ખંડન કરવું એવો તેનો નિયમ હતો, આથી સર્વ લોકોએ તેનું નામ ખંડન પાડયું હતું, એક દિવસ શ્રી મહાપ્રભુજીના સેવક વૈષ્ણવોની મંડળીમાં આવ્યો અને ખંડન કરવા લાગ્યો, વૈષ્ણવોએ કહ્યું કે જો શાસ્ત્રાર્થ કરવો હોય તો પંડિતોની પાસે જા, અમારી મંડળીમાં તારે આવવાનું કામ નથી. અહીં ખંડન મંડન નથી, ભગવદ્‌વાર્તાનું કામ છે.ભગવદ્‌રસ ગાવો હોય અથવા સાંભળવો હોય તો અહીં આવ. તો પણ તેણે માન્યું નહિ. નિત્ય આવીને ખંડન કરે એવી તેની પ્રકૃતિ હતી, એક દિવસ વૈષ્ણવોનું ચિત્ત ઘણું ઉદાસ થયું. રાત્રે ઘરમાં ખંડન બ્રાહ્મણ સુતો હતો ત્યાં ચાર જણ મગદળ લઈ તેને મારવા લાગ્યા, તેણે પુછયું કે મને કેમ મારો છો, ત્યારે ચારે જણાએ કહ્યું કે તું ભગવદ્‌ધર્મ ખંડન કરે છે, ભગવદ્‌ધર્મ સર્વોપરી છે,

સર્વ ધર્મમાં શ્રેષ્ટ છે. કેવળ ભગવત્પરાયણ છે. જેણે તન મન ધન ભગવદાર્પણ કર્યું છે તેનો કોઈ અર્થ બાકી રહેતો નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે જેણે આત્મનિવેદન કર્યું છે તેને કંઈ અર્થ બાકી રહેતો નથી, સર્વ સિદ્ધ થાય છે, આવા ધર્મનું તું ખંડન કરે છે તેથી તને મારીશું. આ સાંભળી ખંડન બ્રાહ્મણ ચારે જણને નમી પડયો અને બીજે દિવસ ભગવદ મંડળીમાં આવીને વૈષ્ણવોને નમી પડયો. વૈષ્ણવોને વિનતિ કરી કે મને કૃપા કરી વૈષ્ણવ કરો. વૈષ્ણવનો સંગ લઈ ગોકુળ આવી વૈષ્ણવ થયો. શ્રી ગુસાંઇજીની પાસે રહી માર્ગની અનુસાર સર્વ શાસ્ત્ર ભણ્યો, અને ભગવદસેવા કરવા લાગ્યો. ભગવદગુણ ગાન કરવા લાગ્યો અને પોતાનો જન્મ સફળ કરી માન્યો. એ ખંડન બ્રાહ્મણ શ્રી ગુસાંઇજીની કૃપાથી મંડન થયો. સાકાર બ્રહ્મનું સ્થાપન કરવા લાગ્યો. દૈવી જીવ હતો પરંતુ આસુરી જીવની સંગતિથી તેની બુદ્ધિ ફરી ગઇ હતી તો પણ દૈવીજીવ જાણી શ્રી ઠાકુરજીએ જોરથી ખેંચી લીધો પછીથી એનું મંડન બ્રાહ્મણ નામ પડયું.

(એક પટેલની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૯૨ મી.)

એક પટેલ ગુજરાતમાં રહેતો હતો. શ્રી ગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે તે પટેલ સેવક થયો હતો. તે પરામાં રહેતો હતો, અને ગામમાં નિત્ય ભગવદવાર્તા સાંભળવા જતો હતો, ગામ અને પરાની વચ્ચે એક ગાઉનો રસ્તો હતો. નિત્ય ભગવદવાર્તા સાંભળવા તે વૈષ્ણવ જતો હતો, એક દિવસ એકાદશીનું વ્રત હતું અને ભગવદ મંડળીમાં જાગ્રણ હતું.

પટેલ રાતના બે વાગે ત્યાંથી નીકળ્યો, રસ્તામાં આવતાં એક પ્રેત મળ્યું. તે પ્રેતે રસ્તો રોકયો, પટેલ પાછા ફર્યા તો પ્રેતે આડા આવી રસ્તો રોકયો, પટેલ બોલ્યા કે તું કોણ છે, આવા ચરિત્ર કેમ કરે છે, ત્યારે પ્રેત બોલ્યો કે હું પ્રેત છું તને ખાઇશ, પટેલ બોલ્યા કે કેમ ખાતો નથી, પ્રેતે કહ્યું કે તારી પાસે આવું છું પરંતુ અવાતું નથી, પટેલ બોલ્યા કે મારો સ્પર્શ કરવાની પણ તારામાં સામર્થ્ય નથી, આ સાંભળીને પ્રેત દોડયો અને પટેલની પાસે આવ્યો, કે પ્રેતના અંગમાં અગ્નિ ઝરવા લાગ્યો, પ્રેત બુમો પાડવા લાગ્યો, મહા પાપી હતો, બ્રહ્મ-રાક્ષસ હતો. આ જોઈ પટેલને દયા આવી અને જળ લઈ પ્રેતના ઉપર છાંટયું. પ્રેતને બોલવાની શક્તિ આવી અને ભગ-વત્સ્વરૂપનું જ્ઞાન થયું, અને વિચાર આવ્યો કે આ કોઈ મહાપુરુષ છે, પ્રેત બોલવા લાગ્યો કે વૈષ્ણવરાજ હું તમારી શરણ છું મારો અપરાધ ક્ષમા કરો. મારો ઉદ્ધાર કરો. પટેલે તળાવમાંથી જળ લઇ અષ્ટાક્ષર મંત્ર ભણી બીજી વખત તે પ્રેતના ઉપર છાંટયું, એટલે તે પ્રેત પ્રેત યોનીથી તરત મુકત થઇ અને જય જય કરતો વૈકુંઠ ગયો. એ પટેલવૈષ્ણવ શ્રી ગુસાં-ઇજીનો એવો કૃપાપાત્ર હતો એ પ્રેત ભગવત્પાર્ષદ થઈને તેના ચરિત્ર વૈકુંઠમાં ગાયા કરતો.

( નિષ્કંચન વૈષ્ણવની વાર્તા. ) પ્રસંગ ૧ લો. (વાર્તા ૯૩ મી).

એક નિષ્કંચન વૈષ્ણવ સ્ત્રી પુરુષ મથુરાંજીમાં રહેતા હતા. કેરીનો વખત હતો તેથી તે વૈષ્ણવ બે પૈસાની કેરી લેવા ગયો. કેરીનો એક ટોપલો માળીની પાસે

હતો માળીએ કહ્યું કે એક રૂપૈયો દે તો આખો ટોપલો આપું. વૈષ્ણવે રૂપૈયામાં તે ટોપલો લીધો. ટોપલો લઇ યમુનાજીના કિનારે કેરીઓ ધોઇ એકેક કેરી ધોતો ગયો અને શ્રી ઠાંકુરજીને ભોગ ધરતો ગયો ને શ્રી ઠાકોરજી આરોગતા ગયા. આ પ્રમાણે બધી કેરી આરોગાવી ચુકયો ત્યારે નિષ્કંચન બ્રાહ્મણે કહ્યું કે રૂપૈયો રોકડો નથી. દશ પંદર દિવસમાં આપીશ. ત્યારે માળીએ કહ્યું કે મારી કેરી પાછી દે. માળી કેરી લેઇને ચાલ્યો. ગામમાં બીજો શેઠ રહેતો હતો તેના મનુષ્યોએ કેરીઓ લીધી અને શેઠને ઘેર લઇ ગયા. શેઠ કેરી લઈ ભોગ ધરવા ગયો ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યું કે આ કેરીઓ તો હું પહેલાં આરોગ્યો છું. અમુક વૈષ્ણવે મને ભોગ ધર્યાં છે ત્યારે શેઠે કહ્યું કે આપ રસ્તામાં કેમ આરોગો, ત્યારે શ્રી ઠાંકુરજીએ કહ્યું કે શ્રી ગુસાંઇજીની વાણી સત્ય કરવાને આરોગ્યો છું. શ્રી ગુસાંઇજીએ વલ્લભાષ્ટકમાં કહ્યું છે કે એ મારગ આપને લીધે પ્રગટ કર્યો છે. કોઇ કંઈ વસ્તુ કોઈ ઠેકાણે આપને અર્પણ કરે તે વસ્તુ સાક્ષાત વદનકમલમાં આરોગો છો. એમ હું માનું છું.

श्लो—प्रादुर्भूतेनभुमौव्रजपतिचरणांभोजसेवारव्यवर्त्म
प्राकट्यंयत्कृतंतेतदुतनिजकृत्तेश्रीहुताशेतिमन्ये ॥ १ ॥
यस्मादस्मिन्स्थितोयत्किमपिकथमापिकाप्युपाहर्तुमिच्छत्यद्धातद्गोपि
केशःस्ववदनकमलेचारुहासेकरोति ॥ १ ॥

આ પ્રમાણે શ્રી ગુસાંઈજીએ કહ્યુ છે તેથી જે કોઇ વૈષ્ણવ જે કોઇઠેકાણે મને જે કંઇ સમર્પે તે હું સર્વ આરોગીશ, આ સાંભળીને શેઠ ઘણો પ્રસન્ન થયો, અને કેરીઓ

લઇને પ્રસાદી ભેગી ધરી દીધી, અને તે વૈષ્ણવને બોલાવ્યો અને કહ્યું કે તમે કેરીઓ કેમ લીધી નહિ ત્યારે તેણે કહ્યું કે રૂપિયો રોકડો નહોતો તેથી માળી પાછી લઈ ગયો, શેઠે કહ્યું કે કેરીઓ તો અમે આરોગાવી દીધી ત્યારે લેવાની શી મતલબ રહી. વૈષ્ણવ બોલ્યો કે આરોગવાવાળો જાણે કે તમે જાણો. શેઠ ઉઠીને વૈષ્ણવને નમ્યો અને છાતી સાથે લગાવી લીધો અને કહ્યું કે શ્રી ઠાકુરજીની આજ્ઞા છે તમે પ્રસાદ અહીં લેજો તેથી તે નિષ્કંચન વૈષ્ણવે તે શેઠને ઘેર મહાપ્રસાદ લીધો એ નિષ્કંચન વૈષ્ણવ એવો કૃપાપાત્ર ભગવદિય હતો,

નાનચંદ વાણિયો રાજનગરમાં રહેતો તેની વાર્તા.

પ્રસંગ ૧ લો (વાર્તા ૯૪ મી.)

એ નાનચંદ વાણિયા દ્રવ્યપાત્ર હતા. શ્રી ગુસાંઇજીને પૂર્ણ પુરુષોત્તમ જાણતા હતા. ગોકુળનાથજીનો વિવાહ આવ્યો ત્યારે શ્રી ગુસાંઈજીએ નાનચંદને કુંકુમપત્રી લખી નાનચંદે દેશમાં સર્વને સમાચાર દીધા. સર્વ ગુજરાતના વૈષ્ણવ શ્રી ગોકુળનાથજીના વિવા ઉપર શ્રી ગોકુળ આવ્યા. જેટલા વૈષ્ણવ વિવાહપર આવ્યા તે સર્વને પાંચ પાંચ રૂપિયા ભેટના આપ્યા. અને હજાર રૂપિયાની હુંડી ભેટ મોકલી સર્વ લોક કહેવા લાગ્યા કે નાનચંદ લોભી છે. એક હજાર રૂપિયા ભેટ મોકલી છે. આ વાત કોઇએ શ્રી ગુસાંઈજી આગળ કરી ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે નાનચંદના મનની વાત હું જાણું છું, તેનો ભાવ ગુપ્ત છે લોકને દેખતા હજાર રૂપિયા આલ્યા છે પરંતુ દશ હજાર વૈષ્ણવોની સાથે પાંચ પાંચ

રૂપિયા મોકલ્યા છે. આ પ્રમાણે ગુપ્ત રીતે પચાસ હજાર મોકલ્યા છે તેના અંતઃકરણની વાત હું જાણું છું. એ નાનચંદ એવા કૃપાપાત્ર હતા જેણે ગુપ્ત રીતે સેવા કરી.

( એક ડોશીની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૯૫ મી. )

એ ડોશીને માથે શ્રી બાલકૃષ્ણજી બિરાજતા હતા. તે સારી રીત સેવા કરતી હતી. એક દિવસ તે ડોશીનો કાળ આવ્યો તો તે ડોશીને સાક્ષાત મૂર્તિમાન કાળ દેખાયો. ત્યારે ડોશીએ કાળને કહ્યું કે હું તો નહિ આવું. કાળ પાછો ગયો. આમ કરતાં આઠ વખત પાછા આવેલા કાળે કહ્યું, જ્યારે હું જઉં છું ત્યારે ભગવતસેવામાં લાગી હોય છે પરંતુ દૂરથી મને આવતો જોઈને હાથથી ના કહે છે. તેના શરીમાં કંઈ તેજ દેખાય છે તેથી તેની પાસે મારાથી જવાતું નથી. યમરાજાએ કહ્યું કે ડોશી તારાં દંડમાં નહિ આવે એ તો ભગવદ્દભક્ત છે, કાળને માથે પગ મૂકીને ભગવલ્લીલામાં જશે. એક દિવસ શ્રી ગુસાંઈજી રાજનગર પધાર્યા ત્યારે ઠાકુરજીને શ્રી ગુસાંઇજી પાસે પધરાવ્યાં અને દેહ ત્યાગ કરી લીલામાં પ્રાપ્ત થઇ. એ ડોશી એવી હતી કે જણે પોતાની ઇચ્છાથી દેહ ત્યાગ કર્યો.

( એક ડોશીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૯૬ મી. )

આ ડોશી રાજનગરમાં રહેતી હતી. ડોશીને માથે શ્રી ગુસાંઇજીએ શ્રી ઠાકુરજી પધરાવી દીધા હતા, તે સારી રીત સેવા કરતી હતી એ ડોશી નિષ્કંચન હતી. તેને ઘેર ચમચો નહોતો તેથી સામગ્રી ઠરાવીને નિત્ય ભોગ ધરતી. એક દિવસ ડોશી સામગ્રી કરી રહી હતી એવામાં એવી ખબર મળી કે

શ્રી ગુસાંઇજી પધાર્યા છે, તેથી તેણે ગરમ સામગ્રી ભોગ ધરી અને ચમચાને બદલે એક દાતણ ધર્યું, અને શ્રી ઠાકુરજીને વિનતી કરી કે આપ આ સામગ્રી દાતણથી ઠરાવીને આરોગશો હું દર્શન કરી આવું. શ્રી ઠાકુરજીની આજ્ઞા લઇને ગઈ અને દર્શન કરીને આવી 'ત્યારે બે' ચાર વૈષ્ણવ તે ડોશીની સાથે આવ્યા. ડોશીએ ભોગ ધરાવી વૈષ્ણવોને દર્શન કરાવ્યાં અને પછી શ્રી ઠાકુરજીને અનવસર કર્યા, જે વૈષ્ણવ ડોશીની સાથે આવ્યા હતા તેમણે દાતણ જોયું અને પોતાને ઘેર જઈ કોઇએ એક કોઈએ બે કોઇએ ચાર કોઇએ પચાસ કોઈએ સો દાતણ શ્રી ઠાકુરજીને ભોગ ધર્યા આમ કરતાં ઘણા લોક ધરવા લાગ્યા. બે ચાર દિવસ પછી એક વૈષ્ણવને ઘેર ચાચા હરિવંશજી આવ્યા. અને દાતણ ભોગ ધર્યાં જોયાં. પછી પુછ્યું કે આ દાતણ કેમ ભોગ ધર્યાં. ત્યારે તેણે કહ્યું કે સર્વ વૈષ્ણવો ધરે છે, ચાચાજીએ શ્રીગુસાંઈજી પાસે સર્વ વૈષ્ણવોને એકઠા કર્યા અને દાતણ વિષે પુછ્યું. સર્વએ કહ્યું કે આ ડોશીને ઘેર જોઇને અમે બધાએ ધર્યાં છે. ચાચાજીએ ડોશીને પુછ્યું ત્યારે ડોશીએ કહ્યું કે મારે ઘેર ચમચો નહોતો અને મારે દર્શનની ઉતાવળ હતી તેથી મેં એક દિવસ દાતણ ચમચાને ઠેકાણે ધર્યું હતું. તે દિવસે આ વૈષ્ણવોએ જોયું છે, શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે એણે તો ઠીક કર્યું અને તમે તો દેખાદેખી કરી એ વાજબી નહિ. જેથી વૈષ્ણવે ભગવત્સેવાની રીત પૂછીને અને સમજીને સેવા કરવી દેખાદેખી કરવી નહિ, દેખાદેખી કરી કે ભગવત્સેવામાં પ્રતિ-

બોધ પડે અને સમજીને કરે તો ભગવત્સેવામાં ફળ પ્રાપ્ત થાય જેથી વૈષ્ણવે સેવાની રીત પૂછીને કરવી. એ ડોશી જે સેવા કરતી હતી તે પૂછીને અને વિચારીને કરતી હતી એવાં તે કૃપાપાત્ર હતાં.

(એક ભગવદિય અને એક તાદ્રશીની વાર્તા.) પ્રસંગ ૧ લો (વાર્તા ૯૭ મી.)

એ ગુજરાતના વાસી હતા. તેમણે પરસ્પર પરીક્ષા કરી ભગવદિય વૈષ્ણવ રાજનગરમાં રહેતો હતો, અને તાદ્રશી વૈષ્ણવ ધોળકામાં રહેતો હતો અને એક બીજાને મળવાનું મન ઘણું કરતા હતા. એક સમય ભગવદિયની પુત્રીનો વિવાહ આવ્યો ત્યારે તાદ્રશી વૈષ્ણવને કુંકુમપત્રી લખી. ત્યારે તાદ્રશી વૈષ્ણવ કન્યાદાન દેવાની વેળાએ ભગવદિયને ઘેર આવ્યા આ વખતે ભગવદિયે લૌકિક કાર્ય છોડી દીધું અને તાદ્રશીને મળ્યા, અને ઘેર લાવી નહવરાવી મહાપ્રસાદ લેવરાવી તેમને સુવાડયા પછી કન્યાદાન દેવા બેઠા. બીજે દિવસ જ્યારે ઉઠવાનો વખત થયો ત્યારે તાદ્રશી વૈષ્ણવ શ્રી ઠાકુરજીના મંદિર આગળ સુતા હતા તેથી ભગવદિય વૈષ્ણવ ન્હાઈને એક પહોર સુધી ઊભા રહ્યા પરંતુ તાદ્રશીને જગાડયા નહિ; મનમાં એમ જાણ્યું કે એમને કેમ જગાડાય અને તાદ્રશી જાણીને સુઇ ગયા હતા. પહોર દિવસ ચઢયો જાણીને તાદ્રશી ઉઠયા અને પૂછ્યું કે તમે ક્યારના ન્હાયા છો. ત્યારે ભગવદિયે કહ્યું કે હમણા જ ન્હાયો છું. આથી તાદ્રશી સમજ્યો કે આની ભગદિયપણામાં કસર નથી તાદ્રશી પોતાને ગામ ધોળકા ગયો તાદ્રશી વૈષ્ણવનું લગ્ન થયું. રાજનગરથી

ભગવદિય વૈષ્ણવને ધોળકા બોલાવ્યા પરણવાને વરઘોડો ચઢયો હતો તે વખતે ભગવદિય જઈ પહોચ્યા. વૈષ્ણવ ઘોડેથી ઉતરી તેને ઘેર લઇ આવ્યા. તેને નહવરાવી ધોવરાવી મહાપ્રસાદ લેવરાવી પછી પરણવાને બેઠા, એ ભગવદિય વૈષ્ણવે આ પ્રમાણે પરીક્ષા લીધી. અને મનમાં સમજયો કે આના તાદ્રશીપણામાં કસર નથી, એ બન્ને વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા જેમણે એક બીજાને માટે લૌકિક કાર્ય છોડી દીધું અને દેહને અનિત્ય જાણીને ભગવદિયનો મેળાપ મુખ્ય રાખ્યો.

(એક પટેલની વાર્તા.) ( प्रसंग १ लो. ) (વાર્તા ૯૮ મી.)

એક પટેલ વૈષ્ણવ રાજનગરમાં રહેતો હતો, એ પટેલ વૈષ્ણવને બે પુત્ર હતા. અને એક સ્ત્રી હતી. મોટા પુત્રને બે સ્ત્રી હતી, આ સાતે મનુષ્ય શ્રી ગુસાંઇજીની શરણ આવ્યા. અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. છ જણનું મન તો શ્રી ઠાકુરજીમાં લાગ્યું હતું. પરંતુ મોટા પુત્રનું મન લૌકિકમાં ઘણું હતું. તે ભગવદ સંબંધી કાર્ય કંઈ કરતો નહોતો, અને લૌકિકમાં તદરૂપ થઈ રહયો હતો, એક દિવસ તેના પિતાએ એક વૈષ્ણવને કહ્યું કે આનું મન પ્રભુમાં લાગે તો સારું. વૈષ્ણવે કહ્યું છે જ્યારે શ્રી ગુસાંઈજી કૃપા કરશે ત્યારે લાગશે. ઘણા દિવસ વિત્યા પછી તે વૈષ્ણવ તે પટેલની દુકાનપર ગયો. ત્યાં પટેલનો મોટો પુત્ર નામું લખતો હતો, વૈષ્ણવ બે ત્રણ ઘડી સુધી બેસી રહ્યો પરંતુ તેને તેણે (પટેલના મોટા પુત્રે) બોલાવ્યો નહિ. ત્યારે વૈષ્ણવે જઇને તેના કાનમાં કહ્યું કે ઊઠ ચેત, ત્રણ દિવસ પછી તારું મૃત્યુ થશે. આ

પ્રમાણે કહીને તે વૈષ્ણવ ચાલ્યો. તેનું ચિત્ત ઉદાસ થઈ ગયું. દુકાન બંધ કરીને સુઈ રહ્યો. ખાવા પીવામાં કંઈ મન લાગે નહિ. વૈદનું ઔષધ કરે તો પણ લાગે નહિ. પછી તેના પિતાએ કહ્યું કે અમુક ઠેકાણે વૈષ્ણવ રહે છે તેને બોલાવી લાવો, વૈષ્ણવને બોલાવવા ગયા ત્યારે આનાકાની કરી બે દિવસ આવ્યો નહિ, ત્રીજે દિવસ આવ્યો અને નાડી જોઇને કહ્યું કે બે ઘડીમાં તારું મૃત્યુ છે, જો કોઈ બીજો તને આવરદા દે તો તું બચીશ, તેણે ઘરવાળા બધાને પુછ્યું પરંતુ કોઇએ આવરદા દેવી કબુલ કરી નહિ, પછી તે પટેલનો પુત્ર કહેવા લાગ્યો કે હે વૈષ્ણવ, હું તમારે શરણ છું. તમે મારી રક્ષા કરો. ત્યારે વૈષ્ણવે કહ્યું કે તું નિત્ય ભગવત્સેવા અને ભગવત્સ્મરણ અને ભગવત્કથામાં ચિત્ત રાખીશ તો તારો કાળ જતો રહેશે. તેણે હાથ જોડી કહ્યું કે જો હું જીવતો રહીશ તો દિવસ રાત ભગવત્સેવા તમારી કૃપાથી કરીશ, વૈષ્ણવે તને આશીર્વાદ દીધો. તે મુવો નહિ પછી ભગવત્સેવા કરવા લાગ્યો. જેવી તેને લૌકિકમાં આસક્તિ હતી તેવી તેને ભગવત્સેવામાં થઈ તેથી દશ ગણી સેવા વિષે થઇ. એ પટેલ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા.

(માતા પુત્રની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૯૯ મી.)

॥ એ માતા પુત્ર તીર્થ કરવાને ગયા. તીર્થ કરતાં કરતાં શ્રી ગોકુળ ગયા, શ્રી ગુસાંઇજીનાં દર્શન સાક્ષાત પૂર્ણ પુરુષોતમના થયા. માતા પુત્રે વિનતી કરી કે અમને સેવક કરો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તેમને નામ નિવેદન કરાવ્યું. શ્રી ગુસાં-

ઈજીની આજ્ઞા લઇ શ્રીનાથજીનાં દર્શન કરી આવ્યા, પરંતુ શ્રી ગુસાંઇજી વિના એક દિવસ પણ રહી શકતાં નહોતાં, તે પુત્રની એવી આસક્તિ શ્રી ગુસાંઈજી વિષે થઇ. આ પ્રમાણે કેટલાક વર્ષ શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજી પાસે રહ્યા. પછી શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે હવે તમે દેશ જાઓ, ત્યારે તેમણે વિનતી કરી કે મહારાજ આપનાં દર્શન વિના કેમ રહેવાય. શ્રી ગુસાંઇજીએ તેમને એવું સ્વરૂપ પધરાવી દીધું કે જે સ્વરૂપથી પોતે તેમને નિત્ય દર્શન દેતા અને વાતો કરતા. ભોજન કરે અને શૃંગાર સેવા કરે આ પ્રમાણે તે માતા પુત્ર જન્મપર્યંત શ્રી ગુસાંઇજીના સ્વરૂપની સેવા ઘરમાં કરતાં. જન્મપર્યંત તેમને સંસારમાં આસક્તિ ન થઇ, તે સ્વરૂપમાં આસક્ત રહ્યા. ગુપ્ત રીતે સેવા કરી, એ માતા પુત્ર એવાં કૃપાપાત્ર ભગવદિય હતાં.

દેવજીભાઇ પોરબંદર રહેતા તેમની વાર્તા.

પ્રસંગ ૧ લો. વાર્તા ૧૦૦ મી.

દેવજીભાઇ લુવાણા વૈષ્ણવ હતા, નિત્ય ભગવદ્‌વાર્તા સાંભળવા જતાં એક દિવસ દેવજીભાઇને તાવ આવ્યો તેથી સાત દિવસ સુધી મહાપ્રસાદ ન લેવાયો, ન્હાયા નહિ તેમ ઊઠયા પણ નહિ, સાતમે દિવસે સર્વ વૈષ્ણવ મળીને દેવજીભાઇને ઘેર આવ્યા. વૈષ્ણવ આવ્યા જાણીને દેવજીભાઇને અપાર હર્ષ થયો અને આનંદના આવેશમાં નૃત્ય કરવા લાગ્યા. આનંદના આવેશથી તાવ ગયો, સવ વૈષ્ણવોએ કહ્યું કે તમે કંઈ માગો ત્યારે દેવજીભાઈએ કહ્યું કે જન્મપર્યંત તમારો

ભગવદ્દિયનો સત્સંગ ન છુટો એ હું માગું છું. દેવજીભાઈની સત્સંગમાં એવી આસક્તિ હતી જેવી સત્સંગમાં વૃત્રાસુરને હતી. ( યદ્દપિ ).

श्लोक–ममोत्तमश्लोकजनेपुसख्यंसंसारचक्रेभ्रमतःस्वकर्मभिः॥
त्वन्मायथाऽत्मजद्दारगेहेष्वासक्तचितस्यननाथभुयात् ॥ १ ॥

(સ્ત્રી પુરુષ રાજનગરવાશીની વાર્તા.) प्रसंग १ लो. (વાર્તા ૧૦૧ મી.)

એ સ્ત્રી પુરુષ રાજનગરમાં શ્રી ઠાકુરજીની સેવા કરતાં. દિવસ રાત તેમથી વૃત્તિ શ્રી ઠાકુરજીમાં રહેતી. આવ્યા ગયા વૈષ્ણુવનો ઘણો સત્કાર કરતાં. એકવાર દુષ્કાળ પડયો તેથી અન્ન ઘણું મોઘું હતું. ઘાસ મળતું નહોતું. એક દિવસ વૈષ્ણુવ ઘણું ખરીદ કરી લાવ્યો અને ઘરના ચોકમાં નાંખ્યું. એક દુબળી ગાય આવી તે ખાવા લાગી, ગાયને હાંકે તો જાય નહિ વૈષ્ણુવની સ્ત્રીએ ગાયને હાથથી હાંકી તેથી ગાય પડી ગઈ અને ગાયના પ્રાણુ છુટી ગયા. વૈષ્ણુવને ઘણો પશ્ચાત્તાપ થયો. સર્વ વૈષ્ણુવોએ તેમને માથે હત્યાનો દોષ મૂકી દૂર કર્યાં. તેથી તે સ્ત્રી પુરુષે અન્નજળ ત્યાગ કર્યું. અને પ્રાણુ તજવા એવો વિચાર કર્યો, બે દિવસ પછી શ્રી ગોકુળનાથજી રાજનગર પધાર્યા. સર્વ વૈષ્ણુવો દર્શન કરવા ગયા. આ વાતની શ્રી ગોકુલનાથજીને ખબર પડી. શ્રી ગોકુળનાથજી તે પરમ દયાળુ અશરણુ ભક્તવત્સલ, દિનબંધુ પતિતપાલન એવું આપનું વચન યાદ કરીને તે વૈષ્ણુવને બોલાવ્યો. તેને સર્વ વાત પૂછી અને બીજા વૈષ્ણુવોને પણ પૂછી સર્વ વૈષ્ણુવોની વાત સાંભ–ળીને આજ્ઞા કરી કે એને માથે હત્યા નથી, તે વૈષ્ણુવને આ–

જ્ઞા કરી કે જા તું સેવા કર અને નિષ્કંચન વૈષ્ણવને બોલાવી પ્રસાદ લેવરાવ. તે વૈષ્ણવના હાથથી જળ આરોગ્યા, એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. અવગુણ છુપાવ્યો નહિ.

( બે પટેલ રાજનગરમાં રહેતા તેમની વાર્તા. )

( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૦૨ મી. )

આ બન્ને ભાઈ ભાઈલા કોઠારીના ઘરમાં શ્રી ગુસાંઇજી પાસે નામ પામ્યા હતા. અને નિત્ય ભગવદ વાર્તા સાંભળવા જતા હતા. જે સાંભળતા તે મોઢે થઇ જતું હતું, આમ કરતાં શ્રી સુબોધીનીજી કંઠસ્થ થઈ ગઇ, એ બન્ને ભાઈ શ્રી ગોકુળમાં આવ્યા અને શ્રી ગુસાંઈજીના દર્શન કર્યાં, શ્રી ગુસાંઈજીની આજ્ઞા લઇ વ્રજ યાત્રા કરવા ગયા. શ્રીનાથજીનાં દર્શન કરી શ્રી ગિરિરાજની તળેટીમાં કોટડી લઇ રહ્યા. નિત્ય શ્રીનાથજીની સેવા કરતા અને ભગવદવાર્તા કરતા, ભગવદવાર્તાના આવેશમાં આવતા ત્યારે શ્રીનાથજી આવીને સાંભળતા અને કહેતા. શ્રીનાથજી તે બે ભાઇ વિના રહી શકતા નહિ; જેમ ગાય વાછડા વગર રહે નહિ.આ પ્રમાણે શ્રી નાથજી તેમની પાછળ ફરતા એ બે ભાઈ પટેલ શ્રી ગુસાંઇજીનાં એવા કૃપાપાત્ર હતા.

( શ્રી ગુસાંઇજીના સેવક શ્રોતાવકતાની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૦૩ મી.)

એ શ્રોતાવકતા પોતાના દેશથી શ્રી ગોકુળ ગયા અને શ્રી નવનિતપ્રિયાજીના દર્શન કર્યાં. શ્રી ગુસાંઈજીના મુખથી કથા સાંભળવા લાગ્યા, સાંભળીને દિવસ રાત ભગવદવાર્તા કર્યા કરતા. ભગવદરસમાં એવા લીન થઈ જતા કે પાંચ પાંચ

સાત સાત દિવસ સુધી દેહની શુદ્ધિ રહેતી નહિ, એવા ભગ-વદાવેશ યુક્ત થઇ જતા. તે બન્ને જણની દેહ છુટી ત્યારે અગ્નિ સંસ્કાર કર્યા, ત્યારે શ્રોતા વૈષ્ણવના હાડકામાં છિદ્ર દીઠાં, વૈષ્ણવોએ વિનતિ કરી કે કૃપાનાથ, શ્રોતા વૈષ્ણવના હાડકામાં છિદ્ર કેમ પડી ગયાં. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તેને ભગવદવાર્તા સાંભળવામાં એટલી આતુરતા હતી કે તેના રોમરોમમાં શ્રવણ થઇ જતા. એટલે ભગવદવાર્તા સાંભળ-વાની ઉત્કંઠા રોમરોમમાં થઇ જતી. ભગવદવાર્તા સાંભળવાની એવી આતુરતા જોઇએ. આ વાર્તા સાંભળીને વૈષ્ણવ ઘણા પ્રસન્ન થયા. એ શ્રોતાવકતા એવા કૃપાપાત્ર હતા.

(એક વાણિયાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૦૪ મી.)

એ વાણિયા વૈષ્ણવ ગુજરાતમાં રહેતા હતા. શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે કરતા. વૈષ્ણવ આવતા તેમની ટહેલ કરતા અને પોતાને ઘેર ભગવતવાર્તા થતી. એ ગામમાં એક દેવીનું મંદિર હતું, દેવી તેને ઘેર ભગવદવાર્તા સાંભળ-વાને આવતી, કોઇ તેને દેખતું નહિ માત્ર આ વૈષ્ણવ દેખતા. એક દિવસ આ વૈષ્ણવ આવ્યાં, વરસાદ ઘણો પડયો હતા તેથી લાકડા બધા ભીંજઇ ગયાં. રાત ઘણી ગઈ ત્યારે આ વૈષ્ણવ લાકડા લેવાને ગયા. રસ્તામાં દેવીનું મંદિર હતું. અંધારી રાત હતી દેવી દરવાજામાં બહાર ઊભી હતી તેણે વૈષ્ણવને કહ્યું કે તમ કયાં જાઓ છો? વૈષ્ણવ કહ્યું કે લાકડા લેવા જઉં છું. દેવીએ કહ્યું કે અંધારી રાત છે અને વરસાદ પડયો છે તેથી તમે લાકડા કયાં શોધશો, મારે કમાડ નવા

કરાવ્યાં છે. તેથી એક જૂનું કમાડ લઇ જાઓ. વૈષ્ણવ એક કમાડ ઉતારી લાવ્યો અને કકડા કરી ઘરમાં લઇ ગયો એમ કરી કામ ચલાવ્યું અને સામગ્રી કરી વૈષ્ણવને મહાપ્રસાદ લેવરાવ્યો. પાડોશમાં બ્રાહ્મણ રહેતો હતો તેની સ્ત્રીએ વૈષ્ણવની સ્ત્રીને પૂછ્યું કે તમારા લાકડાં છાણાં સર્વ ભીંજઈ ગયું હતું, વરસાદમાં તમે લાકડાં ક્યાંથી લાવ્યા? ત્યારે સ્ત્રીએ કહ્યું કે અમે તો દેવીનું કમાડ ઉતારી લાવ્યા. બીજે દિવસે સ્ત્રીએ બ્રાહ્મણને કહ્યું કે તમે પણ દેવીનું કમાડ ઉતારી લાવો ત્યારે બ્રાહ્મણ રાત્રે દેવીનું કમાડ ઉતારવા ગયો. ત્યારે તેના હાથ કમાડે ચોંટી રહ્યા. હાથ છુટે નહિ અને બ્રાહ્મણ ઘણો દુઃખી થયો એક પહોર સુધી ઊભો રહયો. કંઇ ઉપાય ચાલે નહિ, ત્યારે બ્રાહ્મણની સ્ત્રી તેના પતિને શોધવા ગઇ. સ્ત્રી જુએ છે તો પતિની આ સ્થિતિ થઇ છે સ્ત્રી કમાડ પકડી પતિના હાથ છોડાવવા લાગી તો સ્ત્રીના પણ હાથ ચોંટી ગયા. સ્ત્રી પુરુષ બન્ને રોવા લાગ્યાં અને દેવીની પ્રાર્થના કરવા લાગ્યાં. આખી રાત રોયા કર્યું પાછલી બે ઘડી રાત રહી ત્યારે દેવી બોલી કે તમે મારાં બે કમાડ નવા કરાવી આપો. અને તમારી પાડોશમાં વાણિયો વૈષ્ણવ રહે છે તેને ઘેર નિત્ય લાકડાનો ભારો પ્રહોંચાડો તો તમને છોડું. સ્ત્રી પુરુષે એ વાત કબુલ કરી. બ્રાહ્મણ બ્રાહ્મણી ઘેર આવ્યાં અને નવાં કમાડ કરાવી દેવીનાં મંદિરને ચઢાવ્યાં. અને વાણિયાને ઘેર નિત્ય લાકડાનો ભારો પહોંચાડવા લાગ્યાં. આમ કરતાં કરતાં ચતુર્માસ વીતી ગયો અને વાણિયા વૈષ્ણવને ઘેર લાકડાં ઘણાં એકઠાં થયાં ત્યારે

વાણિયાએ કહ્યું કે હવે લાકડાં ન લાવો, હું દેવીને કહીશ. વાણિયા વૈષ્ણવે દેવીને કહ્યું કે હવે તમે તેમને છોડી મૂકો. દેવીએ છોડી મુકયા બ્રાહ્મણે વાણિયા વૈષ્ણવને પૂછ્યું કે દેવી તમારું કહ્યું માને છે તેનું શું કારણ? વાણિયાએ કહ્યું કે વૈષ્ણવધર્મ એવો જ છે. બ્રાહ્મણે કહ્યું કે અમને વૈષ્ણવ કરો. વાણિયા વૈષ્ણવે બ્રાહ્મણને શ્રી ગોકુળ મોકલ્યો. અને એ સ્ત્રી પુરુષ ગોકુળ જઇ શ્રી ગુસાંઈજીના સેવક થયાં. શ્રીનાથજીનાં દર્શન કરી સેવા પધરાવી પોતાને ઘેર આવ્યાં. એ વાણિયા વૈષ્ણવ ઉપર શ્રી ગુસાંઈજીની એવી કૃપા હતી. જેની સાથે ઠાકુરજી બોલતા ચાલતા હતા. એ એવા કૃપાપાત્ર હતા.

(એક વેશ્યાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૦૫ મી).

આ વેશ્યાને માધવદાસનો સ્નેહ હતો. જ્યારથી માધવદાસે તેનો ત્યાગ કર્યો, ત્યારથી તે મીઠું અને બાટી ખાતી. ઘી, શાક, દાળ, ચોખા, તેલ વિગેરે કંઇપણ ખાતી નહોતી. આમ કરતાં બાર વરસ વિત્યા. ત્યારે શ્રી ગુસાંઈજી પધાર્યા ત્યારે એ વેશ્યા દર્શન કરવાને ગઈ. અને મનુષ્યને કહ્યું કે તમે શ્રી ગુસાંઇજીને વિનતી કરો કે મને શરણ લે માણસોએ કહ્યું કે શ્રી ગુસાંઇજી તને શરણ નહિ લે તે દિવસથી વેશ્યાએ અન્ન જળ છોડી દીધું અને પ્રાણ છોડવાનો સંકલ્પ કર્યો, બે દિવસ તો તેણે અન્ન જળ પણ લીધું નહિ ત્યારે ગામના વૈષ્ણવોએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે જે દિવસથી માધવદાસે તેનો ત્યાગ કર્યો છે તે દિવસથી તેણે વેશ્યાપણું છોડયું છે અને તે દિવસથી મીઠું તથા બાટી જ ખાય છે અને આપના પધાર–

વાની રાહ જુએ છે. બાર વર્ષ થઇ ગયાં. આપે શરણ લેવાની ના કહી તેથી તે દેહ છોડે છે. તેથી આપ કૃપા કરીને તેને શરણ લો તો સારું. સર્વ વૈષ્ણવોની વિનતિ સાંભળીને શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તેને હમણા જ બોલાવો હું એને શરણ લઈશ. વેશ્યાને બોલાવી લાવ્યા અને શ્રી ગુસાંઈજીએ કૃપા કરીને તેને નામ નિવેદન કરાવ્યું અને ભગવદસેવા પધરાવી દીધી. તે દિવસથી વેશ્યા શ્રી મદનમોહનજીની સેવા કરવા લાગી. અને તરેહ તરેહના શૃંગાર અને સામગ્રી કરી શ્રી મદનમોહનજીને અંગીકાર કરાવવા લાગી. કેટલાક દિવસ પછી શ્રી ગુસાંઇજીની કૃપાથી શ્રી મદનમોહનજી સાનુભાવ જણાવવા લાગ્યા. એ વેશ્યા એવી પરમ કૃપાપાત્ર ભગવદિયં હતી.

(એક પટેલની વૈષ્ણવની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૦૬ મી.)

ગુજરાતમાંથી એક સંઘ શ્રી ગોકુળ જતો હતો તે સંઘની સાથે તે પટેલ પણ ગયો. રસ્તામાં ઘાસ ખોદી લાવે અને તે વેચી નિર્વાહ કરે. આમ કરતાં શ્રી ગોકુળ આવ્યો ઘાસ ખોદવાનું દાતરડું વેચી શ્રી ગુસાંઇજીને ભેટ કરી. શ્રી ગુસાંઈજી તો અંતર્યામી છે. તેણે તે પટેલને બોલાવ્યો અને પોતાની પાસે બેસાડયો. બીજા વૈષ્ણવોએ કહ્યું, આમાં શું ગુણ છે કે તેને પાસે બોલાવ્યો છે. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે એણે સર્વસ્વ અર્પણ કર્યું છે તેથી શ્રી ઠાકુરજી એનાપર પ્રસન્ન છે, બે દિવસ સુધી હાથ વડે ઘાસ ખોદી લાવ્યો ત્યારે તેણે દાતરડું લીધું ત્યાંસુધી તે ભુખ્યો રહ્યો. એ કોઈની અપેક્ષા રાખતો નથી, નિષ્કંચન વૈષ્ણવ મને ઘણા પ્રિય છે, શ્રી ગુસાંઇએ સર્વોત્ત-

મજીમાં શ્રીમહાપ્રભુજીનું નામ કહ્યું છે કે, स्वार्थोज्झिताडखिलप्राणप्रियः આનો અર્થ જેણે સંપૂર્ણ સ્વાર્થ ત્યાગ કર્યો છે એવો જે વૈષ્ણવ શ્રી મહાપ્રભુજીને પ્રાણથી પ્યારો છે એના હૃદયમાં શ્રી ઠાકુરજી બિરાજે છે. તેનું ભાગ્ય શું કહીએ ? એ પટેલ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા.

( વેણિદાસ અને દામોદરદાસની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૦૭ મી. )

એ બન્ને ભાઈ રાજનગર કાપડ ખરીદ કરવા ગયા, ત્યાં શ્રી ગુસાંઇજીના સેવક થયા. શ્રી ગુસાંઇજીને સુરત ગામમાં પધરાવી લાવ્યા અને ઘરના સર્વ મનુષ્યને નામ નિવેદન કરાવ્યું પછી સર્વ કુટુંબ સહિત વ્રજયાત્રા કરવા ગયા. વ્રજમાં શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા અને સર્વ કુટુંબને દેશ મોકલી દીધું. અને એ ભાઈ વ્રજમાં રહ્યા. સાંજ સવાર અને મધ્યાન શ્રી ગુસાંઇજીની ખવાસી કરતા. રસોઇ કરતા અને શ્રી ઠાકુરજીની સેવા કરતા. એક દિવસ શ્રી ઠાકુરજીએ પ્રસન્ન થઈ કહ્યું કે કંઈ માગો, ત્યારે તેમણે કહ્યું કે હરિ ગુરુ વૈષ્ણવ ત્રણે પર અમારો સરખો ભાવ રહે અને ત્રણેના દાસ થઈને રહીએ. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી કે એ પ્રમાણે થશે. આમ કરતાં પાંચ સાત વર્ષ ત્યાં રહ્યા પછી તેમના પુત્રને દ્રવ્ય ઘણું મળ્યું તેથી તે સહ કુટુંબ વ્રજમાં આવ્યો. બન્ને ભાઇઓને અને શ્રી ઠાકુરજીને પધરાવી સુરત ગામમાં લાવ્યો. સર્વ હળીમળીને સેવા કરવા લાગ્યા. હરિ ગુરુ વૈષ્ણવ સેવા સિદ્ધ થવા લાગી. ઈચ્છા આવે તેવા મનોરથ કરવા લાગ્યા. એ બન્ને ભાઇ આવે તેવા મનોરથ કરવા લાગ્યા. એ બન્ને ભાઈ એવા કૃપાપાત્ર ભગ-

વદિય થયા. જે મનોરથ કરતા તે શ્રી ઠાકુરજીને પૂછીને કરતા. સંસારમાં આસક્ત નહોતા. દ્રવ્યમાં જેમનું ચિત્ત નહોતું. કેવલ શ્રી ગુસાંઇજીનાં ચરણારવિંદમાં જેમનું ચિત્તહતું તેમના મહાભાગ્યવિષે શું કહીએજેમની શ્રીગુસાંઈજીપ્રશંસા કરતાહતા.

( એક વ્રજવાસીની વાર્તા. ) પ્રસંગ. ૧ લો. ( વાર્તા ૧૦૮ મી. )

એક સમય શ્રી ગુસાંઇજી દ્વારકા પધાર્યા. જામનગરમાં એક વાણિયો જોડા વેચતો હતો તેની દુકાનપર એક વ્રજવાસી જોડા લેવા ગયો. જોડા લીધા અને તેને પૈસા દેવા લાગ્યો પરંતુ વાણિયો બીજા કામમાં રોકાયો હતો તેથી વ્રજવાસીની વાત તેણે સાંભળી નહિ. વ્રજવાસીએ વાણિયાને લાત મારી અને પૈસા દીધા. બીજે દિવસ તે વાણિયાએ વ્રજવાસીને જોયાં. વાણિયાએ વિચાર કર્યો કે હું દેવીનો ઉપાસી છું. અને જે મનુષ્યને કહું કે મરી જા તે મનુષ્ય મરી જાય છે આ વ્રજવાસીને કાલે મેં મરી જવાનો શાપ દીધો હતો, તો પણ તે મરી ન ગયો. તેનું શું ? વાણિયે તેની દેવીની પૂછ્યું કે વ્રજવાસી મર્યો નહિ તેનું કારણ શું ? દેવીએ કહ્યું કે એ વૈષ્ણવ તેથી તેનાથી હું બીઉં છું. વૈષ્ણવથી તો બ્રહ્મા, રુદ્ર, શેષ અને લક્ષ્મી વિગેરે સર્વ બીએ છે. વાણિયે કહ્યું કે હું પણ વૈષ્ણવ થઇશ. પછી વ્રજવાસીને મળી શ્રી ગુસાંઈજીનો સેવક થયો. રીતભાત શીખી શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો એ વ્રજવાસી શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો જેને દેવી પ્રતિબંધ ન કરી શકી.

( એક વાણિયાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૦૯ મી.)

એ વાણિયો વ્રજવાસીના સંગથી દેવીની ઉપાસના

છોડી વૈષ્ણુવ થયો ત્યારથી તેણે જોડા વેચવાનો ધંધો છોડી દીધો, તેને દશ પંદર દિવસ સેવા કરતા થયા ત્યારે તેને એક બ્રાહ્મણ વૈષ્ણુવ મળ્યો તેને તે વાણિયો પોતાને ઘેર લાવ્યો. આદરસત્કાર કરી અનસખડી મહાપ્રસાદ લેવરાવ્યો. પછી તે બ્રાહ્મણને ખબર પડી કે એ વાણિયો થોડા દિવસ પહેલાં મોચીનો ધંધો કરતો હતો, તેથી તેના મનમાં ઘણો ખેદ થયો કે તેના હાથથી શા માટે ખાધું ? એટલે તે બ્રાહ્મણને કોઢ નિકળ્યો અને બ્રાહ્મણ ઘણો દુઃખી થયો. શ્રી ગુસાંઇજી પાસે તે બ્રાહ્મણ ગયો અને બધી વાત કહી. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે હરીદાસની પુત્રી પાસે જાઓ, તે તમારો ઉપાય કરશે. આથી તે બ્રાહ્મણ હરીદાસની પુત્રીને ઘેર આવ્યો: અને તેને સર્વ વાત કહી. હરીદાસની પુત્રીએ મનોરથ કરી વૈષ્ણુવોને બોલાવ્યા અને ધ્વજ ચઢાવી સર્વ વૈષ્ણુવોને પ્રસાદ લેવરાવ્યો. જુઠણ તે કોઢવાળા બ્રાહ્મણને લેવરાવ્યો તેથી તે બ્રાહ્મણનો કોઢ મટી ગયો વૈષ્ણુવોના જુઠનનો પ્રતાપ શ્રી ભાગવતમાં લખ્યો છે. નારદજીએ વ્યાસજીને કહ્યું છે તે.

श्लोक–तेमय्यपेताखिलचापलेऽर्मकेदांतेऽघृतक्रीडककेऽनुवर्तिनि ॥
चक्रुःकृपांयद्यपितुल्यदर्शनाः शुश्रूषमाणेमुनयोऽल्पभाषिणः ॥१॥
उच्छिष्टलेपाननुमोदितोद्विजैःसकृत्स्मसुंजेतदपास्तकिल्बिष ॥
एवं प्रवृत्तस्यविशुद्धचेतसस्तद्धर्मएवात्मकरुचिः प्रजायते ॥१॥

ચતુરમાસમાં એક ઠેકાણે ચાર મહાપુરુષ રહેતા હતા. તેમની ટહેલ નારદજીની મા કરતી હતી. અને જુઠણ લાવી ખાતી હતી અને પુત્રને ખવરાવતી હતી. એ જુઠણના પ્રતાપથી

નારદજી વ્યાસજીને કહે છે કે હું નારદ થયો છું. અને સાક્ષાત ભગવત્સ્વરૂપનો અનુભવ કરું છું, ભગવદાવતારમાં મારી ગણત્રી થઇ છે એ ભગવદીયની જુઠણનો પ્રતાપ છે. તે બ્રાહ્મણનો કોડ મટી ગયો અને તે વૈષ્ણવ ધર્મને સર્વોપરી જાણવા લાગ્યો. એ વાણિયો શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર થયો જેનો વૃથા દોષ જોવાથી બ્રાહ્મણને તુર્ત કોડ નિકળ્યો.

(શ્રીનાથજીના બીનકારની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૧૦ મી.)

એ બીનકારજી શ્રીનાથજીની પાસે બીન વગાડતા હતા. અને મહાપ્રસાદ લેતા હતા. વધારે મહાપ્રસાદ મળે તો વૈષ્ણવોને લેવરાવી દેતા હતા. એક સમય બીનકારના વિવાહનો અવસર આવ્યો ત્યારે તેમણે વિચાર કર્યો કે પરદેશ જઈ કંઈ દ્રવ્ય લાવું તો સારું. વિવાહનું કામ નીકળી જાય. શ્રીનાથજીએ વિચાર કર્યો કે એ બીન ઘણું સારું. બજાવે છે, તેથી તે ન જાય તો સારું. શ્રીનાથજીએ બીનમાં સોનાની કટોરી મૂકી દીધી. સવારે જ્યારે બીન વગાડવા આવ્યો ત્યારે બીનમાંથી સોનાની કટોરી નીકળી. બીનકારે શ્રી ગુસાંઈજી આગળ વિનતિ કરી કે આ કટોરી મારી બીનમાંથી નીકળી છે. શ્રી ગુસાંઇજી જાણી ગયા કે શ્રીનાથજીએ આપી હશે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે પરદેશ જવાનો વિચાર કર્યો છે પણ શ્રીનાથજીની આજ્ઞા નથી તેથી તમે ન જાઓ તમારે જોઈએ તેટલું દ્રવ્ય અમારી પાસેથી લો. બીનકારજીએ વિનતી કરી કે દેવદ્રવ્ય અને ગુરુદ્રવ્ય હું નહિ લઉં. આપની કૃપાથી સર્વ થઈ જશે. બીનકારજીએ વિચાર કર્યો કે પરદેશ

જવું નહિ થનાર હશે તેમ થશે. એવામાં ગુજરાતથી એક સંઘ આવ્યો તે સંઘમાં એક વૈષ્ણવ હતો તેને બીનકારજીની બધી વાતની ખબર પડી. તેણે બીનકારજીને બોલાવી પાંચસો રૂપિયા ખરચી વિવાહ કરી દીધો તેથી શ્રીનાથજી ઘણા પ્રસન્ન થયા. એ બીનકારજી શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા જેના વિના શ્રીનાથજી રહી ન શકયા.

(પ્રેમજીભાઇ લુવાણાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૧૧ મી.)

એ હાલારમાં રહેતા હતા. એ પ્રેમજીભાઇ વ્રજયાત્રા કરવા ગયા. ત્યાં જઇ શ્રી ગુસાંઈજીના સેવક થયા. વ્રજયાત્રા કરી શ્રીનાથજીનાં દરશન કર્યાં. પ્રેમજીભાઈએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મને સૂક્ષ્મ સેવા પધરાવી દો, શ્રી ગુસાંઈજીએ કૃપા કરી વસ્ત્ર સેવા પધરાવી દીધી, પ્રેમજીભાઇ શ્રી ઠાકુરજી પધરાવી દેશમાં આવ્યા અને સારી રીતે સેવા કરવા લાગ્યા, એક દિવસ પ્રેમજીભાઈના મનમાં એમ આવ્યું કે બીજા વૈષ્ણવોને ત્યાં તો વસ્ત્ર સેવા બીરાજે છે તો શ્રી ઠાકુરજી કેમ આરોગતા હશે. પછી ઉત્થાપન સમયે પ્રેમજીભાઇને વસ્ત્રમાં જેટલા તાર હતા તેટલા સ્વરૂપાત્મક દેખાવા લાગ્યા. પ્રેમજીભાઈને એવાં દર્શન થયાં ત્યારે પ્રેમજીભાઇએ નિશ્ચય કર્યો કે શ્રી ઠાકુરજીનું સ્વરૂપ તો સર્વ એકજ છે. મને વૃથા સંદેહ થાય છે. પ્રેમજીભાઈનો સંદેહ શ્રી ઠાકુરજીએ મટાડી દીધો એ પ્રેમજીભાઈ એવા કૃપાપાત્ર હતા.

(વૃંદાવનદાસ છબીલદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૧૨ મી.)

એ બે ભાઈ આગ્રામાં રહેતા હતા. એ બન્ને ભાઇ

સંતદાસજીને ઘેર ભગવદ્દવાર્તા સાંભળવા જતા હતા, એ નિત્ય કથા પ્રસંગ સાંભળતા હતા. એક દિવસ એવો પ્રસંગ આવ્યો કે નામ નિવેદન વિના ભગવત્પ્રાપ્તિ થતી નથી અને ભગવ-ત્સેવાનો અધિકાર થતો નથી એ બન્ને ભાઇઓએ એવો નિયમ લીધો કે નામ નિવેદન વિના જળ ન પીવું. સવારે ઉઠી શ્રી ગોકુળ ગયા. રાત્રે શ્રી ગોકુળ પહોંચ્યા. શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં. દંડવત કર્યા. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે મહા-પ્રસાદ લો. તેમણે વિનતિ કરી કે અમે ગઈ રાત્રે એવો નિયમ લીધો છે કે નામ નિવેદન વિના જળ પણ ન પીવું. શ્રી ગુસાંઈજીએ તેમની આર્તિ જોઇ કૃપા કરી નામ સુણાવ્યુ. અને જળ લેવાની આજ્ઞા કરી. બીજે દિવસ શ્રી નવનિતપ્રિયાજીની સંનિધાન નિવેદન કરાવ્યું ત્યારે એ બન્ને ભાઇઓને ઘણો આનંદ થયો. પછી શ્રી ગુસાંઈજીને વિનતિ કરી કે હવે અમે શું કરીએ ? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે ભગવત્સેવા કરો આગ્રામાં હૃષીકેશજીનો સત્સંગ કરો. આ સાંભળીને તે બહુ પ્રસન્ન થયા. શ્રી ઠાકુરજીની સેવા માથે પધરાવી સારી રીતે સેવા કરવા લાગ્યા. એ વૃંદાવનદાસ અને છબીલદાસ એવા કૃપાપાત્ર હતા. જેમને નિવેદનની એવી આર્ત થઇ કે એક દિવસ પણ રહી ન શકાયું. તેથી તેમના ભાગ્યનો પાર નહિ

( ધોબીની વાર્તા. ) પ્રસંગ ૧ લો. ( વાર્તા ૧૧૩ મી.)

આ ધોબી શ્રીનાથજીનાં વસ્ત્ર ધોતો હતો. તેને એક દિવસ શ્રી ગુસાંઇજીએ જોયો. શ્રી ગુસાંઈજીએ પૂછયું કે તું આટલો પ્રયત્ન કરીને શ્રીનાથજીનાં વસ્ત્ર ધુએ છે તો તું

એમને શું સ્વરૂપ જાણે છે. ધોબીએ કહ્યું કે મહારાજ એ વસ્ત્રે શ્રીનાથજીનો સ્પર્શ છે તેથી તે સાક્ષાત ભગવત્સ્વરૂપ છે અને મેં તે વસ્ત્રનો સ્પર્શ કર્યો છે તેથી હું પણ ભગવત્સ્વરૂપ થઈશ. શ્રી ગુસાંઈજીએ હસીને કહ્યું કે અસ્તુ. ધોબીનો દેહ છુટયો ત્યારે તે ભગવત્સ્વરૂપ થઈ ગયો. મારવાડના એક રાજાને ઘેર તે ધોબી શ્રી ઠાકુરજી થયો. સેવા પૂજા પ્રતિષ્ટા ઘણી થઇ અને ઘણા વૈભવથી રાજા સેવા કરવા લાગ્યો. તે ગામમાં ચાચા હરિવંશજી ગયા અને એક વાણિયાને ઘેર ઉતર્યા. વાણિયાએ તે ગામના ઠાકુરજીની ઘણી મોટાઈ ગાઈ. ચાચાજીએ પોતાની સાથેના મનુષ્યને કહ્યું ચાલો જોઈએ શું છે. ચાચાજીએ જોયું. તો શ્રીનાથજીનો ધોબી હતો પરંતુ દિવ્ય દષ્ટિથી દેખાતો હતો. ચાચાજીએ માથું ધુણાવ્યું. તે રાજા સેવા કરતો હતો તે તેણે જોયું. રાજાએ મનુષ્ય મોકલી ચાચાજીને બોલાવ્યો અને પૂછ્યું કે તમે માથું કેમ ધુણાવ્યું. ચાચાજીએ બધી વાત કહી. ત્યારે રાજાએ કહ્યું કે એ માનવામાં કેમ આવે ? ચાચાજીએ કૃપા કરીને તે રાજાને દિવ્ય દષ્ટિ દીધી. ત્યારે રાજાને સર્વ પદાર્થ અલૌકિક દેખાવા લાગ્યા. જેમ શ્રી ઠાકુરજીએ અર્જુનને દિવ્ય દષ્ટિ દીધી ત્યારે શ્રી ઠાકુરજીને વિશ્વરૂપ જોયા. વળી નારદજીએ પ્રાચીન બર્હિ રાજાને દિવ્ય દષ્ટિ દીધી ત્યારે યજ્ઞમાં જેટલાં પશુ મર્યાં હતાં તે સર્વ દેખાવા લાગ્યાં. આ પ્રમાણે ચાચાજીએ શ્રી ગુસાંઇજીની કૃપાથી રાજાને દિવ્ય દષ્ટિ દીધી ત્યારે તે ઠાકુરજી રાજાને ધોબી દેખાયા. રાજાએ તત્કાળ ચાચાજીને વિનતી કરી કે મને શરણ લો. ચાચાજીએ શ્રી ગુસાં-

ઈજીને પધરાવી રાજા તથા આખા ગામને શ્રી ગુસાંઈજીના સેવક કરાવ્યા. એ ધોબી શ્રીનાથજીના વસ્ત્ર ધોતાં ધોતાં તદરૂપ થયો.

(ધોબી ઠાકુરજીની સેવા કરતો તે રાજાની વાર્તા.) (પ્રસંગ ૧લો.) (વાર્તા ૧૧૪ મી.)

જ્યારે રાજાને શ્રી ઠાકુરજી ધોબી નિશ્ચય થયા ત્યારે રાજાએ ચાચાજીને કહ્યું કે શ્રી ગુસાંઈજીને પધરાવી રાજા વૈષ્ણવ થયો. અને ભગવત્સેવા અને ભગવદવાર્તા કરવા લાગ્યો. શ્રી ગુસાંઈજીને વિનતી કરી કે સદૈવ ચાચાજી મારી પાસે રહે, ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે એક વર્ષમાં પાંચ દિવસ ચા-ચાજી તમારી પાસે રહેશે. ત્યારે રાજાએ કહ્યું કે બાર માસમાં પાંચ દિવસ આવે તેમાં મારો નિર્વાહ કેમ થાય? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે એક ક્ષણવાર સુધી જો ચાચાજી જેવાનો સત્સંગ થાય તો તેની બરોબર સ્વર્ગનું તેમ મોક્ષનું સુખ પણ નથી.

श्लोक—तुल्यामेलवेनापिस्वर्गनापुनर्भवम् ॥
भगवत्संगिसंगस्यमर्त्यानांकिमुताशिशः ॥

આ શ્લોકમાં કહ્યું છે કે એક ક્ષણવાર સુધી પણ જો ભગવત્સંગીનો સંગ થાય તો તેની બરોબર કંઇ પણ સુખ નથી. અને તમને તો પ્રતિ વર્ષ પાંચ દિવસ મળશે, ત્યારે રા-જાએ હાથ જોડી વિનતિ કરી કે એક વર્ષ તો જરૂર ચાચાજીને મારી પાસે રાખો. શ્રી ગુસાંઈજીએ હા કહી એક દિવસ ધોબી ઠાકુરે રાજાને કહ્યું કે મને તમારા શ્રી ઠાકુરજીના મંદિરમાં ગોખલામાં બેસાડી દો અને એક પાતળ મહાપ્રસાદની નિત્ય મને દેજો. મારો સર્વ વૈભવ લઇ જઈ શ્રીનાથજીને ત્યાં મોકલી દો. રાજાએ તે પ્રમાણે કર્યું. એક વર્ષ સુધી ચાચાજીએ ત્યાં રહી

પુષ્ટીમાર્ગની બધી રીત શીખવી, એ રાજા શ્રી ગુસાંઈજીના એવા ભગવદિય થયા.

(પટેલનો પુત્ર અને પટવારીની પુત્રી ની વાર્તા.) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૧૫મી. )

એ બન્ને જણા બાળપણના સ્નેહી હતાં પટવારીની પુત્રીનો વિવાહ થયો ત્યારે તે પુત્રી પરદેશ સાસરે જવાના સમયે તેનાં સગાં સર્વે વળાવવા ગયાં. અને પટેલનો પુત્ર પણ ગયો. સરવ વળાવીને પાછા આવ્યાં અને પટેલના પુત્રે ઝાડ પર ચડી તેની ગાડી જોયા કરી એ ગાડી દૂર ગઈ ત્યારે પટેલના પુત્રને વિરહપાત થયો, તેનો પ્રાણ છુટી ગયો. તે ઝાડ તળે તેનો ચોતરો બનાવ્યો. ઘણાં દિવસ વિત્યા પછી તે પટવારીની પુત્રી તેને પિયર આવી. વૃક્ષની નીચે ગાડી ઉભી રાખી અને પૂછ્યું કે અહીં ચોતરો કેમ બનાવ્યો છે? ત્યારે લોકોએ સર્વ સમાચાર કહ્યા. પટવારીની પુત્રીનો પ્રાણ છુટી ગયો તેનો ઝાડ તળે ચોતરો બનાવ્યો. થોડા દિવસ પછી શ્રી ગુસાંઈજી તે પરદેશમાં પધાર્યા, અને તે વૃક્ષની નીચે મુકામ કર્યો વૃક્ષ ઉપર બન્ને જણાં ભૂત થઇને રહેતાં હતાં. તેમણે શ્રી ગુસાંઈજીને પધાર્યા જાણીને વિચાર કર્યો કે આપણો ઉદ્ધાર થાય, તો સારું. તે બન્ને જણાં રાત્રે શ્રી ગુસાંઇજીના તંબૂની ચોકી કરવા લાગ્યા. સિપાઇઓને કહ્યું કે તમે સુઇ જાઓ અમે ચોકી કરીશું. સિપાઇઓએ પૂછ્યું કે તમે કોણ છો ? તેમણે પોતાની સર્વ હકીકત કહી. સિપાઇએ આવીને વિનતી કરી એટલે શ્રી ગુસાંઈજી તેમને જોવા પધ ર્યા. શ્રી ગુસાંઈજીની દૃષ્ટિ તેમના પર પડી કે તરત તે બન્ને ભૂતયોનીથી છુટયાં અને દિવ્ય રૂપ

થઇ ગયાં. શ્રી ગુસાંઇજીએ દૃષ્ટિદ્વારા તેમને નામ નિવેદન કરાવ્યું અને પોતાના પ્રતાપ બળથી તુરત ભગવદ્‌લીલામાં પ્રવેશ કરાવ્યો. એ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(બે પ્રેત જેમનો ઉદ્ધાર થયો તેમની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૧૬ મી.)

એક સમય શ્રી ગુસાંઈજી ગુજરાત પધાર્યા હતા. એક ગામ બહાર મુકામ કર્યો ત્યાં બે પ્રેત રહેતાં હતાં તેમણે વિચાર કર્યો કે અહીં શ્રી ગુસાંઇજી પધાર્યા છે તેમની શરણ જઇએ તો કલ્યાણ થાય. શ્રી ગુસાંઈજીના જળધરિયાને પ્રેતે દેખાવ દીધો. જળધરિયાએ શ્રી ગુસાંઈજીને વિનતિ કરી, મહારાજ આ કુવાપર બે પ્રેત ઉભાં છે તેમની દૃષ્ટિનું જળ આપણે કામ આવે કે નહિ. શ્રી ગુસાંઇજી જોવાને પધાર્યા બન્ને પ્રેતોએ સાષ્ટાંગ દંડવત કર્યા. શ્રી ગુસાંઇજી તેમના પર કૃપા દૃષ્ટિ કરી નામ નિવેદન કરાવ્યું. તત્કાળ તેઓ પ્રેત યોનીથી છુટી ભગવદલીલામાં ગયા. તે ગામમાં એક વૈષ્ણવ રહેતો હતો તેણે શ્રી ગુસાંઈજીને પૂછ્યું કે એ આગલા જન્મમાં કોણ હતા. શ્રી ગુસાંઈજીને આજ્ઞા કરી કે પૂર્વ જન્મમાં તે બન્ને સ્ત્રી પુરુષ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. અને મર્યાદામાર્ગના વૈષ્ણવ હતા. મર્યાદા રીત પ્રમાણે સેવા કરતાં હતાં. જ્યારે બ્રાહ્મણનો દેહ છુટવા લાગ્યો ત્યારે તેનીસ્ત્રીએ કહ્યું કે હું કેમ કરુ? ત્યારે તેણે કહ્યુંકે અન્ન જળનો ત્યાગ કરી દેહ છોડી દેજે સ્ત્રીએ તે પ્રમાણે કર્યું. તેણે ભગવદસેવા છોડીને દેહ ત્યાગ કર્યો અને પતિએ રસ્તો બતાવ્યો એ અપરાધથી બન્ને પ્રેત થયાં. હવે તેમનો ઉદ્ધાર થયો છે તેથી વૈષ્ણવે સહજ ભગવદસેવા ન છોડવી અને કોઈને છોડા-

વવી પણ નહિ. ભગવદસેવાની આગળ સર્વ ધર્મ તુચ્છ છે. તેનાથી અધિક કોઇ પણ ધર્મ નથી. શ્રી ઠાકુરજીએ ગીતાજીમાં કહ્યું છે કે,-

श्लोक—सर्वधर्मान्परित्यजमामेकंशरणंव्रज ॥

આ વગેરે વચનોથી ભગવદસેવા આગળ તુચ્છ છે. પ્રલ્હાદજીએ કહ્યું છે.

श्लोक—देवोसुरोमनुष्योवायक्षगंधर्वमेवच ॥
भजनमुकुंदचरणंस्वस्तिमान्स्याद्यथाकयं ॥

આ પ્રમાણે ભજન જે સેવા તેની આગળ સર્વ ધર્મ તુચ્છ છે. આ સાંભળી સર્વ વૈષ્ણવો ઘણા પ્રસન્ન થયા. એ બન્ને પ્રેત શ્રી ગુસાંઇજીની કૃપાથી ભગવદલીલામાં ગયા.

( રાજા જોતસિંહજીની વાર્તા. ) ( प्रसंग १ लो. ) (વાર્તા ૧૧૭ મી.)

આ રાજાના ગોરનો મોટો પુત્ર પંડીત હતો અને ભગવદ ધર્મમાં કુશળ હતો. અને તે શ્રી ગુસાંઇજીનો સેવક હતો અને ભગવદલીલાનો અનુભવ કરતો હતો. એક દિવસ રાજાની પાસે ગયો. રાજા રીસાઇ દેવીની પૂજા કરતો હતો ત્યારે તે ગોરે રાજાને કહ્યું કે આવી હજારો દેવીઓ પંઢરપુરમાં જળ ભરે છે ત્યારે રાજાએ કહ્યું કે મને બતાવ. રાજા અને ગોર પુત્ર પંઢરપુરમાં આવ્યા અને શ્રી વિઠ્ઠલનાથજીનાં દર્શન કર્યાં. અને વૈભવ કંઈ પણ જોયો નહિ ત્યારે ગોરપુત્રને કહ્યું કે મારી દેવીનો જેટલો વૈભવ છે તેનો વિસમો ભાગ પણ શ્રી વિઠ્ઠલનાથજીનો નથી, તું મને કેમ લાવ્યો છે. ગોરપુત્રે શ્રી ગુસાંઇજીની કૃપાથી રાજા જોતસિંહને દિવ્ય દૃષ્ટિ આપી તેથી શ્રી વિઠ્ઠલનાથજીનાં સર્વ વૈભવનાં દર્શન થવા લાગ્યાં અનેક પ્રકારની રચ-

ના, અનેક પ્રકારની કુંજ અનેક પ્રકારના સેવા કરનારા મનુષ્યો,અનેક પ્રકારના વૈભવ, અને રત્ન જંડીત સ્તંભ તથા કમાડ સર્વ જોયું. રાજા જોઈને વિસ્મય પામ્યો. અને ગોરપુત્રને નમી પડયો. ગોરપુત્ર રાજાનો હાથ પકડી બીજી બાજુ લઇ ગયો ત્યાં જુએ છે તો હજારો સ્ત્રી જળ ભરી આવે છે. સર્વની પાછળ રાજાની રાસાઇ દેવી જળ ભરીને આવે છે. રાજાએ તેને જોઈ. રાજાએ દેવીને પૂછ્યું કે આ શું છે? દેવીએ કહ્યું કે હું તો સેવા કરું છું. ત્યારે જે કંઇ પૂછવું હોય તે ગોરપુત્રને પૂછ. હું તો હમણાં સેવામાં જઉં છું. આ પ્રમાણે કહીને દેવી ચાલી ગઇ, ગોરપુત્રે પછી રાજાની દિવ્ય દૃષ્ટિ ખેંચી લીધી એટલે સાધારણ રીતે નિત્ય મુજબ શ્રી વિઠ્ઠલનાથજીનાં દર્શન થવા લાગ્યાં. રાજાએ હાથ જોડી ગોરપુત્રને કહ્યું કે મને તમારો સેવક કરો, ગોરપુત્રે કહ્યું કે હું અડેલમાં શ્રી ગુસાંઇજીનો સેવક થયો છું. તેમની કૃપાથી અસાધારણ સુખ થાય છે. તમે પણ શ્રી ગુસાંઈજીની શરણ જાઓ તો સર્વ કાર્ય સિધ્ધ થશે રાજા ગોરપુત્રને સાથે લઇ અડેલ જઈ શ્રી ગુસાંઇજીનો સેવક થયો. અને નામ નિવેદન કરાવ્યું. શ્રી ઠાકુરજી પધરાવી વ્રજમાં શ્રીનાથજીનાં દર્શન કરી રાજા પોતાને ઘેર આવ્યો. અને ગોરપુત્રને પાસે રાખી રાજા સેવાની રીત શિખ્યો. અને સ્નેહથી ભગવદ્સેવા કરવા લાગ્યો. થોડા દિવસ પછી શ્રી ગુસાંઈજીની કૃપાથી ઠાકુરજી અનુભવ જણાવવા લાગ્યા. એ રાજા ગોરપુત્રના સંગથી ભગવદી થયા.

( બે વિરકતની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૧૧૮ મી. )

એક વિરકત તાદશી ભગવદિય હતો અને એક સાધારણ હતો તાદશી ભગદિય પરદેશ જવા લાગ્યો ત્યારે સાધારણ વૈષ્ણુવે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે હવે હું શું કરું ? શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તમે તેની સાથે પરદેશ જાઓ. અને તેનો સત્સંગ કરો. એ કહે તે પ્રમાણે કરો. વૈષ્ણુવે કહ્યું કે જેવી આજ્ઞા. તાદશી ભગવદિય પરદેશ ગયો. બીજો વિરકત તેની સાથે શ્રી ગુસાંઇજીની આજ્ઞા લઈ ગયો. રસ્તામાં એક દિવસ તાદશી ભગવદિય પાછળ રહ્યો અને બીજો વિરકત તાદશી આગળ ગયો. એક ગામ આવ્યું ત્યાં તે બેસી રહ્યો જ્યાં તે બેઠો હતો તે સ્થળની પાસે વેશ્યાનો નાચ થતો હતો તે સાધારણ વૈષ્ણુવ જોવા લાગ્યો અને એવો મગ્ન થયો કે કંઇ દેહની શુદ્ધિ પણ રહી નહિ. તાદશી ભગવદિય તેને શોધવા લાગ્યો. શોધતાં શોધતાં તે આ ગામમાં આવ્યો અને તેને મળ્યો, પરંતુ તે વેશ્યાના નાચમાં એવો મગ્ન હતો કે તેણે વૈષ્ણુવને ઓળખ્યા નહિ. વૈષ્ણુવ તેને બહાર ખેંચી લાવ્યો તો પણ કંઈ શુદ્ધિ આવી નહિ. ભગવદિચ્છાથી તાદશીના પગની રજ ઉડી તેના મોઢામાં પડી એટલે તેનો વેશ્યાવેશ મટયો અને ચેતન થયો અને ચેતન થયો પછી શુદ્ધિ આવી. અને જુએ છે તો તે તાદશી વૈષ્ણુવની પાસે ઉભો છે, પછી તે તેની સાથે ચાલ્યો. પછી જ્યારે શ્રી ગુસાંઈજીની પાસે ગયા ત્યારે તાદશી વૈષ્ણુવે શ્રી ગુસાંઈજીને સર્વ સમાચાર કહ્યા. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તેને વેશ્યાની રજનો સ્પર્શ થયો હતો જેથી તેને આવેશ આવી

ગયો પરંતુ જ્યારે તારા પગની રજનો સ્પર્શ થયો ત્યારે તેનો વિષયાવેશ ઉતર્યો. વૈષ્ણવની ચરણરજનું એવું માહાત્મ્ય છે, જે રજની બ્રહ્મા, શિવ, શેષ અને સનકાદિક વિગેરે ઇચ્છા કરે છે પરંતુ પ્રાપ્ત થતી નથી. તો તેનાથી વિષયાવેશ મટે તેમાં શું આશ્ચર્ય છે? તાદ્રશી વૈષ્ણવ આ સાંભળીને ચુપ થઇ ગયો. એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા.

(એક બ્રાહ્મણી અડેલમાં રહેતી તેની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૧૯ મી.)

એ બ્રાહ્મણીને શ્રી ગુસાંઇજીએ નામ નિવેદન કરાવીને એવી આજ્ઞા કરી કે તું નવનીતપ્રિયાજીની પરચારગી કર, તે પરચારગી કરવા લાગી. એક દિવસ દાળની તપેલીમાં ડાઘ રહી ગયો તેની કોઈને ખબર ન પડી. જ્યારે શ્રી ગુસાંઇજી શ્રી નવનીતપ્રિયાજીને રાજભોગ ધરવા પધાર્યા ત્યારે શ્રી નવનીતપ્રિયાજીએ કહ્યું કે રાજભોગ છોવાઈ ગયો છે. તપેલીમાં ડાઘ રહી ગયો છે. શ્રી ગુસાંઈજીએ બીજી સામગ્રી તૈયાર કરાવી શ્રી નવનિતપ્રિયાજીને સમર્પી અને તે બ્રાહ્મણીને યમુનાજીના સામે કાંઠે મોકલી દીધી તે ત્યાં ઝૂંપડી બનાવીને પડી રહી. અને ઘાટપર ગાય ભેંસ આવે તેનું છાણ થાપી છાણા વેચે. ઘાટ ઉતરવાને લોકો આવે અને ત્યાં રસોઇ કરે તેને છાણા આપે આમ કરી બ્રાહ્મણી નિર્વાહ કરે પરંતુ છાણ ઘણું થતું તેથી છાણાનો મોટો ઢગલો થયો. એક દિવસ એક વ્રજવાસી હોડીઉં લઈ છાણા લેવા ગયો અને બ્રાહ્મણીને પૂછ્યું કે તું છાણા વેચીશ ? બ્રાહ્મણીએ તે વ્રજવાસીને ઓળખ્યો. અને કહ્યું કે મંદિર વાસ્તે જો છાણા જોઈતા હોય તો લઇ જાઓ. આ સર્વ શ્રી ગુસાંઈજીનાં છે અને હું

શ્રી ગુસાંઈજીની દાસી છું. આ સાંભળી તે વ્રજવાસી છાણા ભરી હોડી લઈને આવ્યો. શ્રી ગુસાંઈજીએ કહ્યું કે આ સુંદર છાણા ક્યાંથી લાવ્યો? ત્યારે વ્રજવાસીએ તે બ્રાહ્મણીના દંડવત કહ્યા અને સર્વ વાત કહી. શ્રી ગુસાંઇજી પ્રસન્ન થયા અને આજ્ઞા કરી કે તે બ્રાહ્મણીને બોલાવી લાવો. તે વ્રજવાસી બીજી હોડી લઇને ગયો અને છાણા ભરી બ્રાહ્મણીને સાથે લેતો આવ્યો. બ્રાહ્મણીએ શ્રી ગુસાંઈજીના દર્શન કર્યાં. ઘણા દિવસ થયા હતા તેથી એને પોતાનો દોષ વિચારી તે બ્રાહ્મણીની આંખમાંથી જળ વહેવા લાગ્યું. આ જોઇ બ્રાહ્મણીને ધીરજ આપી અને શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તું રોઈશ મા શ્રી નવનિતપ્રિયાજી તારાપર પ્રસન્ન થયા છે. જા પરચારગીની સેવા કર. તે બ્રાહ્મણી પછી અત્યંત શ્રધ્ધા સહિત ઘણી સંભાળ રાખીને પરચારગી કરવા લાગી. થોડા દિવસ પછી શ્રી નવનિ-તપ્રિયાજી અનુભવ જણાવવા લાગ્યા અને બ્રાહ્મણી ઉપર કૃપા કરી બોલવા લાગ્યા, એક દિવસ ખીરમાં મેવો થોડો હતો તેથી શ્રી નવનીતપ્રિયાજીએ તે બ્રાહ્મણીને આજ્ઞા કરી કે આજે ખીરમાં મેવો થોડો છે. બ્રાહ્મ-ણીએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી. શ્રી ગુસાંઈજી આ સાંભ-ળીને ઘણા પ્રસન્ન થયા. અને વિચાર કર્યો કે એના ધન્ય ભાગ્ય છે કે નવનીતપ્રિયાજીએ આવી કૃપા કરી છે. એ બ્રાહ્મણી શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી. કે જેને કાઢી મૂકી હતી તો પણ કંઇ દોષ લીધો નહિ. અને વળી તેનું ચિત્ત

સદૈવ શ્રી ગુસાંઇજીના ચરણારવિંદમાં રહેતું હતું.

(દુર્ગાદાસની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૨૦ મી.)

દુર્ગાદાસ પૂર્વ દેશમાં રહેતા હતા તે તીર્થયાત્રા કરવા આવ્યા. જ્યારે શ્રી ગોકુળ આવ્યા ત્યારે શ્રી ગુસાંઈજી શ્રી યમુનાજીના ઘાટપર બીરાજતા હતા. તેમનાં તેમને સાક્ષાત પૂર્ણ પુરુષોતમ કોટી કંદર્પ લાવણ્ય સ્વરૂપનાં દર્શન થયાં. દુર્ગાદાસે શ્રી ગુસાંઇજીને વિનતી કરી કે મને શરણ લ્યો. હું ઘણા જન્મથી ભટકું છું. શ્રી ગુસાંઇજીને દયા આવી તેથી પોતે કૃપા કરી નામ નિવેદન કરાવ્યું. દુર્ગાદાસ વ્રજમાં ઘણા દિવસ રહ્યા. અને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. અને દુર્ગાદાસ પછી ત્યાંથી વિદાય થઇ દેશ ગયા અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. તેમના સંગથી ઘણા જણ વૈષ્ણવ થયા. શ્રી ઠાકુરજી દુર્ગાદાસની પાસે બાળકની પેઠે જે જોઈએ તે માગી લેતા અને બાળલીલાનો સંપૂર્ણ અનુભવ કરાવતા હતા. એ દુર્ગાદાસ એવા કૃપાપાત્ર હતા.

(ચતુરબિહારીની વાર્તા.) પ્રસંગ. ૧ લો. (વાર્તા ૧૨૧ મી.)

એ ચતુરબિહારી શ્રી ગોકુળ આવ્યા અને શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં. શ્રી ગુસાંઈજીને વિનતિ કરી કે મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી નામ નિવેદન કરાવ્યું. આ વખતે શ્રી નવનીતપ્રિયાજીના રાજભોગનો સમય હતો. ચતુરબિહારીને લીલાસહિત દર્શન થયાં. ચતુરબિહારીએ નવું પદ કરીને ગાયું. પદ "કિયેંજો ચટક મટક ઠાડો રહત પનિ ઘટપર" આ પદ ગાયું. તે સાંભળી શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. શ્રી ગુસાં-

ઇજીએ જાણ્યું કે શ્રી નવનીતપ્રિયાજીએ એને લીલાનો અનુભવ કરાવ્યો. શ્રી ગુસાંઇજી ઘણાં પ્રસન્ન થયા. ચતુરબિહારી શ્રી ગુસાંઇજીની સાથે શ્રીજીદ્વાર આવ્યા. અને શ્રીનાથજીના દર્શન કર્યાં મંગળાનો સમય હતો. ચતુરબિહારીએ નવું પદ ગાયું: રાજભોગ સમય શ્રીનાથજીની સંનિધાન ચતુરબિહારીએ પદ ગાયું તે પદ અનતન જઇએ હો પ્રિયે અહીયે મેરે મહેલ. આ સાંભળી શ્રી ગુસાંઈજી ઘણા પ્રસન્ન થયા. ચતુરબિહારીજી શ્રી ગુસાંઈજી પોઢતા ત્યારે પંખો કરતા અને પદ ગાતા, એ ચતુરબિહારી શ્રી ગુસાંઈજીના ચરણાવિંદની જન્મપર્યંત સેવા કરતા હતા.

( એક ક્ષત્રાણીની વાર્તા. ) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૨૮ મી).

શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે એક ક્ષત્રાણીએ વિનતિ કરી કે મહારાજ મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ મનુષ્ય સમસ્યા કરી કે તેને ન્હવરાવો. તે ન્હાઇને ગુસાંઇજી નામ સંભળાવવા લાગ્યા ત્યારે તે ક્ષત્રાણીના મનમાં એમ આવ્યું કે શ્રી ગુસાંઇજી ઊંચે સ્વરે બોલે તો સારું. શ્રી ગુસાંઈજી તેને ધીરે ધીરે નામ સંભળાવવા લાગ્યા. પરંતુ તે જાણી જોઇને બોલે નહિ. શ્રી ગુસાંઈજીએ મોટેથી કહ્યું કે સાંભળે છે કે નહીં. તે ક્ષત્રાણી બોલી કે આપનાં વચનામૃત સાંભળવાને માટે જાણીને બોલતી નથી. શ્રી ગુસાંઈજી પ્રસન્ન થયા અને ક્ષત્રાણીને નામ નિવેદન કરાવ્યું તે પછી શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગી. થોડા દિવસ પછી શ્રી ઠાકુરજી ક્ષત્રાણીને યશોદા જેવો અનુભવ કરાવવા લાગ્યા. શ્રી ઠાકુરજી ઘરમાં યશોદાજી

જેવી બાલચેષ્ટા કરતા એ ક્ષત્રાણી એવાં પરમ કૃપાપાત્ર હતાં.

(માધોદાસ કપુરીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૨૩ મી.)

માધોદાસ આગ્રામાં રહેતા હતા. એક સમય શ્રી ગુસાંઈજી આગ્રે પધાર્યા અને જનાર્દનદાસ ચોપડા ક્ષત્રીને ઘેર ઉતર્યા. માધોદાસ દર્શન કરવા ગયા. તેમને સાક્ષત્ શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન થયાં. આ જોઈને માધોદાસ વિસ્મય પામ્યા અને શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મહારાજ, મને શરણુ લો. શ્રી ગુસાંઈજીએ વિનતિ કરી નામ નિવેદન કરાવ્યું. અને સેવા પધરાવી દીધી. માધોદાસજી સેવા કરવા લાગ્યા. સેવા કરતા કરતા માધોદાસજીને શ્રી ઠાકુરજીની લીલાનો અનુભવ થયો. કોઇ સમય શ્રીનાથજી રાસલીલાનો અનુભવ કરાવતા. કોઈ સમય બાલલીલાનાં દર્શન કરાવતા અને કોઈ સમય દાણલીલાનાં દર્શન કરાવતા, આ પ્રમાણે અનેક લીલાનાં દર્શન માધોદાસજીને થતા. એ માધોદાસજી શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(ભીષ્મદાસ ક્ષત્રીની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૨૪ મી.)

ભીષ્મદાસ પૂર્વ દેશમાં રહેતા હતા. તીર્થયાત્રા કરવાને શ્રી ગોકુલ આવ્યા. શ્રી ગુસાંઇજીના દર્શન કર્યા અને વિનતિ કરી કે મને શરણુ લો. શ્રી ગુસાંઈજીએ કૃપા કરી ભીષ્મદાસને અને તેમનાં કુટુંબને નામ નિવેદન કરાવ્યું. ભીષ્મદાસે શ્રીનાથજીનાં દર્શન કર્યાં. દર્શન કરીને ઘણા પ્રસન્ન થયા. અને શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મહારાજ, મને ભગવદ્સેવા પધરાવી દો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરીને પધરાવી દીધી ભીષ્મદાસ શ્રી બાલકૃષ્ણજીની સેવા ઘણી રીતે કરવા લાગ્યા. એક

દિવસ ભીષ્મદાસને શ્રી બાલકૃષ્ણજીએ સ્વપ્નમાં કહ્યું કે મને નવું મંદિર કરાવી આપો. ભીષ્મદાસજીએ શ્રી ગોકુલમાં નવું મંદિર કરાવ્યું.શ્રી ગુસાંઈજીને નવા મંદિરમાં પધરાવ્યા. ભીષ્મદાસ અને તેમની સ્ત્રી સારી રીતે સેવા કરવા લાગ્યા, અને જન્મ પર્યંત શ્રી ગુસાંઇજીના ચરણારવિંદ છોડી કંઈ પણ ગયા નહિ. ભીષ્મદાસ નિત્ય સાંજે રમણરેતિમાં જતા અને રાસલીલા આદિ સર્વ લીલાનાં દર્શન તેમને થતાં. એ ભીષ્મદાસ પરમ કૃપાપાત્ર ભગવદિય હતા.

(નારણદાસ સનોડિયા બ્રાહ્મણની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૨૫ મી.)

નારાયણદાસ આન્યોરમાં રહેતા હતા. નારાયણદાસ શ્રી ગુસાંઇજીના દર્શન કરવા ગયા. તેમને સાક્ષાત્ પૂર્ણ પુરુષોતમનાં દર્શન થયાં. નારાયણદાસ શ્રી ગુસાંઈજીને શરણ આવ્યા. નિત્ય શ્રીનાથજીની સેવા કર્યા કરતા. નારાયણદાસને લૌકિકમાં સગાં દુઃખ દેતાં. તેથી નારાયણદાસ શ્રી ગોકુળ આવીને રહ્યા. અને જન્મપર્યંત શ્રી નવનીતપ્રિયાજીની સેવા કરતા રહ્યા. જેમ અફીણના બંધાણીને અફીણ વિના ચાલતું નથી તેવી જ રીતે નારાયણદાસને સેવામાં આસકિત હતી. નારાયણદાસજી સેવા વિના રહી શકતા નહોતા. શ્રી નવનીતપ્રિયાજી તેમને સુતા જગાડી સેવા કરાવતા. એ નારાયણદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(જમનાદાસ દક્ષિણમાં રહેતા તેમની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૨૬ મી.)

એ વૈષ્ણવ દક્ષિણમાં રહેતા હતા. એક દિવસ શ્રી ગુસાંઈજી દક્ષિણ પધાર્યા ત્યારે જમનાદાસ સેવક થયા. શ્રી ઠાકુરજી

પધરાવી સેવા કરવા લાગ્યા. એ દેશમાં મ્લેચ્છનું રાજ્ય હતું. ચૈત્ર માસમાં એક માળી ગુલાબનું ફૂલ વેચવા આવ્યો. જમનાદાસને ફૂલનો ઘણો શોખ હતો. જમનાદાસે માળીને પૂછ્યું. કે આ ફૂલનું શું લઇશ ? ત્યારે તેણે કહ્યું કે એક રૂપૈઓ લઇશ. એવામાં એક તુર્ક આવ્યો. તેણે કહ્યું કે ફૂલ અમારા સરદારને જોઈએ છીએ. હું બે રૂપૈઆ આપું જમનાદાસે પાંચ રૂપૈયા કહ્યા એટલે તુર્કે દશ રૂપૈયા કહ્યા આમ કરતાં બંન્ને જણ વધવા લાગ્યા. તે છેક લાખ રૂપૈયા સુધી વધ્યા. જમનાદાસે લાખ રૂપૈયા આપી તે ફૂલ લીધું. અને લાવીને શ્રી ઠાકુરજીની પાઘડી પર ધર્યું. આ વખતે શ્રી ગુસાંઈજી ગિરિરાજજી ઉપર શ્રીનાથજીનો શૃંગાર કરતા હતા. શ્રીનાથજી ઝુકી જતા. શ્રી ગુસાંઇજીએ પૂછ્યું કે બાબા કેમ ઝુકો છો. શ્રી ગોવર્ધનનાથજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું કે આપના સેવક જમનાદાસ જે દક્ષિણમાં રહે છે તેમણે લાખ રૂપૈયાનું એક ફૂલ લઇ પોતાના શ્રી ઠાકુરજીને ધરાવ્યું છે તેના ભાવના બોજથી હું ઝુકું છું. તેનો એવો ભાવ છે કે જેણે એક ફૂલને માટે લાખ રૂપૈયા ખર્ચ્યા, આ વાત સાંભળીને શ્રી ગુસાંઈજી ઘણા પ્રસન્ન થયા. અને શ્રી ગુસાંઈજીએ એક પત્ર લખી વ્રજવાસી સાથે મોકલ્યો કે તમે અમુક દિવસે જે ફૂલ ધરાવ્યું છે તે શ્રીનાથજીએ અંગિકાર કર્યું છે. આ સમાચાર જમનાદાસને પહોચ્યા ત્યારે તે પત્ર વાંચી ઘણા પ્રસન્ન થયા. અને પાંચ લાખ રૂપૈયાનો હીરો લઇ શ્રીગુસાંઈજીને ભેટ મોકલ્યો. એ જમનાદાસ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા. દ્રવ્યને તુચ્છ જાણતા હતા

( એક બંગાળીની વાર્તા. ) (પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૨૭ મી. )

એ ગોડિયો વૃંદાવન રહેતો હતો. અને મજૂરી કરતો હતો. એક સમય શ્રી ગુસાંઈજી વૃંદાવન પધાર્યા ત્યારે તે શ્રી ગુસાંઇજીનો સેવક થયો. તેને વૈષ્ણવ જાણી લોક મજૂરી વધારે દેવા લાગ્યા તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે ધર્મ વેચી ખાવું અનુચિત છે. શાસ્ત્રમાં લખ્યું છે કે ભગવાનનું નામ લઇ ભિક્ષા માંગે તો દેનાર માણસ નર્કમાં જાય. જેથી ધર્મ દેખાડી ભિક્ષા કે રોજગાર કરવો નહિ. આ પ્રમાણે વિચાર કરી ગોડિયો જ્યારે મજૂરી કરવા જતો ત્યારે તિલક મુદ્રા ધોઇ નાંખતો અને કંઠી છુપાવી રાખતો. આ પ્રમાણે ધર્મ ગુપ્ત રાખી મજૂરી કરતો. એક દિવસ તે તિલક ધોતાં ભૂલી ગયો અને મજૂરી કરવા તૈયાર થયો ત્યારે શ્રી ઠાકુરજી બોલ્યા કે તિલક ધોઇને જાઓ. આ સાંભળી તે ઘણો પ્રસન્ન થયો, ત્યારથી નિત્ય શ્રી ઠાકુરજી તેની સાથે વાતો કરતા અને સર્વ સુખ આપતા. એ ગોડીઓ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

( એક બ્રાહ્મણ ભાવનગરમાં રહેતો હતો તેની વાર્તા) પ્રસંગ ૧ લો વાર્તા ૧૨૯ મી.

એક સમય શ્રી ગુસાંઈજી દક્ષિણ પધાર્યા, ત્યારે આ બ્રાહ્મણને વેદ ભણતો જોયો. શ્રી ગુસાંઇજીએ વિચાર કર્યો કે આ બ્રાહ્મણ વેદનો પાઠ ઘણો સારો કરે છે, પરંતુ કંઇ સમજતા નથી, કંઇ સમજે તો સારું, એવામાં તે બ્રાહ્મણના મનમાં એમ આવ્યું કે આને શરણ જાઉં તો સારું, એ બ્રાહ્મણ શ્રી ગુસાંઈજીને શરણ ગયો અને કથા સાંભળવા લાગ્યો, શ્રી ગુસાંઈજીની કૃપાથી તે બ્રાહ્મણને વેદનો અર્થ સ્ફુરિત થયો બ્રાહ્મણ શ્રદ્ધા સહિત વેદનો

પાઠ કરવા લાગ્યો. એક દિવસ શ્રીનાથજીએ શ્રી ગુસાંઇજીને આજ્ઞા કરી કે એ બ્રાહ્મણ નિત્ય મારા મંદિર આગળ વેદ પાઠ કરે આવી આજ્ઞાથી તે પછી શૃંગારથી તે રાજભોગ શુધી નિત્ય નીજમંદિર આગળ પાઠ કરતો અને જે ઈ અક્ષર કે માત્રા ભુલતો તો તે શ્રી ઠાકુરજી તેને બતાવતા તે બ્રાહ્મણ એવો કૃપાપાત્ર થયો.

( માધુરીદાસ માળીની વાર્તા. ) પ્રસંગ ૧ લો. ( વાર્તા ૧૨૯ મી.)

એ માધુરીદાસ નીત્ય ફૂલ વીણીને હાર કરી લાવતો. એક દિવસ શ્રીનાથજીએ તેને શીખવ્યું કે તું આ રીતે નિત્ય હાર ગુંથ. માધુરીદાસે હાર તૈયાર કરીને શ્રી ગુસાંઇજીને આપ્યો. શ્રી ગુસાંઈજીએ મુખિયાને આપ્યો. મુખિયાએ શ્રીનાથજીને ધરાવ્યો તો હાર ઘણો મોટો થયો. મુખિયાએ શ્રી ગુસાંઈજીને કહ્યું કે હાર મોટો છે. શ્રી ગુસાંઈજીએ માધુરીદાસને કહ્યું કે તમે નિત્ય હાર કરો છો એવો આજે કેમ ન કર્યો? ત્યારે માધુરીદાસે કહ્યું કે મને શ્રીનાથજીએ પાસે બેસી શીખવાડયો છે. પછી શ્રી ગુસાંઇજી ન્હાઈને હાર ધરવા પધાર્યા. શ્રીનાથજીને હાર ધર્યો તો હાર પૂરો થયો શ્રી ગુસાંઇજીએ શ્રીનાથજીને પૂછ્યું કે આનું કારણ શું ત્યારે શ્રીનાથજીએ ત્રણ કારણ બતાવ્યાં. (૧) તમારા હાથ વિના બીજાનો હાથ સોહાતો નથી. (૨) આવો રત્નનો હાર જોઈએ માટે બનાવો. (૩) મુખિયાના મોઢેથી વાસ આવે છે. આથી શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે મુખિયાથી લઈને સર્વ સેવક મુખ બાંધી સેવા કરો. તે દિવસથી સર્વ

સેવક મુખ બાંધી સેવા કરે છે, એ માધુરીદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(ધર્મદાસ અડીંગમાં રહેતા તેમની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૩૦ મી.)

ધર્મદાસ આંખે દેખતા નહોતા. શ્રી ગુસાંઇજી નિત્ય ઘોડા પર બેસી શ્રીજીદ્વાર પધારતા. અને શ્રી ગોકુલથી બે ઘડીમાં ગોપાલપુર આવતા. અને ગોપાલપુરથી બે ઘડીમાં શ્રી ગોકુલ પધારતા. આ પ્રમાણે નિત્ય આવજાવ થતી. એક દિવસ શ્રી ગુસાંઇજી અડીંગથી બહાર નીકળ્યા ત્યારે રસ્તામાં એક આંધળો બ્રાહ્મણ ઊભો હતો તેના પર ઘોડો આવવા લાગ્યો. શ્રી ગુસાંઇજીએ ઘોડો થોભાવ્યો પરંતુ બ્રાહ્મણ ગભરાઇ ગયો. રસ્તામાંથી આજુ બાજુ કંઈ જઇ શકયો નહિ. શ્રી ગુસાંઇજીને દયા આવી તેથી પોતે નીચે ઉતરી તેનાં નેત્રપર જળ છાંટયું. તેનાં નેત્ર ખુલી ગયાં. શ્રી ગુસાંઇજી તો ઘોડાપર સવાર થઇ ગોપાલપુર પધાર્યા. પાછળ પાછળ તે બ્રાહ્મણ પણ ધીરે ધીરે ગોપાલપુર પહોંચ્યો. જઈને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યા અને વિનતિ કરી કે રસ્તામાં આપે મને નેત્ર આપ્યાં તેજ હું બ્રાહ્મણ છું મને શરણ લો. બીજે દિવસ શ્રી ગુસાંઇજીએ તે બ્રાહ્મણને નામ નીવેદન કરાવ્યું. અને શ્રીનાથજીનાં દર્શન કરાવ્યાં. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તેને ગ્રન્થ ભણાવ્યા ત્યાંસુધી તે ત્યાંજ રહ્યો. થોડા દિવસમાં તેનો દેહ છુટયો ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે ધર્મદાસ ઘણો સારો વૈષ્ણવ હતો.

(પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૩૧ મી.)

એક દિવસ ચાર વૈષ્ણવ મળી ભગવદ્વાર્તા કરતા હતા.

અને શ્રી ગુસાંઈજીનો પ્રતાપ વર્ણન કરતા હતા. ત્યાં એક અન્યમાર્ગી બોલ્યો કે મારો ઉદ્ધાર કરે તો ખરી વાત. વૈષ્ણવોએ કહ્યું કે તારો ઉદ્ધાર કરશે એમાં કંઇ પણ સંદેહ નથી. વૈષ્ણવોની આ વાત સાંભળીને તે શ્રી ગુસાંઇજી પાસે જઇ સેવક થયો. પછી સ્મશાનમાં જઈને બેઠો અને ત્યાંજ રસોઇ કરીને ખાય એવો ભ્રષ્ટ થયો. પછી આવીને વૈષ્ણવોને કહ્યું કે 'હું આવો ભ્રષ્ટ થયો છું અને આવાં કર્મ કરું છું. હવે શ્રી ગુસાંઈજી મારો ઉદ્ધાર કરશે તે ખબર પડશે. એ સર્વ વૈષ્ણવોએ આ સર્વ સમાચાર શ્રી ગુસાંઈજી આગળ કહ્યા. શ્રી ગુસાંઈજી કંઈ પણ બોલ્યા નહિ. એક રાજા તીર્થ કરતો કરતો શ્રી ગોકુળ આવ્યો. તેણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મહારાજ, મને ગલિત કોઢ થયો છે મેં ઘણાં ઔષધ કર્યા પરંતુ તે મટતો નથી. છેવટે તીર્થ કરવા નીકળ્યો છું તો પણ રોગ મટયો નહિ હવે આપ કંઇ ઉપાય બતાવો તો મટે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે મારો એક સેવક અમુક ગામમાં સ્મશાનમાં બેઠો છે તેની જુઠણ ખાઓ તો મટી જશે. તે રાજા શ્રી ગુસાંઈજીની વાતપર વિશ્વાસ રાખીને તે ગામમાં જઇ સ્મશાનમાં ગયો અને તેની જુઠણ માંગતા તેણે ના કહી, પછી તે ખાવા બેઠો અને થોડું ખાધું એટલે તેની પાતળમાંથી ઉઠાવીને જુઠણ ખાધું. તત્કાલ તે રાજાનો કોઢ મટી ગયો અને દેહ નિર્મલ થયો. તેણે રાજાને પૂછયું કે આનું કારણ શું ? ત્યારે રાજાએ શ્રી ગુસાંઇજીની સર્વ વાર્તા કહી. તેના મનમાં ઘણો પશ્ચાત્તાપ થયો કે હું આવો ભ્રષ્ટ થયો તો પણ શ્રી ગુસાંઈજી મને યાદ કરે છે. અને મારામાં

આટલું બધું સામર્થ્ય મૂકયું છે. પછી તે વૈષ્ણવે શ્રી ગુસાંઈ-જીની પાસે જઇ અપરાધ ક્ષમા કરાવ્યો અને રોવા લાગ્યો ત્યારે શ્રી ગુસાંઈજીએ શાસ્ત્ર પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરાવ્યું. અને તેના ઉપર કૃપા કરીને તેને ભગવદ્સેવા પધરાવી દીધી અને તે ભગ-વદ્સેવા કરવા લાગ્યો. ભગવત્સેવાના પ્રતાપથી તેનું ચિત્ત નિ-ર્મળ થઈ ગયું. અને શ્રી ઠાકુરજીના ચરણારવિંદમાં ચિત લાગ્યું: એ પરીક્ષા કરવા આવ્યો તો પણ ગુસાંઇજીએ તેને તજ્યો નહિ. એ એવા પરમ દયાળ હતા.

(રાજા પૂર્વ દેશમાં રહેતો તેની વાર્તા.) (પ્રસંગ ૧લો) (વાર્તા ૧૩૨ મી.)

એ રાજા અન્ય માર્ગી હતો, તેના દેશમાં એક વૈષ્ણવ રહેતો હતો તેની તે નિંદા કરતો. વૈષ્ણવ માર્ગ સારો નથી એમ તે કહેતો હતો. પહેલાં વૈષ્ણવને પ્રસાદ લેવરાવી તે વૈષ્ણવ ખાય છે તેથી તે જુઠન ખાય છે. આ પ્રમાણે લોકોને કહેતો કે વૈષ્ણવો તો ઉચ્છિષ્ટ ખાય છે આવી નિંદા કરતો. શ્રી ઠાકુરજી વૈષ્ણવની નિંદા સહન કરી ન શકયા. તે રાજાને કોડ નીકળ્યો. જેમ જેમ રાજા નિંદા કરતો જાય તેમ તેમ તેને કોડ વધતો જાય આ પ્રમાણે તેના આખા શરીરમાં કોડ નીકળ્યો. રાજા ઘણો દુઃખી થયો. ઘણાં ઔષધ કર્યાં અને કર્મ વિપાક જોઈને ઘણાં પ્રાયશ્ચિત્ત કર્યાં પરંતુ કોડ તો વધતો ગયો. વૈષ્ણવે રાજાને કહ્યું કે તમે તીર્થયાત્રા કરો. રાજા તીર્થયાત્રા નીકળ્યો. જે જે તીર્થમાં જાય ત્યાં જે પ્રમાણે વિધિ કરાવી દાન દેવા લખ્યા હોય ત્યાં તે પ્રમાણે કરે. આમ કરતાં કરતાં શ્રી ગોકુળ આવ્યો અને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યાં અને કોડ સંબંધી

વિનતિ કરી શ્રી ગુસાંઇજી તો અંતરયામી છે તેથી જાણી ગયા કે આણે વૈષ્ણવની નિંદા કરી છે તેથી તેને કોડ નીકળ્યો છે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે સ્મશાનમાં અમારો સેવક બેઠો છે તેની તમે જુઠન ખાઓ તો તમારો કોડ મટે, વૈષ્ણવે તે જ પ્રમાણે કર્યું: સૂર્ય ઉદયથી જેમ અંધકાર મટે તેમ તરત જ તેનો કોડ મટી ગયો. જેમ અમૃત પીધાથી મૃત્યુનો ભય મટી જાય જેમ આજ્ઞાથી સંસાર મટી જાય અને જેમ ભક્તિ ઉદયથી ત્રિવિધ-તાપ મટી જાય તેમ જુઠન લેવાથી તેનો કોડ મટી ગયો. એ રાજાનો દેહ નિરમળ થતાં શ્રી ગોકુળ આવી એ રાજા શ્રી ગુસાંઇજીનો સેવક થયો અને વિનતિ કરી કે મહારાજ, મેં વૈષ્ણવની નિંદા ઘણી કરી છે ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે વૈષ્ણવનો દ્વેષ ઘણો ભુંડો છે. શ્રી ઠાકુરજી તેમ શ્રી મહાપ્રભુજી વૈષ્ણવનો અપરાધ ક્ષમા કરતા નથી. વૈષ્ણવનો અપરાધ વૈષ્ણવથી જ ક્ષમા થાય જેથી તમારો અપરાધ મેં વૈષ્ણવ પાસે ક્ષમા કરાવ્યો છે. શ્રી ઠાકુરજીએ ગીતાજીમાં કહ્યું છે કે,

श्लोक–अपिचेत्सुदुराचारोभजतेमामनन्यभाक् ।
साधुरेवसमंतव्यः सम्यव्यवसितोहि सः ॥

અર્થ:—જે દુરાચારી હોય પણ અનન્ય થઈ મને ભજતો હોય તેને સાધુ જાણવો. તેણે સારું જ નિશ્ચય કરેલું છે. જેથી વૈષ્ણવની નિંદા ન કરવી. આ સાંભળી રાજાએ પોતાનો અપરાધ ક્ષમા કરાવ્યો. અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. દિન પ્રતિદિન રાજાને સત્સંગ લાગતો ગયો અને ભગવદભાવ વધતો ગયો. રાજાના ઉપર શ્રી ઠાકુરજી પ્રસન્ન થયા. અને શ્રી ગુસાંઇજીની કૃપાથી અનુભવ પણ થયો.

( શેઠપુત્ર અને દાસીની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૩૩ મી. )

શેઠ શ્રી ગુસાંઇજીનો સેવક હતો. જયારે તેનો દેહ છુટયો ત્યારે પોતાને ત્યાં જે દાસી હતી તેને પોતાનો પુત્ર તથા શ્રી ઠાકુરજીની સેવા સોંપ્યા હતાં. શેઠપુત્ર દાસીને માજી કહેતો એક સમય તે ગામમાંથી લોક શ્રીજીદ્વાર જવા લાગ્યા ત્યારે શેઠ-પુત્રે કહ્યું કે માજી હું યાત્રાએ જઉં છું. દાસીએ કહ્યું કે હાલ તું શ્રીનાથજીનાં દરશન કરવા ન જા. શ્રીનાથજીની ઇચ્છા નથી. શેઠપુત્રે માન્યું નહિ. અને સંગની સાથે ગયો. રસ્તામાં એક રાજાનું ગામ હતું ત્યાં શેઠપુત્ર માણસો સાથે સરકારને લડાઈ થઇ. રાજાએ આખા સંગને કેદ કર્યો. બે દિવસ પછી સંગને છોડી મુકયો અને શેઠપુત્રને કેદ રાખ્યો. સંગ શ્રીજીદ્વાર ગયો. શ્રીનાથજીનાં દરશન કર્યાં અને યાત્રા કરી પાછો પોતાને દેશ આવ્યો. રસ્તામાં તે ગામ આવ્યું ત્યાં શેઠપુત્ર કેદ હતો. સંગવાળાએ રાજાને કહીને તેને છોડાવ્યો પછી પોતાને ગામ આવ્યો ત્યારે દાસીને કહ્યું કે મારે શ્રીનાથજીનાં દર્શન ન થયાં. ઉલટો હું દુઃખ પામ્યો. તમારી કૃપા હશે તો શ્રીનાથજી મને દરશન દેશે. દાસીને દયા આવી અને શેઠપુત્રને કહ્યું કે તું વૈષ્ણવની ટહેલ કર. શ્રીનાથજી તને દરશન દેશે. શેઠપુત્ર વૈષ્ણવની ટહેલ કરવા લાગ્યો. જે વૈષ્ણવ આવે તેને ન્હવરાવે. મહાપ્રસાદ લેવરાવે અને પંખો કરે. જળપાન કરાવે તથા પગ પણ દાબે. વિગેરે આખો દિવસ પોતાના અંગથી ટહેલ કરે. એક દિવસ તાદશી ભગવદીય અદભુતદાસજી આવ્યા. તેમની તેણે ટહેલ બહુ કરી. ત્યારે અદભુતદાસે કહ્યું કે કંઇ માગ.

ત્યારે શેઠપુત્રે કહ્યું મને શ્રીનાથજીનાં દરશન થાય અને વ્રજયાત્રા થાય. અદભુતદાસે કહ્યું કે હા થશે. શ્રી ગુસાંઇજીની કૃપાથી શ્રીનાથજી દરશન દેશે. દાસીને સાથે લઇ શેઠપુત્ર શ્રીનાથજીનાં દરશન કરવા ગયો. શ્રીનાથજીનાં દરશન કર્યાં. અને શ્રી ગુસાંઈજીના પણ દરશન કર્યાં. વળતી દાસીએ કહ્યું કે મહારાજ આના કરમમાં દરશન નહોતાં પરંતુ વૈષ્ણવની કૃપાથી થયા. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે શ્રીનાથજી વૈષ્ણવના વશ છે, ચાહે તો બ્રહ્માંડ ફેરવી નાંખે. વૈષ્ણવ પ્રસન્ન થાય તો કરમના લેખ તથા અન્ય પણ ખોટી ખરી સર્વ વાર્તા મટી જાય. શેઠપુત્ર યાત્રા કરી પોતાને ઘેર આવ્યો અને સેવા કરવા લાગ્યો. એ દાસી અને શેઠપુત્ર એવા કૃપાપાત્ર હતાં.

( રૂપા પોળિયાની વાર્તા. ) प्रसंग १ लो. (વાર્તા ૧૩૪ મી).

રૂપા પોળિયો શ્રીનાથજીની સીંધ પોળપર બેસતો હતો. અને રાત્રે ધોળ ગાતો હતો એક દિવસ ગોવિંદ સ્વામીએ કહ્યું કે તું ધોળ ન ગાઈશ. તારો રાગ સારો નથી. તેથી તેણે ન ગાયું. શ્રીનાથજીને આખી રાત નિદ્રા આવી નહિ. સવારે શ્રી ગુસાંઈજીએ શ્રીનાથજીને જગાડયા ત્યારે શ્રીનાથજીના નેત્ર લાલ દીઠાં. શ્રીગુસાંઇએ શ્રીનાથજીને પૂછ્યું કે ઉજાગરો કેમ થયો છે? શ્રીનાથજીએ કહ્યું કે રૂપા પોળિયો નિત્યે ધોળ ગાય છે ત્યારે મને નિદ્રા આવે છે આજ રાત્રે તેણે ગાયું નહિ તેથી નિદ્રા આવી નહિ, શ્રીનાથજીએ રૂપાને કહ્યું કે તેં ધોળ કેમ ન ગાયા? ત્યારે તેણે હાથ જોડીને કહ્યુ કે મને ગોવિંદસ્વામીએ ના કહી છે. શ્રી ગુસાંઈજીએ ગોવિંદ સ્વામીને

પૂછ્યું કે તમે રૂપાને ગાવાને ના કેમ કહી ?. શ્રીનાથજીને નિદ્રા ન આવી. ગોવિંદસ્વામીએ કહ્યું કે મને ખબર નહોતી કે ખાંડ ગોળ એક ભાવે છે. શ્રી ગુસાંઇજીએ કહ્યું કરમ ને કૃપામાં ફેર છે. ગોવિંદસ્વામી આથી ચુપ થઇ ગયા. રૂપા પોળિયો નિત્ય ઘોળ ગાતો ત્યારે શ્રીનાથજીને નિદ્રા આવતી.

પ્રસંગ ૧ લો.

એક દિવસ રાત્રે શ્રીનાથજીને ભૂખ લાગી તેથી રૂપા પોળિયાને લાત મારીને જગાડયો અને આજ્ઞા કરી કે મને ભૂખ લાગી છે. રૂપા પોળિયાએ શ્રી ગુસાંઇજીને જગાડી વિનંતિ કરી કે શ્રીનાથજીને ભૂખ લાગી છે. શ્રી ગુસાંઇજી ન્હાઈ સામગ્રી લઈ ભીતર પધાર્યા અને શ્રીનાથજીને સામગ્રી આરોગાવી. શ્રીગુસાંઈજી રૂપા પર પ્રસન્ન થયા. આવી અનેક લીલાનો અનુભવ શ્રીનાથજીએ રૂપા પોળિયાને કરાવ્યો. શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

"કેટલાક લખે છે કે રૂપાપોળિયા શ્વાન થયો હતો, એ વાત જુઠી છે. કારણ કે જાણીને અણપ્રસાદી ખાય નહિ. અને અજાણનો એટલો દંડ પણ હોય નહિ."

(ચહુડા ભંગીની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૩૫ મી.)

એ ચહુડો ગોવર્ધનમાં રહેતો હતો. શ્રીનાથજી નિત્ય વિલછુકુંડપર ખેલવા પધારતા હતા અને ચહુડો નિત્ય ઘાસ ખોદવા જતો હતો. શ્રીનાથજીએ તેને દર્શન દીધાં. શ્રીનાથજી તેની સાથે વાતો કરતા હતા. એક દિવસ એ ચહુડો ગોપાલપુર સુધી શ્રીનાથજીની સાથે વાતો કરતો કરતો આવ્યો. શ્રી ગુસાંઇજીએ તેને પૂછ્યું કે શ્રીનાથજીએ તને શું વાત કહી?

તેણે કહ્યું કે મહારાજ વનની વાત કરતા હતા. આપની કૃપાથી નિત્ય વનમાં દર્શન દે છે જે દિવસ મારે દર્શન નથી થતાં તે દિવસ હું અન્નજળ પણ લેતો નથી, તેથી બીજે દિવસ સવારે અથવા તે રાત્રે દર્શન દઈ જાય છે. આ સાંભળી શ્રી ગુસાંઇજીએ મનુષ્યને કહ્યું કે રાજભોગની માળા બોલે ત્યારે સર્વથી પહેલાં આને બોલાવીને દરશન કરાવી દેજો. એ બહાર જાય ત્યારે બીજા લોકોને દર્શન કરાવજો. મનુષ્યો આ પ્રમાણે કરવા લાગ્યા. શ્રી ગુસાંઇજીની આજ્ઞા અનુસાર એક દિવસ તે ચહુડો આવી શક્યો નહિ અને રાજભોગ થઈ ગયા. તાળામંગળ થયાં ત્યારે આવ્યો. તાળું વાસેલું જોઈ તેનું ચિત ઉદાસ થઇ ગયું અને તાવ આવી ગયો અને મંદિરની પાછળ જઇ પડી રહ્યો. તેને ઘણો વિરહતાપ થયો તેનું દુ:ખ શ્રીનાથજી સહી ન શકયા. શ્રીનાથજીએ છડી લઇ ભીત ખોદીને બારી પાડી અને તેમાંથી તેને બોલાવવા લાગ્યા. તે ઊઠીને ઊભો થયો અને શ્રી નાથજીના દર્શન કર્યાં. શ્રીનાથજીએ તેને બે લાડવા આપ્યા ત્યાંથી તેણે લાડવા લઈ શ્રી ગિરિરાજથી નીચે આવી એક લાડવો ખાધો અને બીજો બાંધી રાખ્યો. ગામમાં એમ વાત નીકળી ગઈ કે દિવસે કોઇએ શ્રીનાથજીના મંદિરમાં બારી પાડી છે. આ સાંભળી શ્રી ગુસાંઇજી ઉદાસ થયા અને ભીતરીઆ પાસે સામાનની તપાસ કરાવી. ભીતરીઆએ કહ્યું કે કે સામાન કંઈપણ ગયો નથી. ચહુડાએ શ્રી ગુસાંઈજીને વિનતિ કરી કે મહારાજ, એ બારી તો શ્રીનાથજીએ મને દરશન દેવા પાડી છે. અને તેણે બનેલી બધી વાત કહી અને લાડવો દેખા-

ડયો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે ગમે તે વખત દર્શન કરવા આવે ત્યારે સર્વથી પહેલાં તેને દર્શન કરાવી દેજો. અને તેને નિત્ય પાતળ ધરજો. શ્રી ગુસાંઇજીના મનુષ્ય તે જ પ્રમાણે કરવા લાગ્યા, એ ચહુડો શ્રીનાથજીનો એવો કૃપાપાત્ર હતો. જેને શ્રીનાથજી વિના સર્વ સંસાર ફીકો લાગતો હતો.

( કણબીની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૩૬ મી.)

આ કુણબી વૈષ્ણુવ ગુજરાતના સંઘ સાથે શ્રી ગોકુળ આવ્યો, અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો. શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મને ગાયની સેવામાં રાખો. એ વનમાં ગાય ચરાવતો અને ગાયો ઉપરનો કચરો ચાદરવડે કાઢતો હતો. ગાયો નીચે સુકી જગ્યા રાખતો અને તનમનથી ગાયોની સેવા કરતો હતો. એવી સેવા જોઇને શ્રી ગોવર્ધનનાથજી ઘણા પ્રસન્ન થયા. અને તેને ખીડકમાં દર્શન દેવા લાગ્યા. અને ખેલવા લાગ્યા. ત્યાં છાકમંડળી કરતા અને પટેલને ગોપગ્વાલ મંડળી સાથે બેસાડી ખંવરાવતા હતા, ત્યાં તે પ્રસાદની પાતળ લેવા જતો નહિ નિત્ય એક વખત શ્રી ગુસાંઈજીના દરશન કરવા જતો. એકવાર શ્રી ગુસાંઇજીએ પુછયું કે પટેલ, પ્રસાદ કયાં લો છો ? ત્યારે તેણે હાથ જોડી વિનતિ કરી કે શ્રીનાથજી નિત્ય છોકરાઓ સાથે ભોજન કરવા વનમાં પધારે છે ત્યારે મને ખવરાવે છે તેથી પાતળ લેવા શું કામ આવું ? આ સાંભળી શ્રી ગુસાંઇજી ઘણાં પ્રસન્ન થયા. એક દિવસ વૈષ્ણુવ મંડળીમાં એક વૈષ્ણુવે પદ ગાયું "નાચત રાસમેં ગોપાલ " ત્યારે તે પટેલે કહ્યું કે નાચત ઘાસમેં ગોપાલ. તેથી તે વૈષ્ણુવ પટેલને પકડી

શ્રી ગુસાંઇજીની પાસે લઇ ગયો શ્રી ગુસાંઈજીની આગળ તે વૈષ્ણવે વિનતિ કરી કે મહારાજ, આ પટેલ આમ કહે છે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે એણે ઘાસમાં નાચતા જોયા તેથી તેણે એમ કહ્યું. અને તમે રાસમાં નાચતા જોયા તેથી તમે એમ કહ્યું. બન્નેની વાત સાચી છે. શ્રી ગોવરધનનાથજીની જેવી ઇચ્છા હોય તેવા તેને દરશન દે. બન્નેની વાત સાચી છે. આ સાંભળી તે વૈષ્ણવ ઘણો પ્રસન્ન થયો. એ પટેલ શ્રીનાથજી સાથે સખાભાવે રહેતા હતા. શ્રી ગુસાંઇજીની કૃપાથી તેને એવો અનુભવ થયો.

(દ્વારકાંદાસજીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૩૭ મી.)

એ સીલ ગામમાં રહેતા હતા. તે હથિયાર બાંધતા હતા. શ્રી ગોવરધનનાથજીનાં દર્શન કરવા આવતા ત્યારે તે દેહદશા ભુલી જતા બીજા મનુષ્ય તેમને મંદિર બહાર ઉઠાવી લાવતા. શ્રી ગુસાંઈજી પધારીને દ્વારકાંદાસને હેલો પાડતા ત્યારે તેમને દેહની શુદ્ધિ આવતી. વળી દર્શને આવતા ત્યારે એ પ્રમાણે સદૈવ એવી દશા તેમની રહેતી. એ નિત્ય શ્રીનાથજીના સ્વ-રૂપમાં છકયા રહેતા હતા. એ દ્વારકાંદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(પઠાણના પુત્રની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૩૮ મી.)

એ પઠાણના પુત્રે શ્રીગુસાંઈજી પાસે નામ સાંભળ્યું અને જાતનો વ્યવહાર છોડી વૈષ્ણવની ચાલ ચાલવા લાગ્યો. તેના માબાપ તથા સગાં પૃથ્વીપતિની પાસે ફરીઆદ કરવા ગયાં. પૃથ્વીપતિએ કહ્યું કે તું કંઠી તોડી નાંખ. ત્યારે તેણે કહ્યું કે

ડયો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે ગમે તે વખત દર્શન કરવા આવે ત્યારે સર્વથી પહેલાં તેને દર્શન કરાવી દેજો. અને તેને નિત્ય પાતળ ધરજો. શ્રી ગુસાંઇજીના મનુષ્ય તે જ પ્રમાણે કરવા લાગ્યા, એ ચહુડો શ્રીનાથજીનો એવો કૃપાપાત્ર હતો. જેને શ્રીનાથજી વિના સર્વ સંસાર ફીકો લાગતો હતો.

( કણબીની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૩૬ મી.)

આ કુણબી વૈષ્ણવ ગુજરાતના સંઘ સાથે શ્રી ગોકુળ આવ્યો, અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો. શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મને ગાયની સેવામાં રાખો. એ વનમાં ગાય ચરાવતો અને ગાયો ઉપરનો કચરો ચાદરવડે કાઢતો હતો. ગાયો નીચે સુકી જગ્યા રાખતો અને તનમનથી ગાયોની સેવા કરતો હતો. એવી સેવા જોઇને શ્રી ગોવર્ધનનાથજી ઘણા પ્રસન્ન થયા. અને તેને ખીડકમાં દર્શન દેવા લાગ્યા. અને ખેલવા લાગ્યા. ત્યાં છાકમંડળી કરતા અને પટેલને ગોપગ્વાલ મંડળી સાથે બેસાડી ખવરાવતા હતા, ત્યાં તે પ્રસાદની પાતળ લેવા જતો નહિ નિત્ય એક વખત શ્રી ગુસાંઇજીના દરશન કરવા જતો. એકવાર શ્રી ગુસાંઇજીએ પુછયું કે પટેલ, પ્રસાદ કયાં લો છો? ત્યારે તેણે હાથ જોડી વિનતિ કરી કે શ્રીનાથજી નિત્ય છોકરાઓ સાથે ભોજન કરવા વનમાં પધારે છે ત્યારે મને ખવરાવે છે તેથી પાતળ લેવા શું કામ આવું? આ સાંભળી શ્રી ગુસાંઇજી ઘણાં પ્રસન્ન થયા. એક દિવસ વૈષ્ણવ મંડળીમાં એક વૈષ્ણવે પદ ગાયું "નાચત રાસમેં ગોપાલ " ત્યારે તે પટેલે કહ્યું કે નાચત ઘાસમેં ગોપાલ. તેથી તે વૈષ્ણવ પટેલને પકડી

શ્રી ગુસાંઇજીની પાસે લઇ ગયો શ્રી ગુસાંઈજીની આગળ તે વૈષ્ણવે વિનતિ કરી કે મહારાજ, આ પટેલ આમ કહે છે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે એણે ઘાસમાં નાચતા જોયા તેથી તેણે એમ કહ્યું. અને તમે રાસમાં નાચતા જોયા તેથી તમે એમ કહ્યું. બન્નેની વાત સાચી છે. શ્રી ગોવરધનનાંથજીની જેવી ઇચ્છા હોય તેવા તેને દરશન દે. બન્નેની વાત સાચી છે. આ સાંભળી તે વૈષ્ણવ ઘણો પ્રસન્ન થયો. એ પટેલ શ્રીનાથજી સાથે સખાભાવે રહેતા હતા. શ્રી ગુસાંઇજીની કૃપાથી તેને એવો અનુભવ થયો.

(દ્વારકાંદાસજીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૩૭ મી.)

એ સીલ ગામમાં રહેતા હતા. તે હથિયાર બાંધતા હતા. શ્રી ગોવરધનનાથજીનાં દર્શન કરવા આવતા ત્યારે તે દેહદશા ભુલી જતા બીજા મનુષ્ય તેમને મંદિર બહાર ઉઠાવી લાવતા. શ્રી ગુસાંઈજી પધારીને દ્વારકાંદાસને હેલો પાડતા ત્યારે તેમને દેહની શુદ્ધિ આવતી. વળી દર્શને આવતા ત્યારે એ પ્રમાણે સદૈવ એવી દશા તેમની રહેતી. એ નિત્ય શ્રીનાથજીના સ્વ-રૂપમાં છકયા રહેતા હતા. એ દ્વારકાંદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(પઠાણના પુત્રની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૩૮ મી.)

એ પઠાણના પુત્રે શ્રીગુસાંઈજી પાસે નામ સાંભળ્યું અને જાતનો વ્યવહાર છોડી વૈષ્ણવની ચાલ ચાલવા લાગ્યો. તેના માબાપ તથા સગાં પૃથ્વીપતિની પાસે ફરીઆદ કરવા ગયાં. પૃથ્વીપતિએ કહ્યું કે તું કંઠી તોડી નાંખ. ત્યારે તેણે કહ્યું કે

જેની સાથે મારું મન લાગેલું છે તેને કંઠી ઘણીજ વહાલી છે. અને તે આ બાંધેથી રીઝે છે. પૃથ્વીપતીએ કહ્યું કે તલવાર લાવો. તેનું માથું કાપી નાંખો. ત્યારે તે પઠાણનો પુત્ર બોલ્યો કે બીજી તલવાર શા માટે મંગાવો છો. આ મારી પાસે છે તે લો. આ સાંભળી પાદશાહ વિચાર કરવા લાગ્યો, અને કહ્યું કે જુઓ આની ધર્મ પર કેવી નિષ્ઠા છે. હું તેના પર ઘણો ખુશ છું. તેને પણ કંઇ કોઇ કહેશો નહિ એ સત્યવાદી માણસ છે. પાદશાહે તેને નોકર રાખ્યો. એ પઠાણનો પુત્ર એવો ટેકી અને શ્રીગુસાંઈજીનો કૃપાપાત્ર હતો જેણે કંઠી તોડવાને માટે માથું કાપવા કબુલ કર્યું

(એક રજપુત અને તેની પુત્રીની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૩૯ મી.)

એક વખત આ રજપુત પોતાની પુત્રીને સાસરેથી બોલાવી પોતાને ઘેર લઇ જતો હતો, અને ચાચા હરિવંશજી ગુજરાતથી શ્રીજીદ્વાર આવતા હતા. રસ્તામાં તેમનો સંગાથ થયો. ચાચાજીએ વિચાર કર્યો કે જીવ તો બન્નેનો દૈવી છે. આવો વિચાર કરી તેમની સાથે આવ્યા તેમજ તેમને ઘેર ઉતર્યા અને ભગવદ્ વાર્તા કરી સર્વનું મન ભિંજાવી દીધું રજ-પુતના ઘરના સર્વ મનુષ્યને નામ સંભળાવ્યું. સર્વને અરસપરસની રીત શીખવી. વાર્તા સાંભળવાથી રજપુતની પુત્રીનું મન શ્રી ગોવર્ધનનાથજીમાં લાગ્યું. અને વિરહતાપ થયો. શ્રીગોવર્ધનનાથજી રાત્રે પધાર્યા અને સર્વ સુખ દીધું. શ્રી નાથ-જીએ કૃપા કરી તેને સાથે લઇ પધાર્યા. તે રજપુતને દિવ્ય દષ્ટી થઇ તેથી તેણે પોતાની પુત્રીને શ્રીનાથજીની સાથે લીલામાં જતી જોઇ. રજપુત ચાચાજીને નમી પડયો અને કહ્યું કે શ્રી

નાથજી મારી પુત્રીને લઇ ગયા અને મને કેમ ન લઈ ગયા તેનું કારણ કહો ? ચાચાજીએ કહ્યું કે તેમને પણ લઇ જશે પરંતુ હાલ તમારી પાસે કંઈ કામ કરાવવું છે, આ સાંભળી રજપુત પ્રસન્ન થયો અને ચાચાજીની સાથે આવી શ્રી ગુસાંઈજીના તથા શ્રીનાથજીના દર્શન કર્યા. અને નામ નિવેદન કરાવ્યું. શ્રી ઠાકુરજી પધરાવી પોતાને દેશ આવ્યો. અને ઘરમાં ભગવત્સેવા કરવા લાગ્યો. શ્રીગોવર્ધનનાથજી નિત્ય તે રજપુતને દર્શન દેતા હતા કોઇ કોઈ દિવસ તેની પુત્રી સાથે દર્શન દેતા. આ રજપુતના સંગથી આખું ગામ વૈષ્ણવ થયું. એ રજપુત શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

( વિરકત વૈષ્ણવની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૪૦ મી. )

એ વિરકત વૈષ્ણવ ગુજરાતથી શ્રીજીદ્વાર ગયો. અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો. તે શ્રી ગુસાંઈજી અને ભગવદ્દિયને એક સ્વરૂપ જાણતો હતો. તે વ્રજમાં ફર્યા કરતો, એક દિવસ રસ્તામાં જતો હતો ત્યાં એક ડોશીનો પુત્ર સર્પ કરડવાથી મરી ગયો તેથી તે ડોશીને રડતી જોઈ. આથી તેને દયા આવી તેથી તે પુત્રને ભગવદ નામ સંભળાવી જીવતો કર્યો. આ વાત જોઈ સર્વ લોક તેની પાછળ લાગ્યા અને કહેવા લાગ્યા કે અમને તે મંત્ર શીખવાડો તેથી તેણે અષ્ટાક્ષર મંત્ર કહ્યો. તે લોકોએ કહ્યું કે આ મંત્ર તો અમને આવડે છે. વૈષ્ણવે કહ્યું કે વિશ્વાસ રાખો પરંતુ વિશ્વાસ આવ્યો નહિ, વૈષ્ણવ તો ચાલ્યો ગયો. આ વૈષ્ણવને ભગવન્નામપર એવો વિશ્વાસ હતો. એનાથી અધિક તે કોઈ પણ મંત્ર માનતો નહોતો, તે જે કાર્ય કરતો તે

આ નામના પ્રતાપથી કરતો હતો. એ એવો કૃપાપાત્ર હતો.

(વિરક્ત વૈષ્ણવ બીજાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૪૧ મી.)

શ્રી ગુસાંઈજી દ્વારકા પધારતા હતા ત્યારે આ વૈષ્ણવ રસ્તામાંથી તેમની સાથે ચાલ્યો. દ્વારકા થઇ શ્રી ગુસાંઇજીની સાથે શ્રી ગોકુળ આવ્યો. અને જન્મપર્યંત શ્રી ગોકુળમાં રહ્યો. શ્રીનાથજીની સેવા શુદ્ધ ચિત્તે કરતો હતો. જ્યાં ભુલતો ત્યાં શ્રી નવનીતપ્રિયાજી તેને શીખવતા કે આ વસ્તુ આ રીતે થાય છે. એ વિરક્ત વૈષ્ણવ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. જેની સાથે શ્રી નવનીતપ્રિયાજી બાલભાવથી ખેલતા હતા.

(એક ક્ષત્રાણીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૪૨ મી.)

એ ક્ષત્રાણી શ્રી ગુસાંઇજીની પાસે નામ સાંભળવા બેઠી પરંતુ તેને અષ્ટાક્ષર મંત્ર આવડયો નહિ. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તને મારું નામ આવડે છે? ત્યારે ક્ષત્રાણીએ કહ્યું કે હે પ્રભુ! તે મને આવડે છે. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે મારું નામ લે. તેથી તે ક્ષત્રાણી શ્રી ગુસાંઈજીનું નામ લીધા કરતી હતી. દિવસ રાત એ નામના પ્રતાપથી શ્રીનાથજીએ તેને દર્શન દીધાં. અને તેને ઘેર આવી માખણ માગતા અને દૂધ આરોગતા. એ ક્ષત્રાણી શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી.

(આનંદદાસ સાચોરા બ્રાહ્મણની વાર્તા.) પ્રસંગ. ૧ લો. (વાર્તા ૧૪૩ મી.)

એ આનંદદાસ ગુજરાતમાં રહેતા હતા. અને શ્રી ગુસાંઈજીના કૃપાપાત્ર હતા. આનંદદાસ વ્રજયાત્રા કરવા ગયા. આ દેશમાં એક વૈષ્ણવ હતો તે ઘણો દ્રવ્યપાત્ર હતો. તે શેઠને શ્રી

ઠાકુરજીએ કહ્યું કે આનંદદાસના હાથની સામગ્રી મને બહુ ભાવે છે જેથી તમે આનંદદાસને બોલાવો. શેઠ આનંદદાસને બોલાવી લાવ્યો અને કહ્યું કે જન્મપર્યંત તમે મારી પાસે રહો. પ્રભુ તમારા પર રીઝયા છે તેથી તેમને પ્રસન્ન કરો. તે તો આનંદે રહ્યા. અને સારી રીતે સામગ્રી કરવા લાગ્યા. અનેક પ્રકારના મનોરથ કરતા. એ ગામમાં એક ઢગુ જાટ રહેતો હતો તે એક દિવસ આ શેઠને ઘેર પ્રસાદ લેવા આવ્યો. આનંદદાસને જોઇને બહુ ચીડાયો અને કહ્યું કે અજાણ્યાના હાથનો પ્રસાદ નહિ લઉં. તે રીસાઈ ગયો. બીજુ કોઇ કંઇ પણ બોલ્યું નહિ. પરંતુ આનંદદાસનું ચિત્ત ઉદાસ થયું. રાત્રે શ્રી ઠાકુરજીએ સ્વપ્નમાં ઢગુ જાટને કહ્યું કે જો તું એના હાથનો પ્રસાદ નહિ લે તો બહિર્મુખ થઇશ. સવારે પ્રસાદ લેવાની વેળાએ તે ઢગુ જાટે આવીને આનંદદાસને વિનતિ કરી કે મારો અપરાધ ક્ષમા કરો. હું તમારા હાથનો પ્રસાદ લેવા આવ્યો છું. આનંદદાસે પ્રસન્નતાથી તેમને પ્રસાદની પાતળ ધરી. અને મનમાં કાંઈ પણ દ્વેષ લાવ્યા નહિ. એ આનંદદાસ સાચોરા એવા કૃપાપાત્ર હતા. જેમને શ્રી ઠાકુરજી સર્વ સામગ્રી શીખવી જતા.

(એક નાઈ વૈષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૪૪ મી.)

એ નાઇ દ્વારકાના રસ્તામાં રહેતો હતો. જયારે શ્રી ગુસાંઇજી પધાર્યા, ત્યારે તેણે શ્રી ગુસાંઈજીના નખ ઉતાર્યા કર્યા ત્યાંસુધી તો મનુષ્ય જોયા પરંતુ જયારે નખ ઉતારી રહ્યો અને રાચ બાંધ્યા ત્યારે તેને સાક્ષાત પૂર્ણ પુરુષોતમનાં દર્શન થયાં. તેથી તેણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મહારાજ મને

શરણુ લો. શ્રી ગુસાંઇજીએ નામ નિવેદન કરાવ્યું. તે નાઇ પરમ ભગવદિય થયો. તેણે સર્વ રાચ' કૂવામાં નાખી દીધાં અને એવો વિચાર કર્યો કે, વ્યવહાર કરી નિર્વાહ ચલાવીશ. આવો વિચાર કરી ભગવદસેવા કરવા લાગ્યો અને વેપાર શરૂ કર્યો. ધીરે ધીરે શ્રીઠાકુરજી પ્રસન્ન થયા. એ નાઈ શ્રી ગુસાંઈજીનો એવો કૃપાપાત્ર હતો, કે જેને થોડા દિવસમાં ભગવદ લીલાનો અનુભવ થયો.

(ભીમજી દવે સાચોરા બ્રાહ્મણની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૪૫ મી.)

એ ભીમજી દવેનું ગામ ગુજરાતના રસ્તામાં હતું. શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે તે ગામમાં મુકામ કર્યો હતો. જ્યારે ભીમજી દવે તળાવપર ન્હાવા આવ્યો ત્યારે ભીમજી દવેને શ્રી ગુસાંઈજીનાં દર્શન થયાં. સાક્ષાત પૂર્ણ પુરુષોતમનાં દર્શન થયાં. ભીમજી દવે શ્રી ગુસાંઇજીનો સેવક થયો અને ગ્રંથ તથા માર્ગની રીત શીખી શ્રી ગુસાંઇજીની સાથે ગયો. અને સર્વ રીત શીખ્યો. ગ્રંથ શીખી ઠાકુરજી પધરાવી પોતાને ઘેર આવી રહ્યો. જ્યારે નાગજીભાઈ શ્રી ગોકુળ આવતા જતા, ત્યારે એ ચાર દિવસ ભીમજીની પાસે રહેતા. અને ભગવદવાર્તા કરતા. ભગવદરસમાં છકયા રહેતા. એક સમય નાગજીભાઈ ભીમજીભાઇને ઘેર ગયા. ત્યારે ભીમજીભાઇ ઘેર નહોતા. નાગજીભાઇ પોતાનું નામ કહી શ્રી ગોકુળ ચાલ્યા ગયા. જ્યારે ભીમજીભાઇ આવ્યા ત્યારે ખબર સાંભળી કે નાગજીભાઇ પાછા ગયા. ભીમજીભાઇ ઘણા ઉદાસ થયા. અને મહાપ્રસાદ લીધો નહિ. રાત્રે રસ્તામાં નાગજીભાઈ સુતા હતા

ત્યાં શ્રી ગોવર્ધનનાથજીએ આજ્ઞા પધારીને કરી કે તમે ભીમજીભાઈને મળ્યા વિના આવ્યા છો, તેથી ભીમજીભાઇ ભુખ્યા છે. જેથી જો તમે ભીમજીભાઇને મળ્યા વિના આવશો તો હું તમને દર્શન દઈશ નહી. નાગજીભાઇ સુતા ઊઠી પાછા ફર્યા અને ભીમજીભાઈને આવી મળ્યા, ચાર પાંચ દિવસ રહ્યા, અને ભીમજીભાઇને પ્રસન્ન કરી નાગજીભાઈ શ્રી ગુસાંઈજીના દર્શન માટે ગયા. શ્રીનાથજીએ પ્રથમથી જ શ્રી ગુસાંઈજીને કહ્યું હતું કે નાગજીભાઇએ બે દિવસ ભીમજીભાઇને ભુખ્યા રાખ્યા છે. જ્યારે શ્રી ગુસાંઇજીની પાસે ગયા અને દર્શન કર્યા ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે વૈષ્ણવનું અને શ્રી ઠાકુરજીનું સ્વરૂપ એક જાણવું. વૈષ્ણવ કંઇ ઓછી વસ્તુ નથી જેને માટે પૂર્ણ પુરુષોત્તમને અપેક્ષા થઇ છે અને પૃથ્વીપર જન્મ લેવો પડયો છે. આવા વૈષ્ણવને શ્રમ દેવો ન જોઇએ. આ સાંભળી નાગજીભાઈએ અપરાધ ક્ષમા કરાવ્યો. ભીમજી દવે શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર ભગવદિય હતા. જેમની આરતી શ્રીનાથજી સહિ ન શકયા.

(શ્રી ગુસાંઇજીના સેવક રાજનગરમાં રહેતા તેની વાર્તા.)

(પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૪૬ મી.)

એ વૈષ્ણવને એવો નિયમ હતો કે બે ચાર વૈષ્ણવને પ્રસાદ લેવરાવી પોતે પ્રસાદ લેતો. જે દિવસ કોઇ વૈષ્ણવ ન આવે તે દિવસ.સ્ત્રી પુરુષ પ્રસાદ ન લેતાં આવો તેને આગ્રહ હતો. કોઈ દિવસ એ શેઠ પરદેશ ગયો. અને સ્ત્રીને કહ્યું કે તું નિત્ય વૈષ્ણવને પ્રસાદ લેવરાવજે અને જેટલા વૈષ્ણવ પ્રસાદ

લઈ જાય તેટલા પૈસા ગાગરમાં નાંખજે. એ સ્ત્રી તે પ્રમાણે કરતી. જ્યારે શેઠ પરદેશથી આવ્યો અને આવીને પૈસા ગણ્યા તો તે પૈસામાંથી પાંચ રત્ન નીકળ્યાં. ત્યારે તેને સ્ત્રીએ કહ્યું કે મેં તો પૈસા નાખ્યા છે, રત્ન નાખ્યા નથી. આ વખતે શ્રી ગુસાંઇજી રાજનગર બીરાજતા હતા. એ વૈષ્ણવ પાંચ રત્ન લઇ શ્રી ગુસાંઇજી પાસે ગયો અને વિનતિ કરી કે મહારાજ, આનું કારણ શું ? શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે પાંચ ભગવદિય તાદશી આવ્યા હશે, જેથી એ પાંચ રત્ન થઇ ગયાં છે. જેથી વૈષ્ણવને અવશ્ય કરી જેમ બને તેમ આદર આપવો. એ વૈષ્ણવ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો જેને રત્નદ્વારા શ્રી ઠાકુરજીએ વૈષ્ણવના સ્વરૂપનું જ્ઞાન કરાવ્યું.

(ચહુડા બહારવાળાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૪૭ મી.)

એ ચહુડો નિત્ય ગોકુળના રસ્તા વાળતો અને મનમાં એમ જાણતો કે શ્રી ગુસાંઇજી નિત્ય ઠકુરાણીઘાટ પધારે છે; પરંતુ તેમના ચરણારવિંદમાં કાંઈ પણ કચરો ન ભરાય તો સારું. વૈષ્ણવ જુઠણની પાતળો નાંખતા તે તે ખાતો હતો. તેણે વૈષ્ણવની જુઠણ ખાધી તેથી તેને દિવ્ય દૃષ્ટિ થઈ અને માર્ગની રીત બધી સમજાઇ વેદ શાસ્ત્રનું જ્ઞાન થયું. જેમ નાભાજી જેમણે ભક્તમાલ કરી છે તેમને જ્ઞાન થયું હતું તેમ આ ચહુડાને જ્ઞાન થયું. એક દિવસ શ્રી ગોકુળમાં કાશીના પંડિત આવ્યા. તેમણે રસોઇ કરી અને આ ચહુડાને જુઠણ દેવા લાગ્યા, ત્યારે ચહુડાએ કહ્યું કે હું કોઇનું જુઠણ ખાતો નથી. ત્યારે તે બીજી રોટલી દેવા લાગ્યા ત્યારે તેણે કહ્યું કે એ તો અણપ્રસાદી છે શ્રી

ઠાકુરજીને ભોગ ધરેલી નથી તે હું નહિ લઉં, ત્યારે તેમણે કહ્યું કે ભોગ ધરેલી છે. ચહુડા એ કહ્યું કે આ રોટલી શ્રી ઠાકુરજી આરોગ્યા નથી. તમારી આ સર્વ રસોઇ જુઠણની છે. ચુલો ફુંકીને રસોઇ કરી છે. અને વેદ તથા શાસ્ત્રના વચન તેણે કહ્યાં આ સાંભળી પંડિત ચકિત થઇ ગયા અને કહેવા લાગ્યા કે જેમનો ચહુડો આવો પંડિત છે તો તે કેવાએ હશે. આપણે વાદ કરવો ખોટો છે. આવો વિચાર કરીને પંડિત પાછા ગયા. આ વાત કોઈ વૈષ્ણવે શ્રી ગુસાંઈજીને કહી કે આ ચહુડાની વાત સાંભળી પંડિત પાછા ગયા શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તેણે શુદ્ધ ભાવથી વૈષ્ણવની જુઠણ ખાધી છે તો તેને સર્વ જ્ઞાન થાય તેમાં નવાઈ શું? વૈષ્ણવની જુઠણ ખાધાથી હૃદય શુદ્ધ થાય,જ્ઞાન દૃષ્ટિ થાય એ વિગેરે તે અન્ય માર્ગી પંડિત શું જાણે. આમ કહી શ્રી ગુસાંઇજી ચુપ થઇ રહ્યા. એ ચહુડો એવો કૃપાપાત્ર હતો. વૈષ્ણવની જુઠણ ખાધાથી એવો ભાગ્યશાળી થયો.

(એક વૈષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧લો.) (વાર્તા ૧૪૮ મી.)

આ વૈષ્ણવ પૂર્વ દેશમાં રહેતો હતો. શ્રી ગુસાંઇજી પૂર્વમાં પધાર્યા ત્યારે સેવક થયો. તેના મનમાં એમ આવ્યું કે શ્રી ગુસાંઈજીના દર્શન કરી આવું તો ઠીક, તેથી તે ગોપાલપુર આવ્યો. અને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યા તો સાક્ષાત નંદકુમા-રનાં દર્શન થયાં. શ્રી ગિરિરાજપર જઇ શ્રીનાથજીનાં દર્શન કર્યાં તો શ્રીનાથજી અને શ્રી ગુસાંઈજી એક સ્વરૂપ દેખાયા કોઈવાર શ્રીનાથજી ગુસાંઇજી દેખાય અને કોઈ સમય શ્રી ગુસાંઇજી શ્રીનાથજી દેખાય. આથી વૈષ્ણવે નિશ્ચય કર્યો કે એ

બંને એક જ છે. જુદા જુદા સ્વરૂપ જણાય છે. મનુષ્યગણત્રીમાં નથી. એ વૈષ્ણવ એવો વિચાર કરવા લાગ્યો. સેવ્ય ઓર સેવક એક જ છે. સેવાથી બન્ને દેખાય છે પરંતુ છે તો એક જ. ગોપાલ દાસજીએ ગાયું છે કે, "રૂપ બેઉ એક તે ભિન્ન થઇ વિસ્તરે વિવિધ લીલા કરે ભજન સાર." જો તે ગુસાંઇજીનું રૂપ ધરી સેવા કરી ન બતાવે તો સેવાની ખબર કેમ પડે. માટે તે બન્ને એક જ છે. આ વૈષ્ણવ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. બન્ને સ્વરૂપને એક જાણી મગ્ન રહેતો હતો.

( શ્રાવક પુત્રીની વાર્તા. ) પ્રસંગ ૧ લો ( વાર્તા ૧૪૯ મી.)

શ્રી ગુસાંઈજી આગ્રે પધાર્યા હતા અને રૂપચંદ નંદાને ઘેર બિરાજતા હતા. દશ પંદર સ્ત્રીઓ રસ્તામાં જતી હતી તેમની એક માણુસે છબી પાડી હતી તેથી પૃથ્વીપતિના હુકમથી તેને ફાંસી દેતા હતા. આ દશ પંદર સ્ત્રીમાં એક શ્રાવકની પુત્રી હતી. તે આ માણુસને ફાંસી દેતા જોઈ પડી ગઈ. અને મુર્છા આવી. આ વાતની ખબર શ્રી ગુસાંઈજીને પડી. શ્રી ગુસાંઈજીએ વિચાર કર્યો કે એનો દયાનો કેવો સ્વભાવ છે. દૈવી જીવ વિના બીજાને એવી દયા હોય નહિ. આવો વિચાર કરી શ્રી ગુસાંઇજીએ તેને અચેત જાણી એક વ્રજવાસીને કહ્યું કે તેના પર જળ છાંટો. તે વ્રજવાસીએ તેના પર જળ છાંટયું. બે ઘડી પછી તેની મુર્છા શાન્ત થઈ, ત્યારે તે શ્રાવકની પુત્રીએ વ્રજવાસીને પૂછ્યું કે તું કોણુ છે? ત્યારે તેણે કહ્યું કે શ્રી ગુસાંઇજીનો માણુસ છું એ શ્રાવકની પુત્રી શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા આવી અને વ્રજવાસીએ તેને મુર્છા આવી હતી તે બધી વાત કહી.

શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે, શુદ્ધ ભાવવાળી છે. તેના પર જેટલો રંગ ચઢાવો તેટલો ચઢે, ત્યારે તે શ્રાવકની પુત્રી બોલી, આપના જેવો બીજો કોણ કારીગર રંગ ચઢાવવાવાળો મળશે? આ સાંભળી શ્રી ગુસાંઇજી બહુ પ્રસન્ન થયા. તેને નામ સંભળાવ્યું. અને નિવેદન કરાવ્યું. પછી ઘેર આવી બધું ધોવા લીંપવા લાગી. તેના પતિએ પૂછ્યું કે તું શું કરે છે? ત્યારે તેણે કહ્યું, હું શ્રી ગુસાંઈજીની સેવક થઈ છું. ત્યારે તેણે કહ્યું, હું પણ શ્રી ગુસાંઈજીનો સેવક થઇ આવું છું. તેનો પતિ સેવક થયો. બન્ને સ્ત્રી પુરુષ શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. નિત્ય શ્રી ગુસાંઈજીનાં દર્શન કરવા આવતાં. જ્યારે શ્રી ગુસાં-ઈજી ગોકુલ પધાર્યા ત્યારે તે શ્રાવકની પુત્રીએ કહ્યું, તમારા દર્શન વિના હું રહી શકીશ નહિ. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, કે તું નિત્ય યમુના જળ ભરવા આવજે અને જ્યારે તું શ્રી યમુનાજીમાં ન્હાઈશ ત્યારે હું તને દર્શન દઈશ. શ્રાવકની પુત્રી એ પ્રમાણે કરવા લાગી. વળી એક દિવસ શ્રી ગોકુળથી એક વ્રજવાસી આગ્રે આવ્યો અને તેને ઘેર ઉતર્યો. જ્યારે તે વ્રજવાસીને જપ કરવાનો વખત થયો ત્યારે તેણે કહ્યું, હું ગૌમુખી શ્રી ગુસાંઈજીની બેઠકમાં ભૂલી ગયો છું તેથી હું શ્રી ગોકુળ પાછો જઇશ ત્યારે પ્રસાદ લઈશ. શ્રાવકની પુત્રીએ કહ્યું, બેસો, જ્યારે હું શ્રી ગુસાંઈજીના દર્શન કરવા જઇશ ત્યારે તમારી ગૌમુખી લેતી આવીશ. આ પ્રમાણે કહીને જળ ભરવા ગઈ. યમુનાજીમાં ન્હાઇને શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં અને

ગૌમુખી લઈને ચાલી નીકળી. લાવીને તે વ્રજવાસીને આપી એટલે તે વિચારમાં પડયો કે શ્રી ગોકુળ જઈને કેવી રીતે લાવી હશે? ઊઠી તેને પગે પડયો ત્યારે તેણે કહ્યું, એ શ્રી ગુસાંઇજીનો પ્રતાપ છે. જયારે શ્રી ગુસાંઇજી અલૌકિક દેહનું દાન કરે ત્યારે સર્વ વાત સિદ્ધ થાય. આ સાંભળી વ્રજવાસી ચુપ થઈ રહ્યો. એ શ્રાવકની પુત્રી એવી કૃપાપાત્ર હતી. જેને અલૌકિક પદાર્થ સર્વત્ર સર્વમાં વ્યાપક હતા.

બે ભાઇ પટેલ મલિયાગિરી ચંદન લાવ્યા તેમની વાર્તા.

પ્રસંગ ૧ લો (વાર્તા ૧૫૦ મી).

પટેલ ગુજરાતથી વ્રજમાં ગયા. શ્રી ગુસાંઇજીના સેવક થયા. અને ગોવર્ધનનાથજીની સેવામાં રહ્યા. તેઓ તન, મન અને ધનથી શ્રી ગોવર્ધનનાથજીની સેવા કરતા. એક દિવસ શ્રી ગુસાંઈજીએ તેમને મલિયાગિરી ચંદન લેવાને મોકલ્યા. બન્ને ભાઈ મલિયાગર પર્વત ઉપર જઇ ચંદનનું ઝાડ કાપવા લાગ્યા. ત્યારે એક ભાઇને સર્પે ડંખ માર્યો ત્યારે બીજા ભાઈએ શ્રી ગોવર્ધનનાથજીનું નામ દઈ જળ છાંટયું. એટલે તેનું વિષ ઉતરી ગયું. શ્રી ગુસાંઇજીને આવી ચંદન આપ્યું. શ્રી ગુ-સાંઇજીએ આજ્ઞા કરી કે તમે કંઈપણ માગો ત્યારે તેમણે કહ્યું, અમારા હાથથી અમે શ્રીનાથજીને ચંદન સમર્પીએ. શ્રી ગુસાંઈજીએ હા કહી. ત્યારે એક ભાઈ ચંદન ધરાવવા લાગ્યો અને બીજો પંખો કરવા લાગ્યો. બીજે દિવસ બીજો ભાઇ ચંદન ધરવા લાગ્યો અને પંખો કરવા લાગ્યો એ બન્ને ભાઇ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા. જેમની સાથે શ્રીનાથજી

બોલતા, ચાલતા અને વનમાં લેઈ જતા. શ્રી ગુસાંઇજીની કૃપાથી બન્ને ભાઈ એવા ભગદિય થયા.

(કીશોરીબાઇની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૧ મી.)

એ કીશોરીબાઇ એક વૈષ્ણવની પુત્રી હતી. બાળપણમાં શ્રી ગુસાંઈજીની સેવક થઇ હતી. પાછળથી તેને શીતળા નીકળ્યા તેથી તેના હાથ પગ લુલા થયા. તેનાં માબાપ મરી ગયાં હતાં. તેથી તેની બહેન એકવાર આવી ખવડાવી જતી. કીશોરીબાઈ બાળપણથી જ યમુનાષ્ટકનો પાઠ કર્યા કરતી. એક દિવસ કીશોરીબાઇની બહેનને રીસ ચઢી તેથી તેની બહેનને ખવડાવવા ન આવી તેથી શ્રી યમુનાજી પધારી રસોઇ કરી પ્રસાદ લેવરાવી ગયાં. તેજ દિવસે અડધો રોગ મટી ગયો, બીજે દિવસે યમુનાજીએ એવી કૃપા કરી કે તેનો બધો રોગ મટી ગયો. ત્રીજે દિવસે કીશોરીબાઈ પોતે રસોઈ કરવા લાગી અને પ્રસાદ લીધો. ચોથે દિવસે કીશોરીબાઈની બહેનના મનમાં એમ આવ્યું, ચાર દિવસ થયાં કીશોરીબાઇએ કંઇ પણ ખાધું નથી, તેથી તેની ખબર કાઢવા જાઉં આવીને જુએ છે તો કીશોરીબાઈ રસોઇ કરે છે. તેની બહેન આ જોઇ ચકિત થઇ ગઈ. અને મનમાં વિચાર કર્યો કે લુલી કેવી રીતે મટી ગઇ હશે? કીશોરીબાઇની બહેને આ વાર્તા લોકોને કહી તેથી ગામના સર્વ લોક જોવા આવ્યા અને વિસ્મય પામ્યા. કીશોરીબાઇને લીધે શ્રી ગુસાંઇજી આ ગામમાં પધાર્યા. કીશોરીબાઇ ચાલીને દર્શન કરવા ગઈ અને શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મહારાજ, મને સેવા પધરાવી દો. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તમારા ઉપર શ્રી

યમુનાજીની કૃપા થઇ છે જેથી યમુનાજીની રેતી એક થેલીમાં પધરાવા દઉં તેની તમે સર્વ સાજથી સેવા કરો. કીશોરીબાઇ પ્રસન્ન થઇ અને શ્રી ગુસાંઇજીએ રમણરેતીની થેલી દીધી. એટલે તે રેતીને સિંહાસનપર પધરાવી માર્ગની રીત પ્રમાણે કીશોરીબાઇ સેવા કરવા લાગી. એ કીશોરીબાઇના ઉપર એવી કૃપા થઈ કે તે ગાદીપર કોઇ દિવસ શ્રીનાથજી, કોઈ દિવસ શ્રી નવનીતપ્રિયાજી કોઈ દિવસ શ્રી મથુરાનાથજી કોઇ દિવસ શ્રી વિઠ્ઠલેશજી, કોઈ દિવસ શ્રી દ્વારકાનાથજી, કોઇ દિવસ શ્રી ગોકુલનાથજી, કોઇ દિવસ શ્રી ગોકુલચંદ્રમાજી, કોઈ દિવસ શ્રી બાલકૃષ્ણજી અને સર્વ સ્વરૂપના દર્શન લીલાસહિત થવા લાગ્યાં એ કીશોરીબાઇ શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર થઈ.

(બે ભાઈ પટેલની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૨ મી.)

એ બે ભાઈ પટેલ શ્રી ગુસાંઈજીના સેવક હતા. જે ગામમાં રહેતા હતા, તે ગામમાં એક દેવનું મંદિર હતું જે જૂનું થઈ ગયું હતું, તે ગામનો રાજા દેવીનો ભક્ત હતો, તેણે વિચાર કર્યો કે દેવીનું મંદિર નવું થાય તો સારું. ગામના મનુષ્યપર તેણે કર નાખ્યો અને યથાશક્તિ સર્વની પાસેથી કર લેવા લાગ્યો. બે ભાઈ પટેલ ઉપર બે રૂપિયા આવ્યા. ત્યારે બન્ને ભાઈએ વિચાર કર્યો કે આપણું દ્રવ્ય તો શ્રી ઠાકુરજીનું છે માટે તે કેમ દેવાય અને રાજા એ કેમ છોડે તો ઉપાય શો કરવો. પછી બન્ને ભાઈએ એવો વિચાર કર્યો કે દેવીને કૂવામાં નાંખી દેવી. રાત્રે દેવીને કૂવામાં નાખી આવ્યા. અને ઘરમાં આવીને સુઈ રહ્યા. દેવી રાજાની છાતીપર ચઢી બેઠી કે હું કૂવામાં પડી છું તે

તું મને કાઢ, બે ભાઇ વૈષ્ણવ પટેલ તારા ગામમાં રહે છે તેમના પર બે રૂપિયા કર નાંખ્યો છે તે છોડી દે. રાજા માની ગયો અને તે જ વખતે બન્ને ભાઈ પટેલને બોલાવી દંડ માફ કર્યો અને દેવીને કૂવામાંથી બહાર કઢાવી. એ બન્ને ભાઈ પટેલનો શ્રી ઠાકુરજી ઉપર એવો વિશ્વાસ હતો કે જેમણે દેવીને તુચ્છ ગણી પરતુ દેવી તેમને કંઈ પણ કરી શકી નહિ. એ બન્ને ભાઇ પટેલ એવા કૃપાપાત્ર હતા.

(વૈષ્ણવની વાર્તા.) (प्रसंग १ लो.) (વાર્તા ૧૫૩ મી.)

આ વૈષ્ણવના શરીરમાં કોઢ થયો હતો તેથી તે વ્રજમાં આવી રહ્યો. નિત્ય શ્રી ગુસાંઈજીના તથા શ્રીનાથજીનાં દર્શન કરતો અને શ્રી ગુસાંઈજીને વિનતિ કરતો કે મહારાજ મારો કોઢ મટી જાય એવી કૃપા આપ કરો, શ્રી ગુસાંઇજી આજ્ઞા કરતા કે શ્રી ઠાકુરજી જે કંઇ કરે છે તે વિચાર કરીને કરે છે. શ્રીનાથજી પછી તે વૈષ્ણવ સાથે બોલવા લાગ્યા. ત્યારે વૈષ્ણવે શ્રીનાથજીને કહ્યું કે મારો કોઢ મટી જાય એવો ઉપાય આપ મને બતાવો. ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે હું કંઈ વૈદ્ય નથી. આ પ્રમાણે કહી તેની પરીક્ષા કરતા. પરંતુ તે વૈષ્ણવ કહેતો કે પ્રાણ જાય તો ભલે પરંતુ અન્યાશ્રય નહિ. આ પ્રમાણે કહીને બેસી રહેતો. એક દિવસ શ્રીનાથજીએ કહ્યું કે અમુક ગામમાં અમુક વૈષ્ણવને ઘેર જઇ દર્શન કરી આવ તે વૈષ્ણવ કહેશે એટલે તારો કોઢ મટી જશે. તે વૈષ્ણવ તે ગામમાં તે વૈષ્ણવને ઘેર આવ્યો અને ત્યાં દર્શન કર્યાં. ત્યાં આવી જુએ છે તો તે વૈષ્ણવે વેશ્યા રાખી છે, પરંતુ તેને અભાવ ન આવ્યો.

વૈષ્ણવે પૂછ્યું કે તમે કેમ આવ્યા? ત્યારે તેણે કહ્યું, શ્રીનાથજીએ આજ્ઞા કરી છે ત્યારે તે વૈષ્ણવને પશ્ચાત્તાપ થયો, અને કહ્યું, હું આવો પતિત છું તોપણ શ્રીનાથજી મને ભુલતાં નથી, મેં આવું શું કર્યું ! તેને ઘણો જ વિરહતાપ થયો. અને તે તાપથી તેનો દેહ છુટી ગયો અને આ વૈષ્ણવનો કોઢ પણ મટી ગયો અને નવું અંગ થઇ ગયું. આ બન્ને કાર્ય એક વખતે શ્રીનાથજીએ કર્યાં. એક વૈષ્ણવને લીલામાં અંગીકાર કર્યા અને એકનો કોઢ મટાડી સેવાની યોગ્યતા આપી. આ કોઢી વૈષ્ણવ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(મેહા ઢીમ્મરની વાર્તા.) ( પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૪ મી.)

મેહાઢીમ્મર મહારાવળની પાસે ગોપાલપુરમાં યમુનાજીના કિનારાપર રહેતા હતા. શ્રી ગુસાંઈજી ગુજરાતથી શ્રી ગોકુળ પધાર્યા તે ગોપાલપુરના ઘાટ ઉપર ઉતર્યા. ગોપાલપુર મુકામ કર્યો. આ દિવસ શ્રી ગોકુળ પધારવાનું મુહૂર્ત નહોતું. મેહાઢીમ્મર માછલી પકડવાને શ્રી યમુનાજીના કિનારાપર બેઠો હતો. તેને એક વૈષ્ણવે કહ્યું, તને એક રૂપૈયો દઉં તું જ્યાંસુધી શ્રી ગુસાંઈજી અહીં બિરાજે ત્યાંસુધી જાળ નાંખીશ નહિ. મેહાઢીમ્મર રૂપૈયો લેઈ ઘેર ગયો. મેહાઢીમ્મરે વૈષ્ણવને કહ્યું, મને ખાવાનું દેવરાવજો. શ્રી ગુસાંઈજી ભોજન કરી રહ્યા અને સર્વે વૈષ્ણવને પાતળ ધરાવી. પેલા વૈષ્ણવે વ્રજવાસીને કહ્યું, આ ગામમાં મેહાઢીમ્મર રહે છે તેને બોલાવી લાવો. મેહાઢીમ્મર આવ્યો અને શ્રી ગુસાંઈજીના દર્શન કર્યાં. તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં અને વિનતિ કરી, મહારાજ

મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરીને નામ સંભળાવ્યું અને મેહાના ઘરના સર્વને નામ સંભળાવ્યું. મેહાને શ્રી ગુસાં-ઇજીનાં સ્વરૂપનું જ્ઞાન થયું. અને આ પદ ગાયું. રાગ ભૈરવ શ્રી વિઠલ પ્રભુ મહા ઉદાર, મહાપતિત શરણાગત લીને નિર્ધાર ॥૧॥ વેદ પુરાણ સાર જો કહિયે સો પુરુષોતમ હાથ દિયે ॥ મેહાપ્રભુ ગિરિધર પ્રકટે પુષ્ટીમારગ રસ પ્રકટ કિયે ॥૨॥ આ પદ સાંભળી શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા અને વૈષ્ણવ કહેવા લાગ્યા કે મેહા સવારે જાળ નાંખવા બેઠો હતો. ને દર્શન માત્રથી જ તેની બુદ્ધિ નિરમળ કેમ થઇ હશે ? પ્રભુની કૃપાનો પાર નથી. શ્રી ગુસાંઇજીએ મેહાને જુઠણની પાતળ ધરી. તે મેહાએ ખાધી એટલે ભગવત લીલાનો અનુભવ થયો. પછી શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીની સાથે આવ્યો. શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. અન્નકુટપર શ્રીનાથજીનાં દર્શન કરવા ગયો અને અન્નકુટનું પદ ગાયું. પદ રાગ સારંગ ॥ હમારો દેવ ગોવર્ધનપર્વત ગોધન જ્યાં સુખારો ॥ સુરપતિકોં બલિભાગ ન દિજે કિજે મતોહમારો ॥૧॥ પાવક પવન ચંદજલ સૂરજ પવર્ત આજ્ઞાલીન ॥ તા ઇશ્વર કહ્યો હોત તો કહા ઇંદ્ર કે દિને ॥૨॥ દાજાકે આસપાસ સબ વ્રજકુલ સુખી રહે પ્રભુ પારે ॥ જારે સકટ અછુતો લે લે ભલો મતો કોટારે ॥૩॥ બડે બડે બૈઠ વિચાર મનોકીરિ પર્વતકો બલિ દિજે ॥ નંદલાલકો કુંવર લાડીલો કાન્હ કહે સો કીજે ॥ ૪ ॥ માખન દુધ દહ્યો ઘૃત પાયસ સબ લે લે વ્રજવાસી ॥ યજ્ઞ સ્વરૂપ ધરે બલિ ભુક્ત પર્વત શૈલ નિવાસી ॥૫॥ મિટયો ભાગ સુરપતિજબ જાન્યો

મેઘ દિયે મુકુરાઈ।। મેહાપ્રભુ ગિરિધર કર રાખ્યો નંદસુવન સુખદાઈ ।।૬।। રાગ સારંગ।। સુનિયે તાત હમારો મતો શ્રી ગોવર્ધન પૂજા કીજે ।। જો તુમ યજ્ઞ રચ્યો સુરપતિકો સો બલિ ઇહાં લે દિજે।। ૧ ।। કંદ મુલ ફલ ફુલનકિ નિધિ જો માગો સો પાવો ।। ।।યહ ગિરિવાસ હમારો નિશદિન નિર્ભય ગાય ચરાવો ।।૨।। દુધ દહીં કે માટ ભરાયે વ્યંજન અમૃત અપાર ।। મધુ મેવા પકવાન મિઠાઇ ભરી ભરી રાખે થાર।। ૩ ।। બડે બડે બૈઠી વિચાર મતો કરી કાન્હ કહે સોઇ કીજે ।। વિવિધ ભાંતકો અન્નકુટ કરી પર્વતકો બલિ દિજે।।૪।। યહ નગ નાના રૂપ ધરત હૈં વ્રજ જનકો રખવારે.।। દેવનમેં યહ બડો દેવતા મોહુકો અતિ પ્યારો ।। ૫ ।। નંદ નંદ ઓર રૂપ આપ ધરી આપન ભોજન કીનો।। મેહા પ્રભુ ગિરિધરન લાડીલો માગ માગ સબ લીનો ।।૬।। આ પદ ગાઈ ચુકયો ત્યારે મેહાને મુર્છા આવી. શ્રી ગુસાંઈજીએ કૃપા દષ્ટિ કરી ઊભો કર્યો. અને આજ્ઞા કરી કે શ્રી નાથજીની ઇચ્છા છે કે હજુ થોડા દિવસ તમે ભુતળપર રહો આ સાંભળી તે બેઠો થયો. અને દંડવત કરીને કહ્યું કે " निजेच्छातः करिष्यति, " આ પ્રમાણે કહીને શ્રી ઠાકુરજીની સેવામાં તત્પર થયો. પછી મેહા ગોપાલપુરમાં આવી સેવા કરવા લાગ્યો. મેહાની સ્ત્રીને ગર્ભ થયો. પ્રસવતી વખતે મેહા ઘેર નહોતો. મેહાને પુત્ર થયો ત્યારે મેહાની સ્ત્રીને પશ્ચાતાપ થયો કે આ દુષ્ટ પુત્ર કેમ થયો કે મારી ભગવત્સેવા છુટી આ પ્રમાણે વિચાર કરી રોવા લાગી. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી કે તું રોઇશ મા. ન્હાઇને મારી સેવા કર, તે સ્ત્રી રીત પ્રમા

ન્હાઇને સેવા કરવા લાગી. જ્યારે મેહા આવ્યો ત્યારે તેણે કહ્યું, આવી અવસ્થામાં સેવા કેમ કરી? ત્યારે તેણે કહ્યું, મને શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી છે, મેહા આ સાંભળી ઘણો રાજી થયો. મેહાએ ઘણાં પદ કરી ભગવદ્દલીલા અનેકી પ્રકારે ગાઇ છે. મેહા શ્રી ગુસાંઇજીનો કૃપાપાત્ર ભગવદિય હતા.

(મોહનદાસજીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૫ મી.)

મોહનદાસ ગોપાલપુરમાં રહેતા હતા. ગોવિંદકુંડ નિત્ય ન્હાવા આવતા ત્યારે ગોપાલપુરથી પર્વતપર ચઢતા અને ગોવિંદ તરફ ઉતરતા. એક દિવસ ઉતરવાના રસ્તાપર છાણ પડયું હતું. તેથી તે વૈષ્ણવ બીજી બાજુએથી ઉતર્યા. શ્રી ગુસાંઇજીએ તેમને ઉતરતા જોયા. એટલે માથું હલાવ્યું. મોહનદાસે શ્રી ગુસાંઇજીને દંડવત કરીને પૂછયું કે આપે મને જોઇને માથું કેમ હલાવ્યું ? શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે વિના કારણ તમે ગિરિરાજપર પગ મૂકો છો અને પગથી ખુંદો છો તેથી ગિરિરાજનું માહાત્મ્ય તમે કંઇ પણ જાણતા નથી. બીજા વૈષ્ણવે કહ્યું કે આપ કૃપા કરી ગિરિરાજનું માહાત્મ્ય કહો. શ્રી ગુસાંઇજીએ પદ્મપુરાણની કથા કહી. એક દિવસ શ્રી ઠાકૃરજી તથા નારદજી વનમાં ઊભા હતા, ત્યારે શ્રી ઠાકુરજીએ જળ લાવવા આજ્ઞા કરી. નારદજી જળ લેવાને ગયા. ત્યાં જાય તો એક સરોવર હતું. અને બે ઋષિ તપસ્યા કરતા હતા, અને તળાવની પાસે મનુષ્યના હાડકાંનો પર્વત હતો. નારદજી જોઇને વિસ્મય પામ્યા. અને જળ લીધા વિના પાછા આવ્યા. ત્યારે શ્રી ઠાકુરજીએ પૂછયું, જળ કેમ ન લાવ્યા ? ત્યારે નારદજીએ

સર્વ સમાચાર કહ્યા. અને કારણ પૂછ્યું. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી, બે ઋષિ શ્રી ગોવર્ધન પર્વતના દર્શન માટે તપશ્ચર્યા કરે છે. એમના જેટલા જન્મ થયા તેટલા શરીર છુટી છુટીને હાડકાના પર્વત થઈ ગયો છે તો પણ તેમને પર્વતના દર્શન થતાં નથી. આ સાંભળી નારદજી ઘણા વિસ્મય પામ્યા. શ્રી ગુસાંઇજી આજ્ઞા કરે છે કે આપણને શ્રી ગોવર્ધન પર્વત શ્રી મહાપ્રભુજીની કૃપાથી દર્શન દેછે અને એવું રૂપ શ્રી ગોવર્ધન પર્વત સાક્ષાત લીલા મધ્યપાતી એનાપર પગ કેમ મુકાય, કંઇ ભગવત્સેવાનું કાર્ય હોય તો ઉપર ચઢવું નહિ તો પગ મૂકવો નહિ. આ સાંભળી મોહનદાસને ઘણો પશ્ચાતાપ થયો. શ્રી ગુસાંઇજી પાસે અપરાધ ક્ષમા કાવ્યો. પછી તે શ્રીનાથજીની સેવા તથા દર્શન વિના કોઈ દિવસ ગિરીરાજપર પગ મૂકતા નહિ. એ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(ચતુરભુજદાસ બ્રાહ્મણની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૬ મી.)

એ ચતુરભુજદાસ પંડિત હતા. તેમને વિદ્યાનો અભ્યાસ ઘણો હતો, અકબર પાદશાહ સાથે મેલાપ ઘણો હતો. અકબર પાદશાહ જે કંઇ પણ પૂછતો તેનો તરત જવાબ દેતા. એક દિવસ પાદશાહે ચતુરભુજદાસની પ્રશંસા કરી ત્યારે બીરબલે કહ્યું એ તો મારી પાસે નોકરી કરતો હતો. પાદશાહે ચતુરભુજદાસને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું, આપને મળવાને કોની ચાકરી ન કરું આ સાંભળી પાદશાહ ઘણો રાજી થયો. ચતુરભુજદાસને મહિનાના હજાર રૂપૈયા પગાર કરી દીધો. જે કોઈ પંડિત

આવતો તેની સાથે ચતુરભુજદાસ વાદ કરતા અને સર્વ પંડિતોને જીતી લેતા. એક વખત ચતુરભુજદાસ મથુરાજીમાં આવ્યા અને વિશ્રાંતિ ઘાટપર નહાઈને કહેવા લાગ્યા કે 'विद्याभागवतावधि' આ સાંભળી એક વૈષ્ણુવ બોલ્યો કે 'चातुरी विठ्ठलेशावधि.' ચતુરભુજદાસે કહ્યું કે મને શ્રી વિઠ્ઠલનાથજીનો મેલાપ કરાવી દો. ત્યારે તે વૈષ્ણુવ ચતુરભુજદાસને શ્રી ગુસાંઇજીની પાસે લઇ ગયો શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પુર્ણ પુરુષોતમ કોટિકંદર્પ લાવણ્ય એવાં સ્વરૂપનાં દર્શન થયાં. ચતુરભુજદાસ શ્રી ગુસાંઇજીના સેવક થયા અને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યા. શ્રી ગોવર્ધનનાથજીના કવિત બનાવ્યા. અને જન્મપર્યંત શ્રીજીદ્વાર છોડીને કંઇ પણ ગયા નહીં. એક દિવસ પૃથ્વીપતિને ખબર પડી કે ચતુરભુજદાસ ગોપાલપુરમાં છે. તેણે ચતુરભુજદાસને બોલાવવાને માણસ મોકલ્યું. ચતુરભુજદાસે પૃથ્વીપતિને પત્ર લખીને મોકલ્યો તેમાં લખ્યું છે કે જાકો મન નંદસુ લાગ્યો તીકો; સુખસંપતકી કહાં લગ વરણુ સબ જગ લાગત ફીકો. આ પત્ર લઈને તે માણસે પૃથ્વીપતિને આપ્યો. પૃથ્વીપતિએ વિચાર કર્યો કે જેને જગત ફીકું લાગે છે તેને આપણે મીઠું કેવી રીતે લગાડીએ. એ ચતુરભુજદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( વિરક્ત વૈષ્ણુવની વાર્તા. ) प्रसंग १ लो ( વાર્તા ૧૫૭ મી.)

એ બ્રાહ્મણ વૈષ્ણુવ ગામડામાં રહેતો હતો અને ચપટી માગી નિર્વાહ કરતો, શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે કરતો હતો. શ્રી ઠાકુરજી સાનુભાવ જણાવતા હતા. એ વૈષ્ણુવોને

ઘેર ચપટી માગતો. એક વૈષ્ણવને ઘેર તે ચપટી લેવા ગયો ત્યારે તેના પુત્રનો દેહ છુટયો હતો વૈષ્ણવ તે વખતે ગયો. અને વિચાર કર્યો કે આની આવરદા ઘણી હતી છતાં તે એકદમ કેમ મુઓ હશે. તેનું અકાલ મૃત્યુ થયું છે. વૈષ્ણવે ચરણામૃત તેના મુખમાં દીધું. અને ચરણામૃતનો શ્લોક બોલ્યો.

श्लोक–अकालमृत्युहरणंसर्वव्याधिविनाशनम् ॥
विष्णुपादोदकंतीर्थजठरेधारयाम्यहम् ॥१॥

આ અક્ષર બોલ્યો. વૈષ્ણવની વાણી સત્ય કરવાને શ્રી ઠાકુરજીએ તે પુત્રમાં પ્રાણ સંજ્ઞા મુકી વૈષ્ણવનો પુત્ર જીવતો થયો. તે વખતે તે બ્રાહ્મણ વૈષ્ણવમાં ભગવદાવેશ થયો હતો જ્યારે તે બહાર આવ્યો ત્યારે લોકોએ તે બ્રાહ્મણ વૈષ્ણવને પુછ્યું કે એ કેમ જીવતો થયો. ત્યારે તેણે કહ્યું કે ચરણામૃત અને અષ્ટાક્ષરથી જીવતો થયો છે. લોકોએ આ વાત જુઠી માની. એ બ્રાહ્મણ વૈષ્ણવ એવો કૃપાપાત્ર હતો જેને ચરણામૃત ઉપર દ્રઢ વિશ્વાસ હતો.

(ગુલાબદાસ ક્ષત્રીની વાર્તા) પ્રસંગ ૧ લો (વાર્તા ૧૫૮ મી.)

એ ગુલાબદાસ પરમકૃપાળુ શ્રી ગુસાંઇજીની શરણ ગયા. થોડાં દિવસ પછી તે મ્લેચ્છના દેશમાં જઈને રહ્યા અને ભ્રષ્ટ થયા અને અભક્ષાભક્ષ કરવા લાગ્યા અને ગુલાબખાન નામે રાખ્યું. આ વાત શ્રી ગુસાંઈજીએ સાંભળી ત્યારે તેને બોલાવવાને એક વૈષ્ણવને મોકલ્યા. વૈષ્ણવે જઈને ગુલાબદાસને કહ્યું કે તમને શ્રી ગુસાંઈજી બોલાવે છે આ વખતે ગુલાબદાસ વેશ્યાની પાસે બેઠા હતા. તેમણે કહ્યું કે હું આવો ભ્રષ્ટ થયો

છું તોપણ શ્રી ગુસાંઈજી મને સંભારે છે. આ પ્રમાણે ત્રણ વખત કહ્યું કે શ્રી ગુસાંઈજી મને હજુ સંભારે છે, તેને વિરહ-તાપ થયો અને ગુલાબદાસનો દેહ છુટી ગયો. આ જોઈ વૈષ્ણવ ચકિત થયો પછી તે ત્યાંથી ચાલ્યો અને મનમાં વિચાર કર્યો કે આ સંદેહ હું શ્રી ગુસાંઇજીને પૂછીશ. શ્રી ગુસાંઇની પાસે આવીને જુએ છે તો ગુલાબદાસ શ્રી ગુસાંઈજીને પંખો કરે છે. એ જોતાં વૈષ્ણવનો સંદેહ દૂર થયો, એ ગુલાબદાસ શ્રી ગુસાં-ઈજીના એવા કૃપાપાત્ર હતા. જેમનાં કર્મ વિરહતાપથી બળી ગયાં અને શુદ્ધ થઈ ભગવદ્લીલામાં ચાલ્યા ગયા.

(ધોંધી કલાવતીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૯ મી.)

ધોંધી મુસલમાન હતો. પરંતુ ગાયન વિદ્યામાં કુશળ હતો. તે શ્રી ગુસાંઇજીનો સેવક થયો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તે ધોંધીને શ્રી નવનીતપ્રિયાજીનાં કીર્તનની સેવામાં રાખ્યો. એ ધોંધી શ્રી નવનીતપ્રિયાજીની સંનિધાન કીર્તન કરતો હતો. એક દિવસ તેનું કીર્તન સાંભળી શ્રી નવનીતપ્રિ-યાજીએ તાલ દીધો. એટલે શ્રી ગિરિધરજી ઊભા થયા અને રૂ. ૧૦૦૦) નાં કડાં પોતે જે પહેર્યાં હતાં તે ઉતારી ધોંધીને આપ્યા. શ્રી ગુસાંઇજીએ આ વાત સાંભળી શ્રી ગિરિધરજીને કહ્યું કે શ્રી નવનીતપ્રિયાજીએ તાલ દીધો ત્યારે તમે એકલાં કડાં કેમ દીધા, સર્વ ઘરાણું કેમ ન દીધું. એટલું તમારૂં લોભીપણું વિશેષ છે. શ્રી ગિરિધરજી બોલ્યા કે હું આપથી ડર્યો જેથી સર્વ ઘરેણું ન દીધું. શ્રી ગુસાંઇજી આ સાંભળી ઘણા પ્રસન્ન થયા અને ધોંધીને આજ્ઞા કરી કે નિત્ય તું મન

લગાડીને કીર્તન કરજે એ ઘોંઘી નવાં પદ બનાવી ગાવા લાગ્યો એ શ્રી ગુસાંઈજીનો એવો કૃપાપાત્ર હતો.

(એક વાણિયાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૬૦ મી.)

આ વાણિયો ગોપાલપુરમાં રહેતો હતો. જે કોઇ શ્રીનાથજીનાં દરશન કરીને આવતો તેને શંગાર પુછી લેતો. પાછળથી જે આવે તેની આગળ શૃંગાર કહે, સર્વ લોક જાણે કે એ મોટો વૈષ્ણવ છે. વૈષ્ણવ જાણી તેનો માલ ખરીદે. આમ કરતાં ઠગી ઠગીને તેણે ઘણા રૂપૈયા એકઠા કર્યા. એક દિવસ ભગવદિચ્છાથી સુરદાસજી તે વાણિયાની દુકાને કંઈ લેવા આવ્યા. ત્યારે તેમની આગળ તે વાણિયો શ્રીનાથજીનો શૃંગાર કહેવા લાગ્યો. સુરદાસજીએ મનમાં જાણ્યું કે આ પાખંડી છે. સુરદાસજીએ કહ્યું કે શ્રીનાથજીનાં દર્શન કરવા ચાલ. ત્યારે તેણે કહ્યું કે સાંજરે આવીશ સાંજરે સુરદાસજી આવ્યા. ત્યારે તેણે કહ્યું કે કાલે આવીશ. આમ કરતાં કરતાં બે ચાર દિવસ કાઢી નાંખ્યા. એક દિવસ સુરદાસજીએ પદ ગાયું. "આજ કામ કાલ કામ પરસુ કામ કરનો, પહેલે દિન બહુત કામ કામમેં પચીમરનો. ॥ ૧ ॥ જાગત કામ સોવત કામ વિમુખ ભયો ચરણા ॥ છાંડ કામ સુમર શ્યામ સુર પકડ શરણા ॥ ૨ ॥ આ પદ તે વાણિયાને સાંભળાવી તેને ખેંચી લઈ ગયા. પછી શ્રી ગુસાંઈજીનાં દર્શન કરાવ્યાં. સુરદાસજીએ શ્રી ગુસાંઈજીને આને શરણ લેવા વિનંતિ કરી. શ્રી ગુસાંઈજીએ કૃપા કરી નામ નિવેદન કરાવ્યું. પછી જ્યારે ભેટ કરવાનો વખત થયો ત્યારે સુરદાસજીએ તેને ઉપદેશ કરવાને

પદ ગાયું "કીર્તન" સુર સાઠી પ્રારંભ." રાગ સારંગ ॥ કૃષ્ણુ સુમરન પાવન કીજે ॥ જે લોં જગ સ્વપ્ના સો જોજે ॥ ૧ ॥ અવધિ ઉલાસ ગણુત સબ તેરે ॥ સો વીતત ભઈ આવતા નેરે. ॥ ૨ ॥ જો યે સ્વપ્ને નાહીં વિચારે ॥ કબહુ ન જન્મ વિષય લગ હારે ॥ ૩ ॥ ગહી વિવેક બીજ જો બોવેં ॥ કબહું ન જઠર અગ્નિમેં સોવે. ॥૪॥ વાર વાર તાકું સમજાવે ॥ જો છિન જાય સો બહોરિન આવે. ॥પ॥ ઠગની વિષય ઠગોરી લાઈ ॥ ઘટિકા ઘટક જો છિન છિન જાઇ. ॥૬॥ ગિનતાહિં ગિનત અવધિને શાની. ॥ છાંડ ચલ્યો નિધિ ભઈ બિરાની ॥૭॥ હોત કહા અબતેં પછતાનેં ॥ તરુવર પત્ર ન મિલેં પુરાનેં ॥૮॥ પવન ઉડે સો બહોરી ન આવેં ॥ કર્તા ઔર અનેક બનાવે ॥૯॥ જલ સ્થલ પશુ પંછી સુકર ક્રિમિ ॥ માનસ તનુ પાયો સબ જગ ભંરમી ॥૧૦॥ કબહું–નીકે નાથ ન ગાયો ॥ એક મદન દશ દિશહિં ભમાયો. ॥૧૧॥ સો તનુ તું ખોવે રતિ વિગતનિ ॥ કાચ ગહેં છોડી ચિંતામની ॥૧૨॥ મનહીં મન માંયો અવગાહત ॥ નાયક ભયો તિહું પુર ચાહત ॥૧૩॥ સ્વર્ગ રસાતલ ભુ રજધર ની ॥ તોઉન તૃપ્ત ભયો અભિમાની ॥૧૪॥ એંસે હિ કરત અવધિ સબ બીતી ॥ ગહ્યો ન જ્ઞાન રહ્યો મદ રીતી ॥૧૫॥ કબહું સજ–ન મિલિ કરત બડાઈ ॥ કબહું લલના લલિત લડાઇ ॥૧૬॥ કબહું હય હાથી રસ આસન ॥ કબહું પવકા સુખદ અવાસન ॥૧૭॥ કબહું ચમર છત્ર શિર ઢારે ॥ કબહું સભટ પશુ ન

ચઢી દ્વારે ॥૧૮॥ કબહું તોરણ છત્ર બનાવે ॥ કબહું મદગજ યુથ લડાવે ॥૧૯॥ નોબત દ્વાર બજતહીં ઠાડી ॥ ત્યોં ત્યોં તૃષ્ણા શત ગુણી બાઢી ॥૨૦॥ દિવ્ય વસન ફલ ફૂલ સુવાસી ॥ નવ યૌવન અબલા સુખ રાસી ॥૨૧॥ દ્વાર કપાટ સહસ્ત્ર એક લાગે॥ સુભટ પેહેરૂવા ચહું દિશ જાગે ॥૨૨॥ રમણી રમત ન રજની જાનિ ॥ માયા મદ પીયો અભિમાની ॥૨૩॥ સુત વિત વનિતા હેત લગાયો ॥ તબ ચેત્યો જબ કાલ ચિતાયો ॥૨૪॥ જૂઠો નાટક સંગ ન સાથી ॥ નોબત દ્વાર ન હય રથ હાથી ॥૨૫॥ ભૂપ છિનકમેં ભયો ભિખારી ॥ ક્યોં કૃત શુલ સહે અબ ભારી ॥૨૬॥ ભયો અનાથ સનાથ ન બાંધ્યો ॥ ત્રિજગ શુલ શર સન્મુખ સાંધ્યો ॥૨૭॥ મનુષ્ય દેહ ધરી કર્મ કમાયો ॥ તે તિરછે દુઃખ દારુણ આયો ॥ ૨૮ ॥ જેહિં તન કાજ જીવ વધ કરીને ॥ રસના રસ આમિષ રસ લીને ॥ ૨૯ ॥ સો તન છુટત પ્રેત કરી ડાર્યો ॥ પ્રેત પ્રેત કેહિ નગર નિકાર્યો ॥૩૦॥ હિંસા કર પાલન કરી જાકી ॥ વિષ્ટા ક્રિમિ ભસ્મ થઇ તાકી ॥૩૧॥ રોગ ભોગ અરૂ વિષય ભયાનક હરિપદ વિમુખ વિષય રસ પાનક ॥૩૨॥ જાગ જાગને ઇહાં કો તેરો ॥ માયા સ્વપ્ન કેહત સબ મેરો ॥૩૩॥ કૃષ્ણ વિનો તોહિ કોન છુડાવે ॥ કો કરુણામય બિદ બડાવે ॥૩૪॥ અન્ય દેવકો નહીં ભરોંસો ॥ બાતને અંટરસ લાખ પરોસે ॥૩૫॥ જે જન્મ કહ્યો નૃપતિ કી જ્યાંઇ ॥ મૃગ તૃષ્ણા કરી કોન અઘાઇ ॥૩૬॥ એસે અન્ય દેવ સુખદાયક ॥ હરિ વિણ કોન

છુડાવન લાયક ॥ ૩૭ ॥ ધર્મરાજ સુની કૃતિ તીહારી ॥ તું વિષયરત ન સુરત વિસારી ॥ ૩૮ ॥ ગર્ભ અગ્નિ રક્ષા જીન કીની ॥ સંકટ મેટિ અભયતા દીની ॥ ૩૯ ॥ હસ્ત ચરણુ લોચન નાસા મુખ ॥ રુધિરા બુંદને લહ્યો અધિક સુખ ॥ ૪૦॥ સો મુખ તે સ્વપને નહિ જાન્યો ॥ પ્રાણુનાથ નિકટ ન પહિચાન્યો ॥ ૪૧ ॥ કિત યહ શુલ સહેં અપરાધી ॥ મમ સિખ તે ઐકો નહિ સાધી ॥ ૪૨ ॥ કોટિકવાર માનસ તનુ પાયો ॥ હરિપથ છોડ અપથકું ધાયો ॥ ૪૩ ॥ સમય ગયે અસમય પછતૈયે માનસ જન્મ બહુરી કિત પૈયે ॥ ૪૪ ॥ પારસ પાય જલધીમેં બોરે ॥ પુનપુન સુનત કૃપાલહિં ફેરેં ॥ ૪૫ ॥ ચિંતામણી કોડી લે દીની ॥ સુણી પરમીત કરુણા અતી કીની ॥ ૪૬ ॥ સુઝત સામેં પીઠ દે ભાગે પુન પુરુષારથ કહે નહિ લાગે ॥ ૪૭ ॥ પાપ કલ્પતરુ મુલ છિદાવે ॥ સો તરુ પુન કેસે તું પાવે ॥ ૪૮ ॥ મધુ ભોજન પુરણ વીધી દીનો ॥ સો તેં છાંડ હલાહલ પીનો ॥ ૪૯ ॥ કામધેનુ ત્યજ અજા વસ્યાઈ ॥ હરિબલ છાંડ વિષય અવગાહી ॥ ૫૦ ॥ યહ નરદેહ સ્યામ બીન ખોઈ ॥ કહી કેતુક લોં બાધી બિગોઈ ॥ ૫૧ ॥ કાહે ન કર્મ કિયો તેં અૈસો ॥ ધરુવ શુકસનક સનંદન જૈસો ॥ ૫૨ ॥ સુરનર નાગ અસુર મુનીદેવક ॥ હરિપદ ભજત સબે હૈ સેવક ॥ ૫૩ ॥ પરદક્ષિણા દે શીશ નમાવેં ॥ મનસીજ તોહી ન પરસન પાવેં ॥ ૫૪ ॥ જાકે ભજત એ તો સુખ લહિયે ॥ સુન શઠ હો કેસે વિસરૈયે. ॥ ૫૫ ॥ અગણિત પતિતનામ નીસ્તારે ॥ સો જન્મ મરણ સંતાપ નિવારે ॥ ૫૬॥

નિર્ભય હોય ભક્તિ નીધી પાઇ ॥ કબહું કાલવ્યાલ નહિ ખાઇ ॥ ૫૭ ॥ સબ સુખ જીવન કૃષ્ણનામ પદ ॥ ભવજલ વ્યાધી ઉપાય પરમપદ ॥ ૫૮ ॥ શ્રી ભાગવત પરમ હિતકારી ॥ દ્વાર રટત હરિ સુર ભિખારી ॥ ૫૯ ॥ પરમ પતિતકું શરણુહી લીજે પદરજ દાન અભયતા દીજે ॥ ૬૦ ॥ સુરસાઠી સંપૂર્ણ ॥ આ પ્રમાણે એક એક ટુંક ગાતા ગયા તેમ તેમ તે વાણીઓ હજાર રૂપિયા ભેટ કરતો ગયો, સાઠ ટુંક સુધી સાઠ હજાર રૂપિયા ભેટ કરતો ગયો. સુરદાસજીનાં વચન તેના હૃદયમાં એવા ઉતર્યાં કે જેમ સૂર્યોદયથી અંધકાર મટી જાય તેમ સુરદાસજીનાં વચનથી તેના હૃદયનું અંધારું મટી ગયું, અને મનમાં એવો વિચાર કર્યો કે આજ મારો જન્મ સફળ થયો. એ વાણીએ દુકાનપર આ સાઠ હજાર રૂપિયા કાઢી શ્રી ગુસાંઇજીને ભેટ મોકલી દીધાં. અને દુકાનપર બેઠો. કોઇને શૃંગારની વાત કરે નહિ. નિત્ય શ્રીનાથજીના તથા શ્રી ગુસાંઇજીનાં દર્શન કરી પ્રસાદ લેતો. થોડા દિવસ પછી શ્રીનાથજી વાણિયા સાથે બોલવા લાગ્યા. અને આવે ને દહીં દૂધ લઇ જાય. વળી બીજું રૂપ ધરી દાણા લઈ તે વાણીયાની દુકાનેથી માલ ખરીદે અને દાણા આપી જાય તે દાણાના હીરા મોતી થઈ જાય. વાણિયો હીરા મોતી સર્વ વીણીને શ્રી ગુસાંઈજીની આગળ ધરી આવે. ઘરમાં કંઈ પણ રાખે નહિ. મનમાં એમ સમજ્યો કે જો દ્રવ્ય ઘરમાં રાખીશ તો પ્રભુમાંથી ચિત્ત નીકળી જશે. આ કારણથી નિર્વાહ જેટલું જ દ્રવ્ય રાખતો. એ વાણિયો શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

(રાજરાણીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૬૨ મી.)

એ રાજા અને તેની સ્ત્રી બન્ને વૈષ્ણવ થયાં, અને ભગવદ્ સેવા કરવા લાગ્યાં. રાજાને એક પુત્રી થઈ. તે મોટી થઈ ત્યારે મનમાં વિચાર કર્યો કે આનો વિવાહ કોઇ રાજા સાથે કરવો જોઈએ. રાણીના મનમાં એમ આવ્યું કે અન્યમાર્ગીને પુત્રી નહિ પરણાવું, આથી વૈષ્ણવ શોધવાને ઘણો પ્રયાસ કર્યો પછી એક વૈષ્ણવ રાજા મળ્યો તેને પુત્રી આપી. રાજા વિવાહ કરવા આવ્યો. વિવાહ કરી પોતાને દેશ ગયો તે સ્ત્રીને રાણીઓની પાસે બેસાડી દીધી અને રાજા તો ભગવત્સેવા કરે. કોઈ પણ સ્ત્રીને સેવાનું કામ ન સોંપે. આ રાજાની પુત્રી જે તેણે નવી પરણી હતી તે સેવા કરવા પોતાના પતિ પાસે જાય પરંતુ તેને સેવા કરવા ન દે. રાજાએ કહ્યું કે જો તારે સેવા કરવાની ઇચ્છા હોય તો અમુક શેઠને ઘેર જઈ તેને જળની ગાગર લાવી દે. અને તે ગાગરના પૈસા લાવી મને દે તો તને સેવા કરવા દઉં, તે શેઠને ઘેર જઈ ગાગર ભરી લાવી, શેઠે ગાગરના જળથી ઝારી ભરી. રાજાની સ્ત્રીએ કહ્યું કે મને ગાગર ભરી લાવવાના પૈસા દો, ત્યારે શેઠે કહ્યું કે આ જળની ઝારી શ્રી ઠાકુરજી આરોગ્યા છે તેથી તેની ન્યોછાવર તો સર્વસ્વ છે. જેથી મારા ઘરમાં જેટલું દ્રવ્ય છે તે બધું લઇ જાઓ. આથી રાજાની રાણીને જ્ઞાન થયું કે મારે ઘેર શ્રી ઠાકુરજી બીરાજે છે, એક જળની ગાગરની આટલી બધી કીમત છે તો આખો દિવસ સેવા કરે તેની તો શી કીમત થાય ? પછી ઘેર આવી પતિને પગે પડી અને કહ્યું કે મેં તમારી કૃપાથી ભગવત્સેવાનું સ્વરૂપ જાણ્યું

છે જેથી સેવા વિના હવે હું અન્નજળ લઇશ નહિ. રાજાએ પ્રસન્ન થઈ રાણીને સેવા કરવા દીધી. બન્ને સ્ત્રી પુરુષ સેવા કરવા લાગ્યાં. એ રાજારાણી એવા કૃપાપાત્ર હતાં જેણે અન્ય માર્ગીને પુત્રી ન આપી અને પુત્રી એવી કૃપાપાત્ર થઈ કે જેણે શેઠને ઘેર જઈ એક દિવસમાં ભગવત્સ્વરૂપ જાણ્યું, એ રાજા રાણી પુત્રી અને જમાઇ ચારે જણ શ્રી ગુસાંઇજીના એવાં કૃપાપાત્ર થયાં.

(એક વૈષ્ણવ શુકન જોઈને ચાલતો તેની વાર્તા)

(પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૬૨ મી.)

એ વૈષ્ણવ ગુજરાતથી શ્રી ગોકુળ જઈ શ્રી ગુસાંઇજીનો સેવક થયો. આ વૈષ્ણવ જે કંઇ કામ કરતો તે શુકન જોઇને કરતો. એક દિવસ શુકનની વાત નીકળી ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે દર્શન માટે શુકનનું શું કામ છે અને તે જ સમય સુરદાસજીનું કિર્તન ગાયું. પદ "મિલે હેં ગોપાલ સોઇ દિન નીકો ॥ જ્યોતિષ નિગમ પુરાણ બડે ઠગ જાનો ફાંસી જીકો ॥ ૧ ॥ જો બુઝે તો ઉતર દે હું વિન બુઝે મત ફીકો ॥ કમલ બીન દાદુર યોં તરેસત સબ ધન પરત અસીકો ॥ ૨ ॥ ભદ્રા ભલી ભવહરણી ચલત મેઘ અરૂ છીકો અપને ઠોર સબે ગ્રહનીકે હરણુ ભયો કયુંસીકો ॥૩॥ સુન મૂઢ મહેકર વૃજ આયો લે અપયશ કોટીકો ॥ સુર જહાં લોં નેમ ધર્મ વરત શો પ્રેમી કોડીકો ॥૪॥ આ પદ શ્રી ગુસાંઇજીએ શ્રીમુખથી ગાયું. તે દિવસથી તે વૈષ્ણવને નિશ્ચય થયો આજ પછી સર્વથા શુકન નહિ જોઉં એ વૈષ્ણવને શ્રીગુસાંઇજીના વચન પર એવો વિશ્વાસ હતો.

(એક બાઈની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૬૩ મી.)

એ બાઇ ગોળવાડમાં રહેતી હતી. શ્રી ગુસાંઈજી દ્વારકા પધાર્યા ત્યારે ગોળવાડમાં આવી મુકામ કર્યો. આ બાઇ જળ ભરવા જતી હતી તેણે શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં. તો સાક્ષાત પૂર્ણ પુરુષોતમના દર્શન થયાં. તેથી આ બાઇ શ્રી ગુસાં-ઈજીને શરણ આવી. શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગી, આ બાઇને એક પુત્ર હતો તે લૂંટારાનો ધંધો કરતો. જે કોઈ વેપારી રસ્તામાં મળે તેને મારી તેનું ધન લૂંટી લાવતો. આ બાઇએ તેના પુત્રને કહ્યું કે તું વૈષ્ણવને કોઈ દિવસ મારીશ નહિ. ત્યારે તેના પુત્રે પૂછ્યું કે હું કેવી રીતે ઓળખું કે આ વૈષ્ણવ છે ત્યારે તેણે કહ્યું કે તું જેને લૂંટે તેને અહીં પકડી લાવજે. હું ઓળખીશ. પુત્ર તે પ્રમાણે પકડી લાવતો. અને બાઇને દેખા-ડતો. એક દિવસ ૧૧ વેપારીને પકડી લાવ્યો. તેમાં એક વૈષ્ણવ હતો. તેની માએ કહ્યું કે આને છોડી મૂક. ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે આ ૧૦ મનુષ્ય મારા ભાઈ છે હું તેમની પાછળ મારો જીવ દઇશ. તે બાઇએ તે વૈષ્ણવનો આગ્રહ જોઈ સર્વને છોડાવ્યા અને વૈષ્ણવને કહ્યું કે તમે રસોઇ કરો અને મહાપ્ર-સાદ લો. તે વૈષ્ણવે રસોઈ કરી. અને દશ જણને મહાપ્રસાદ લેવરાવ્યો. તે બાઈને તેના પુત્રને અને ૧૫૦ સવાર જે તે બાઈના પુત્રની સાથે ચોરી કરવા ફરતા હતા તે સર્વને પ્રસાદ લેવરાવ્યો પરંતુ મહાપ્રસાદ ખુટયો નહિ. ત્યારે તે બાઈના પુત્રે પૂછ્યું કે તમે રસોઈ તો ૧૧ મનુષ્યની કરી હતી પરંતુ સર્વને મહાપ્રસાદ કેમ પરિપૂર્ણ થયો અને હજુ ૧૧ મનુષ્ય

પ્રસાદ લે એટલો વધી પડયો છે ત્યારે વૈષ્ણવે કહ્યું કે જે હકનું ખાય છે અને પોતાની મહેનતનું દ્રવ્ય કમાઇને ખાય છે તેને કોઇ દિવસ ઘટતું નથી. ત્યારે તે પુત્ર બોલ્યો કે મને પણ તે શીખવો તો ઘણું સારુ. વૈષ્ણવે કહ્યું કે તમે ચોરી કરવી છોડી દો. અને ખેતી કરીને ખાઓ તો તમારે પણ એમ થશે. તે બાઇના પુત્ર પટેલે ચોરી કરવી છોડી દીધી. અને સર્વ ગામને ચોરી કરતાં રોકયું. અને ખેતી કરવા લાગ્યા. એ બાંઇ શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી જેની સંગથી આખું ગામ શ્રી ગુસાંઇજીને પધરાવી વૈષ્ણવ થયું.

(કુંભનદાસજીના પુત્ર કૃષ્ણદાસજીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૬૪ મી.)

એ કૃષ્ણદાસ શ્રીનાથજીની ગાયોની સેવા કરતા. એક દિવસ કુંભનદાસજીને શ્રી ગુસાંઇજીએ પૂછયું કે તમારે કેટલા પુત્ર છે ત્યારે તેમણે કહ્યું કે દોઢ પુત્ર છે. પોતે આજ્ઞા કરી કે દોઢ કેવી રીતે. અર્ધા પુત્રની સમજણ પાડો ત્યારે કુંભનદાસજીએ કહ્યું કે પુષ્ટીમાર્ગમાં ભગવત્સેવા અને ભગવદ ગુણગાન એ મુખ્ય વસ્તુ છે. બન્ને કામ કરે તે આખો અને એક કામ કરે તે અર્ધો. ચતુરભુજદાસ બે કામ કરે છે સેવા અને ગુણગાન અને કૃષ્ણદાસ એક સેવા કરે છે જેથી તે અર્ધો પુત્ર છે. આ સાંભળી શ્રી ગુસાંઇજી હસ્યા અને આજ્ઞા કરી કે વૈષ્ણવને એક જ કામ જોઇએ. એ કૃષ્ણદાસ દિવસ રાત ગાયોની સેવા કરતા. અને ગાય ચરાવતા હતા. એક દિવસ ગાયોમાં સિંહ આવ્યો ત્યારે ગાયોના પ્રાણ બચાવવાને કૃષ્ણદાસે પોતાનો પ્રાણ દીધો, અને સિંહના ઝપાટા ખમ્યા. જયારે કૃષ્ણ-

દાસના પ્રાણ છુટ્યા ત્યારે ખીરકમાં શ્રીનાથજી ગોપીનાથ-દાસ ગ્વાલની પાસે ગાય દોહતા હતા અને કૃષ્ણદાસ વાછડું મૂકડી રહ્યા હતા. આ ગોપીનાથદાસ ગ્વાલે દીઠું હતું. એ વાર્તા કુંભનદાસજીની વાર્તામાં લખી છે તેથી અહીં લખી નથી. એ કૃષ્ણદાસજી એવા કૃપાપાત્ર હતા.

(કૃષ્ણભટ્ટજીના પુત્ર ગોકુળ ભટ્ટ અને ગોવિંદ ભટ્ટની વાર્તા.)
( प्रसंग १ लो.) (વાર્તા ૧૬૫ મી.)

એ બન્ને ભાઇ બાળપણમાં શ્રી ગુસાંઇજીના સેવક થયા. તે શ્રી ગુસાંઇજી પાસે ભણ્યા હતા. તે પુષ્ટીમાર્ગની શ્રી સુબોધિનીજી આદિ ગ્રન્થમાં ઘણા પ્રવીણ હતા. શાસ્ત્રાર્થમાં ઘણા કુશળ હતા, જયારે તે મોટા થયા ત્યારે એક ભાઈ ઉજ્જનમાં રહેતા અને એક શ્રીજીદ્વારમાં રહેતા. વર્ષ પ્રતિ વર્ષ શ્રીનાથજીની સેવા અને ઘરના શ્રી ઠાકુરજીની સેવા કરતા. જયારે ગોવિંદ ભટ્ટ શ્રીજીદ્વાર જતા તો ગોકુલ ભટ્ટ ઉજ્જન આવતા. અને ગોકુલ ભટ્ટ શ્રીજીદ્વાર જતા ત્યારે ગોવિંદ ભટ્ટ ઉજ્જન આવતા. શ્રી ગુસાંઇજીની કૃપાથી તેમનું ચિત્ત શ્રીનાથજી વિના એક ક્ષણ પણ સ્થિર રહેતું નહિ. શ્રી ગોવર્ધનનાથજી અને ઘરના શ્રી ઠાકુરજી બન્ને સ્વરૂપમાં તેમની એક સરખી પ્રીતિ હતી. તેથી ઘરના શ્રી ઠાકુરજી અને શ્રીનાથજી તેમના પર પ્રસન્ન રહેતા. શૃંગાર ધરતા જો ભૂલે તો શ્રીનાથજી તેમને શીખવતા. એ બન્ને ભાઈ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

( યાદવેંદ્રદાસ આગ્રામાં રહેતા તેમની વાર્તા. ) प्रसंग १ लो ( વાર્તા ૧૬૬ મી.)

એ યાદવેન્દ્રદાસ શ્રી ગુસાંઇજીની સાંન્નિધાન રહેતા હતા.

એ યાદવેન્દ્રદાસ શ્રીસુબોધિનીજીની સર્વ પંક્તિ કંઠાગ્ર રાખતા: દિવસ રાત ભગવલ્લીલાનું અવગાહન કરતા. ભગવદ્રસના પ્રતાપથી સખીભાવ તેમને થઈ ગયો, સર્વ લીલાનાં દર્શનનો અધિકાર થયો. એક દિવસ શ્રી ગુસાંઈજીનાં દર્શન શ્રી ગોવર્ધનનાથજી સાથે યુગલ સ્વરૂપે થયા. જેમ ગોપાલદાસજીએ આખ્યાનમાં ગાયું છે. " રૂપ બેઉ એક તે ભિન્ન થઈ વિસ્તરે વિવિધ લીલા કરે ભજન સારે ॥ વિવિધ વચનાવળી નયનસેંને મળી સંજ્ઞા સુચવે નિશ વિહારે ॥ ૧ ॥ વિવિધ મુક્તાવળી પાટ સુત્રે કરી ગલસરી શોભતાં કર સિંગારે ॥ વિવિધ કુસુમાવળી ગ્રથિત હાથે કરી એકએકને કંઠ આરોપેં હારે ॥ ૨ ॥. વિવિધ મેવા ભોગ મધુર મિષ્ટાન્ન રસ મસ્યાં અર્પતે બહુ પ્રકારે ॥ વિવિધ બીડાં સુગંધ કપુર ને એલચી લૌંગ પુગી પાન ખેરસારે ॥ ૩ ॥ આવાં દર્શન યાદવેન્દ્રદાસજીને થયાં. યાદવેન્દ્રદાસપર શ્રી ગુસાંઈજીની એવી કૃપા હતી જેવાં દર્શન કરતા તેવાં પદ નવા કરીને ગાતા. એ યાદવેન્દ્રદાસ ક્ષત્રી શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(મથુરામલ અને હરજીમલ બે ભાઇની વાર્તા.)

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૬૭ મી.)

જ્યારે પુરુષોતમદાસ ચોપડા ક્ષત્રી વૃદ્ધ થયા અને શ્રી લાડલેશજીની સેવા ન બનવા લાગી ત્યારે શ્રીલાડલેશજીએ શ્રી ગુસાંઇજીને આજ્ઞા કરી કે મારી સેવા મથુરામલ અને હરજીમલને કરવાની આજ્ઞા આપો તો સારું. પુરુષોતમદાસ વૃદ્ધ થયા છે. શ્રી ગુસાંઇજીએ તેમને માથે શ્રી લાડલેશજી પધરાવી

દીધા. એ બન્ને ભાઇ ઘણી પ્રીતિથી શ્રી લાડલેશજીની સેવા કરવા લાગ્યા, શ્રી લાડલેશજી બન્ને ભાઇ સાથે ઝઘડા કરી અનેક પ્રકારની સામગ્રી માગતા, બન્ને ભાઈ પ્રભુને પ્રસન્ન રાખતા. બાલક ઉદાસ ન થાય તેમ કરતા. જેનો છેલ્લો જન્મ હોય તેની એવી વૃત્તિ થાય, એ બન્ને ભાઈ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેમણે મન કર્મ અને વચન કરી શ્રી લાડ-લેશજીને પ્રસન્ન કર્યા.

(એક બલાઈની વાર્તા.) (प्रसंग १ लो.) (વાર્તા ૧૬૮ મી.)

એક સમય શ્રી ગુસાંઇજી ગુજરાતથી વ્રજ પધારતા હતા. રસ્તામાં આવતા એક ઠેકાણે રસ્તો ભૂલી ગયા, ત્યાં એક બલાઈ મળ્યો. તેને વૈષ્ણવોએ રસ્તો પૂછ્યો, ત્યારે બલાઇએ કહ્યું કે આ રસ્તે ચોર લૂંટે છે જેથી ચાલો બીજે રસ્તે તમને લઈ જાઉં, તે વૈષ્ણવની સાથે બીજે રસ્તે ચાલ્યો. સારે રસ્તે લઇ આવ્યો. પછી તે બલાઇને પૂછ્યું કે તારું ગામ કયાં છે? ત્યારે તેણે કહ્યું કે આ રસ્તામાં આવશે. શ્રી ગુસાંઈજીનાં મનુ-ષ્યોએ કહ્યું કે જો તું અમારી સાથે આવે તો તને અમે ખાવાનું દઇએ અને ખર્ચી પણ દઈએ, તે સાથે ગયો. રસ્તામાં મુકામ કર્યો ત્યાં રસોઈ થઈ. શ્રી ઠાકુરજી આરોગ્યા પછી ગુસાંઈજીએ ભોજન કર્યું, પછી સર્વ વૈષ્ણવોએ પ્રસાદ લીધો. અને સર્વેએ તે બલાઇને જુઠણ આપી. જુઠણ લેતાં જ તે બલાઇનું અંતઃકરણ નિર્મળ થયું. અને શ્રી ગુસાં-ઇજીનાં દર્શન સાક્ષાત પૂર્ણ પુરુષોતમનાં થયાં. શ્રી ગુસાંઈજીને વિનતી કરી કે મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ

કૃપા કરી નામ સંભળાવ્યું. નિત્ય શ્રી ગુસાંઈજીની સાથે જાય અને વૈષ્ણવની જુઠણ લે, દિવસે દિવસે તેનો ભાવ વધતો ગયો. આમ કરતાં તેનું ગામ આવ્યું ત્યાં શ્રી ગુસાંઇજીએ મુકામ કરાવ્યો. અને તેની સ્ત્રીને લાવી વૈષ્ણવ કરાવી અને જુઠણ અવરાવી. જુઠણ લેતામાંજ તે સ્ત્રીના મનનો મેલ છુટી ગયો; અને દિવ્ય દૃષ્ટિ થઈ. દર્શન કરી પોતાના ઘેર આવી. ઘરના રસ્તે તેને વિરહતાપ થયો. મૂર્છા ખાઈને પડી, બલાઈ ઉઠાવી લાવ્યો અને શ્રી ગુસાંઇજીનાં દર્શન કરાવ્યા ત્યારે તેને ચેતન આવ્યું. એ સ્ત્રીપુરુષ શ્રી ગુસાંઇજીની સાથે શ્રી ગોકુળ આવ્યાં. દૂર દૂર ચાલે કોઈ મનુષ્યને અડકે નહિ. જ્યારે શ્રી ગુસાંઈજી શ્રી યમુનાજીના ઘાટપર પધાર્યા ત્યારે તે બેસી રહ્યાં. કોઈ નાવપર બેસાડે નહિ કારણ કે અભડાય. જેથી પાર ન ઉતર્યાં. બીજે દિવસે તેમને શ્રી ગુસાંઇજીનાં દર્શન ન થયાં તેથી તાવ ચઢયો. અને મૂર્છા ખાઈને પડી રહ્યા. આ ખબર શ્રી ગુસાંઈજીને પડી. ગુસાંઇજીએ માણસ મોકલ્યું. તો બંને મૂર્છા ખાઇ પડયાં છે તેમને પાર ઉતાર્યાં તોપણ મૂર્છા શાન્ત થઇ નહિ, શ્રી ગુસાંઈજીએ પધારી તેમને ચરણ સ્પર્શ કરાવ્યા ત્યારે તેમની મૂર્છા ખુલી થઈ, ત્યારે તેમણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે આપનાં દર્શન વિના અમારા પ્રાણ રહેશે નહિ, શ્રી ગુસાંઇજીએ પાદુકાની સેવા પધરાવી દીધી અને કહ્યું કે તમે આની સેવા કરો. જ્યારે તમારો મનોરથ હશે ત્યારે હું એમાંથી રૂપ ધરી તમને દર્શન દઇશ. પછી આજ્ઞા કરી કે ફલ, ફૂલ, મેવા અને દૂધની સામગ્રી ભોગ ધરજો

અને એકાંતમાં જઈ સેવા કરો. એ બલાઈ એક નિર્જન વનમાં પર્વતની ગુફામાં જઇને રહ્યો, અને પાદુકાજી પધરાવી સેવા કરવા લાગ્યો. ફલ ફૂલ લાવી ભોગ ધરે અને સાંજસવાર નિત્ય શ્રી ગુસાંઈજી તેમને દર્શન દે. કોઈવાર પુસ્તક વાંચતા, કોઇવાર જપ કરતા, કોઈવાર સંધ્યા વંદન કરતા વિગેરે તેમના જે જે મનોરથ હતા તેવાં તેમને દર્શન દેતા. સ્ત્રીએ તેના પતિને કહ્યું કે મારો મણકો વેચીને પૂણી અને ચરખો લાવી દો. બલાઈ લઈ આવ્યો. સ્ત્રી ચરખો કાંતી સુતર વેચીને પૂણી લાવે. આમ કરતાં પાંચ સાત રૂપૈયા એકઠા કર્યા. પછી એક ગાય લાવ્યા અને તેના દૂધની સામગ્રી કરવા લાગ્યા. ગાયના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહી દીધો તેથી તે ગાય નિર્ભય થઈ વનમાં ચરે. ગાય અને બળદ વિના બીજાને તે ગાય સિંહ જેવી દેખાય. તે નિર્ભયપણે વનમાં ચર્યા કરે. કોઇ મનુષ્ય કે પશુ તેની પાસે આવે નહિ અને સદા કામધેનુની પેઠે દૂધ દે. બન્ને સ્ત્રી પુરુષ કંદરામાં સેવા કરતા હતા. એક દિવસ ચાર બ્રાહ્મણ ભૂલા પડયા અને તેથી તે આ વનમાં આવ્યા. તે બ્રાહ્મણનો તેમણે સત્કાર કર્યો અને પૂછયું કે કેમ આવ્યા છો ? તેમણે કહ્યું કે અમારા ગામના રાજાએ સર્વ બ્રાહ્મણોને કેદ કર્યા છે, અને કહે છે કે તમે મારા પિતાના લાખો રૂપૈયા દાન ધર્મના ખાઇ ગયા છો તે પાછા દો નહિ તો મારા પિતાના હાથનો પત્ર લાવો તો હું સાચું માનું. આ દુઃખનાં માર્યા અમે ભાગી આવ્યા છીએ. સ્ત્રીએ કહ્યું તે

તમારા રાજાનો પિતા નરકમાં પડયો છે તે હું અહીં બેઠી બેઠી જોઉં છું. તમે કહો તો તમને મેળાવી દઉં. બ્રાહ્મણ હાથ જોડીને બોલ્યા કે જેમ બને તેમ અમને મેળાવી દો તો ઘણું સારું. તે બલાઇની સ્ત્રીએ કહ્યું કે આંખ મીંચી દો. ભગવત્કૃપાના બળથી તે સ્ત્રીએ તેમને યમલોકમાં પહોંચાડી દીધા, ચારે બ્રાહ્મણ યમરાજાને કહીને રાજાના પિતાને મળ્યા. અને સર્વ સમાચાર કહ્યા. અને તેની પાસેથી પત્ર લખાવી લીધો. તેમાં લખ્યું કે જે દિવસથી બ્રાહ્મણ કેદમાં પડયા છે તે દિવસથી હું નરકમાં પડયો છું અને જો તારે દ્રવ્ય જોઇતું હોય તો અમુક કોઠારમાં અમુક ખજાનો છે તેમાંથી તારે હાથે જેટલું કાઢીશ તેટલું દ્રવ્ય તને મળશે, બીજા મનુષ્ય કાઢશે તો નહિ મળે. આવો પત્ર લખાવી ચારે જણા આંખ મીંચીને બેઠા, અને બલાઈની સ્ત્રીનું ધ્યાન કર્યું, આંખ ખોલી જુએ તો પર્વતની ગુફામાં જઈ પહોંચ્યા, અને બલાઇની સ્ત્રીને કહ્યું કે તમે અમને જીવતદાન આપ્યું છે, બલાઇએ કહ્યું કે એ સર્વ પ્રતાપ શ્રી ગુસાંઇજી, શ્રી વિઠ્ઠલનાથજીનો છે. અમે તો જાતના બલાઇ છીએ. અમારી છાયાથીએ તમે અભડાઓ, પરંતુ આ સર્વ શ્રી વિઠ્ઠલનાથજીનો પ્રતાપ છે. પ્રકટ નંદકુમાર શ્રી ગોકુળમાં બિરાજે છે. આ બ્રાહ્મણ શ્રી ગોકુળ ગયા અને શ્રી ગુસાંઇજીના સેવક થયા પછી તે રાજાની પાસે પત્ર લઇને ગયા એ બલાઈ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(એક રાજાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૬૯ મી.)

આ રાજાએ સર્વ બ્રાહ્મણોને બંદીખાને નાંખ્યા હતા.

અને કહ્યું, મારા પિતા પાસેથી લાખો રૂપિયા ધર્મદાનના ખાઈ ગયા છો તેથી મારા પિતાનો પત્ર લાવો. ચાર બ્રાહ્મણ ભાગી ગયાં અને પત્ર લઈઆવ્યા એ વાર્તા બલાઈની વાર્તામાં લખી છે. પછી રાજાના પુત્રે પત્ર વાંચીને અખુટ ખજાનો ખોલ્યો. રાજાના પુત્રને વિશ્વાસ આવ્યો. જેટલું દ્રવ્ય જોઈતું હતું તેટલું કાઢયું. અને સર્વ બ્રાહ્મણોને છોડી મૂકયા. રાજાએ આ ચાર બ્રાહ્મણોને પૂછયું, તમે કેવી રીતે આ પત્ર લાવ્યા. ત્યારે બ્રાહ્મણો બોલ્યા, શ્રી ગુસાંઈજી, શ્રી વિઠ્ઠલનાથજી શ્રી ગોકુ-લમાં બિરાજે છે તેમની કૃપાથી પત્ર લાવ્યા છીએ અને સર્વ કાર્ય સિદ્ધ થયું છે. રાજા બ્રાહ્મણની સાથે આવી શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીનો સેવક થયો, અને શ્રીનાથજીનાં દર્શન કર્યાં, વ્રજયાત્રા કરી. અને ભગવત્સેવા પધરાવી પોતાને દેશ આવ્યો અને સારી રીતે સેવા કરવા લાગ્યો. વૈષ્ણવનો સંગ કરવા લાગ્યો. વૈષ્ણવના સંગથી ભગવત્સેવાના પ્રતાપથી અને શ્રી ગુસાંઈજીની કૃપાથી તે રાજાની બુદ્ધિ નિર્મળ થઇ અને દિવ્ય દૃષ્ટિ થઇ વળી તેનો પિતા નર્કમાંથી નીકળી વૈકુંઠમાં ગયો તે તેણે દિવ્ય દૃષ્ટિથી જોયું. એ રાજા ભગત્સેવા છોડી કોઇ કામમાં ચિત્ત લગાડતો નહિ. દિવસ રાત ભગવત્સેવા અને ભગવદ્લીલાનું ચિંતવન કરતો. એ રાજા શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

(સગુણદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૭૦ મી.)

સગુણદાસ રૂપ સનાતનના સેવક હતા અને વ્રજમાં ફર્યા કરતા. જ્યારે તે શ્રી ગોકુળ ગયા ત્યારે શ્રી ગુસાંઇજી ઠકુરાની-

ઘાટ પર બિરાજતા હતા. સગુણદાસે દર્શન કર્યાં તો સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. શ્રી ગુસાંઇજી બોલ્યા, સગુણદાસ, નજીક આવો. સગુણદાસે પોતાના મનમાં જાણ્યું, મને તેમણે કોઇ દિવસ દીઠો નથી અને તે જાણી ગયા છે જેથી તે સાક્ષાત નંદકુમાર છે. તેમની શરણ જાઉં તો ઠીક. સગુણદાસે વિનતિ કરી, મહારાજ, મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, ન્હાઇ આવો. સગુણદાસ ન્હાઇ આવ્યા. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી નામ નિવેદન કરાવ્યું. સગુણદાસને ભગવદલીલાની સ્ફુરતિ થઇ. શ્રી ઠાકુરજીના શ્રી ગુસાંઈજીના અને શ્રી મહાપ્રભુજીના સહસ્ત્રાવધી નવા પદ કરીને ગાયાં. તે પદ અહીં લખ્યા નથી, સગુણદાસજીને શ્રી ઠાકુરજી જેવી લીલાનો અનુભવ કરાવતા તેવા પદ તે ગાતા હતા.

( મન્નાલાલ અને ગોવર્ધનદાસ બન્ને ભાઈની વાર્તા. )

( પ્રસંગ ૧ લો ) (વાર્તા ૧૭૧ મી.)

બન્ને ભાઈ શ્રી ગુસાંઈજીના સેવક થયા. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તેમને માથે સેવા પધરાવી દીધી. એ બન્ને ભાઈ વ્રજમાં રહી સેવા કરવા લાગ્યા. શ્રી ગુસાંઇજીને ત્યાં દર્શન કરી સેવા કરી પોતાને ઘેર આવતા. ઘણા દિવસ વ્રજમાં રહી સર્વ રીત શીખ્યા, પછી પોતાને દેશ આવ્યા. ઘેર આવી સેવા કરવા લાગ્યા. એટલામાં ખેલના દિવસ આવ્યા. રાજભોગ ધરી ભોગ સરાવી શ્રી ઠાકુરજીને ખેલાવવા લાગ્યા. ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યું, તમે મને પહેલા ખેલાવીને પછી રાજભોગ ધરો તો ઘણું સારું. તેમણે કહ્યું, તેનું કારણ શું? શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી,

જ્યારે ખેલ થાય છે ત્યારે સર્વ સખા અને વ્રજભક્ત મારી સાથે ખેલવા આવે છે, તેથી જો ખેલ થઇ ચુકે અને તરત રાજભોગ આવે તો સર્વ સખા અને વ્રજભક્ત મારી સાથે ભોજન કરે. મને તેથી ઘણો આનંદ ઉપજે. તેમને જોઈ મને ભોજન ઘણું ભાવે છે. આ સાંભળી બન્ને ભાઈએ કહ્યું, અમે શ્રી ગુસાંઇજીને પુછીએ તે જેમ આજ્ઞા કરશે તેમ અમે કરીશું. કેમકે નવરત્ન ગ્રન્થમાં શ્રી મહાપ્રભુજીએ કહ્યું, તે વાકય "सेवाकृतिर्गुराराज्ञा," સેવાની કૃતિ ગુરુની આજ્ઞા પ્રમાણે કરવી. મન્નાલાલ શ્રી ગોકુળ ગયા અને શ્રી ગુસાંઈજીને વિનતિ કરી. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, પુષ્ટી માર્ગમાં બે ક્રમ છે. જેમ શ્રી ઠાકુરજીને રુચે તેમ કરો. શ્રી ગુસાંઈજીની આજ્ઞા લઇને મન્નાલાલ તરત આવ્યા. અને રાજભોગ ધર્યા પહેલા શ્રી ઠાકુર- જીને ખેલાવવા લાગ્યા. એ મન્નાલાલ તથા ગોવર્ધનદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. તેમને શ્રી ગુસાંઈજીની વાણી પર ઘણો વિશ્વાસ હતો. શ્રી ઠાકુરજીને તો બાળક સમજતા હતા. એવો તેમનો નિર્મળ ભાવ હતા.

(ભગવાનદાસ ભિતરિયાની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૭૨ મી.)

એ સાચોરા બ્રાહ્મણ હતા. ભગવાનદાસ ગુજરાતથી આવી શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીના સેવક થયા. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તેમને શ્રીનાથજીની સેવામાં રાખ્યા. ભગવાનદાસ શ્રી- નાથજીની સેવા ઘણી સારી રીતે કરવા લાગ્યા. શુદ્ધ અંતઃકરણથી રાજા જેટલો ડર રાખતા અને બાળક જેવી વાત્સલ્યતા રાખતા અને સર્વથી અધિક સ્નેહ રાખતા. શ્રીનાથજી તેમના પર

બહુ પ્રસન્ન રહેતા. એક દિવસ ભગવાનદાસના દેખતા શ્રી નાથ-જી શ્રી ગુસાંઈજીની સાથે વાત કરતા હતા. શ્રી ગુસાંઈજીએ પૂછ્યું, શ્રી નાથજીએ શું કહ્યું ? તમે કંઈ સમજ્યા ? ત્યારે ભગવાનદાસે હાથ જોડી વિનતિ કરી, હું તુચ્છ જીવ શું સમજું. જેથી આપની કૃપા વિના કેમ સમજાય. આ સાંભળી શ્રી ગુસાંઇજી પ્રસન્ન થયા. શ્રીનાથજી ભગવાનદાસની સાથે બોલવા લાગ્યા. અને સર્વ વાત જણાવવા લાગ્યા. એ ભગવાનદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(એક શેઠ અને વિરકતની વાર્તા.) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૭૩ મી. )

એ બન્ને શ્રી ગુસાંઈજી સાથે વ્રજયાત્રા કરવા ગયા. સંગમાં વૈષ્ણવ ઘણા હતા. એ વિરકત વૈષ્ણવ ચુકટી માંગી નિર્વાહ કરતા. એક દિવસ વિરકત વૈષ્ણવે રસોઈ કરી તે રસોઈની મેંડપરથી કૂતરો નીકળી ગયો. ત્યારે તેણે શ્રી ગુસાંઈજીને પૂછ્યું. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, તારી રસોઇ નથી અભડાઈ. બીજે દિવસે શેઠની રસોઈની મેંડપરથી કૂતરો નીકળ્યો. તેણે જઇ શ્રી ગુસાંઇજીને પુછ્યું. ત્યારે પોતે આજ્ઞા કરી, તારી રસોઈ અભડાઈ ગઇ. શેઠે બીજી સામગ્રી મંગાવી રસોઇ કરાવી. બીજે દિવસે વખત જોઇ શેઠે શ્રી ગુસાંઈજીને વિનતિ કરી, હે મહારાજા-ધિરાજ આ વિરકત વૈષ્ણવની રસોઈ ન અભડાઇ અને મારી અભડાઇ તેનું કારણ શું ? કૂતરો બંનેની મેંડપરથી સરખો નીકળ્યો હતો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી તેની પાસે દ્રવ્ય નથી પચીસ ઘેરથી માગી લાવે છે ત્યારે નિર્વાહ કરે છે અને તમારી પાસે દ્રવ્ય છે તેથી ચાહે તેટલી રસોઈ કરાવો તેટલી થઈ શકે

એટલો તારતમ્ય છે. તેથી તેની ન અભડાઇ અને તમારી અભડાઇ. શેઠના મનમાં જે દ્રવ્યનું અભિમાન હતું તે મટી ગયું. અને નિશ્ચય કર્યો, જો દ્રવ્ય ભગવદર્પણ ન થાય તો દ્રવ્યથી અનર્થ થાય. વિરકતના મનમાં ચિંતા હતી, મારી પાસે દ્રવ્ય નથી તે ચિંતા મટી ગઇ. જો વધારે દ્રવ્ય હોત તો મારી કેવી બુદ્ધિ થાત. મનમાં તે પ્રસન્ન થયો. વિરકત અને શેઠ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેને તત્કાલ જ્ઞાન પ્રાપ્ત થયું.

(મા પુત્રીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૭૪ મી.)

આ મા પુત્રી રાજનગરમાં રહેતી હતી. એક વખત શ્રી ગુસાંઇજી રાજનગર પધાર્યા હતા ત્યારે આ મા પુત્રી શ્રી ગુસાં-ઇજીની સેવક થઇ. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, તમે સેવા કરો. તેમણે કહ્યું, અમારી પાસે દ્રવ્ય નથી. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, જેમ કરો છો તેમના તેમ કર્યા કરજો. પરંતુ માર્ગની રીત પ્રમાણે ભોગ ધરો. ત્યારે તેમણે કહ્યું, બંટા ભોગ ધરવાને અને ઉત્થાપન ભોગ ધરવાને અમારી પાસે દ્રવ્ય નથી. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, બાજરી પલાળીને કામ ચલાવો. શ્રી ગુસાંઈજીએ તેમને માથે સેવા પધરાવી દીધી. તે ઘણી સારી રીતે સેવા કરવા લાગ્યા. એક દિવસ શ્રી ગુસાંઈજી ગામમાં પધાર્યા અને રસ્તામાં ઘંટાનાદ થયો. શ્રી ગુસાંઇજીએ પૂછ્યું, આ કોનું ઘર છે? વૈષ્ણવોએ કહ્યું, મા પુત્રી અહીં રહે છે. સાઠ વર્ષની પુત્રી છે અને પોણોસો વર્ષની ડોશી છે તે તેઓ અહીં સેવા કરે છે. કંઇ આચારવિચાર બરાબર નથી. આ પ્રમાણે વૈષ્ણવોએ શ્રી ગુસાંઇજીને કહ્યું, શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી,

પહેલાં તો તેમનું ઘર જોઇએ. શ્રી ગુસાંઇજી કૃપા કરી તે મા ઘેર પધાર્યા. તેમને પધાર્યા જોઈને તેઓ ઘણા પ્રસન્ન થયા પોતે આજ્ઞા કરી, સમય શો છે ? ત્યારે તે બાઈએ કહ્યું, ઉત્થાપન ભોગની તૈયારી છે. શ્રી ગુસાંઇજી ભિતર પધાર્યા તો શ્રી ઠાકુરજી બાજરીના દાણા આરોગે છે. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી, આપ આ પ્રસાદ લો. શ્રી ગુસાંઇજીએ ભોગ ધરાવીને બહાર પધાર્યા અને તે ડોશીને કહી પોતે આરોગવા લાગ્યા. સ્નેહથી તેમનું ( મા દીકરીનું ) હૃદય ભરાઇ આવ્યું અને વિચાર્યું, શ્રી ગુસાંઇજી કેવા દયાળ છે, બીજા વૈષ્ણવો જે તે ડોશીની સાથે વ્યવહાર કરતા નહોતા તેઓએ પણ બાજરીના દાણા લીધા. અને મોટા મોટા વૈષ્ણવ ભગવદિય પણ તે ડોશીને ઘેર નિત્ય બાજરીના દાણા લેવા આવતા. જે દિવસથી શ્રી ગુસાંઇજી ત્યાં બાજરી આરોગ્યા તે દિવસથી સર્વ વૈષ્ણવ તે ડોશીની સાથે મેળાપ રાખતા. એ મા પુત્રી શ્રી ગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં.

( ગોપાલદાસની વાર્તા. ) પ્રસંગ ૧ લો ( વાર્તા ૧૭૫ મી.)

ગોપાલદાસ વડનગરા નાગર હતા. તે વડનગરમાં રહેતા હતા. શ્રી ગુસાંઈજી વડનગર પધાર્યા ત્યારે સેવક થયા. શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. ગુજરાતમાંથી સંગ નીકળ્યો તે સંગની સાથે ગોપાલદાસ શ્રી ગોકુળ આવ્યા. અને શ્રી નવનિતપ્રિયાજીનાં દર્શન કર્યાં. આ સંગમાં પાંચસો મનુષ્ય હતા. સર્વએ રાજભોગનાં દર્શન કર્યાં. દર્શન થઇ રહ્યા પછી શ્રી ગુસાંઇજીએ ભોજન કરી ગોપાલદાસજીને જુઠણની પાતળ

ધરી. ગોપાળદાસે બહાર આવી સંગવાળા પાંચસો મનુષ્યને કહ્યું, સર્વ મહાપ્રસાદ લો. વૈષ્ણવો પ્રસાદ લેવા બેઠા. શ્રી ગુસાંઈજીની જુઠણમાંથી ગોપાળદાસજીએ પાંચસો વૈષ્ણવોની પાતળ કરી અને પાંચસોને પ્રસાદ લેવરાવ્યો તો પણ જુઠણ ઘટી નહિ. પછી ગોપાલદાસ પ્રસાદ લેવા બેઠા તોએં જુઠણ ઘટે નહિ અને ગોપાલદાસ ઊઠે નહિ, શ્રી ગુસાંઇજીએ ગોપાલદાસને પૂછ્યું, કેમ છે ? ત્યારે ગોપાલદાસે વિનતિ કરી, જ્યાં સુધી જુઠણ રહેશે ત્યાંસુધી કેમ ઊઠાય. શ્રી ગુસાંઇજી ન્હાવા પધાર્યા કે તરત જુઠણ ઘટી ગઈ. અને ગોપાલદાસજી ઊઠ્યા. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે ગોપાલદાસજી તમારો મનોરથ શ્રીનાથજીએ પૂર્ણ કર્યો. ગોપાલદાસજીએ કહ્યું, આખા વિશ્વને પોતે પૂર્ણ તૃપ્તિ કરે છે તો મારી કામના આપ કેમ પૂર્ણ ન કરે. આપની કૃપાથી સર્વ કામ પૂર્ણ થાય છે એ ગોપાલદાસજી એવા કૃપાપાત્ર હતા.

( રણછોડદાસ વૈષ્ણવની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૭૬ મી. )

રણછોડદાસ ગુજરાતમાં રહેતા હતા. તે બહુ દ્રવ્યપાત્ર હતા. શ્રીઠાકુરજીઅને વૈષ્ણવનીસેવા ઘણી સારીરીતે કરતાહતા વૈષ્ણવ ઉપર તેમને ઘણો વિશ્વાસ હતો. એક ઠગ વૈષ્ણવ બની તેમને ઘેર ઉતર્યા. તેમણે ઘણો આદરસત્કાર કર્યો. ઠગે એકાંતમાં રણછોડદાસના પુત્રને માર્યો. અને ઘરેણું લઈ લીધું પછી પોટકું બાંધી ચાલી નિકળ્યો. રસ્તામાં તેને રણછોડદાસ મળ્યા. તેમણે તે વૈષ્ણવને કહ્યું, પ્રસાદ લીધા વિના હું તમને નહિ જવા દઉં. પોટકું લઈ લીધું અને હાથ પકડી લઈ આવ્યા. ઘેર આવી

વૈષ્ણવને ન્હવરાવીને બેસાડયો અને પોટકું ઓરડામાં મૂકયુ.' એવા હેતુથી કે વૈષ્ણવ મળ્યા વિના ન જાય. રણછોડદાસની સ્ત્રીએ કહ્યું, છોકરો સવારનો ગયો તે હજુ આવ્યો નથી. તેને શોધી લાવો. ઘરની પાછળ બગીચો હતો તે બગીચામાં છોકરાને શોધવા ગયા. છોકરો તો મળ્યો નહિ. એક માટીનો ઢગલો જોયો. માટીનો ઢગલો બહાર કાઢવાના વિચારથી તેમાં હાથ નાખ્યો તો માલુમ પડયું કે છોકરો તેમાં મુએલો પડયો છે. આ જોઇ તેના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહ્યો અને કહ્યું, વૈષ્ણવ ઘેર આવ્યા છે તેમને જયશ્રી કૃષ્ણ કર છોકરો ઊઠી ઊભો થયો. છોકરાને ઘરમાં લાવી ન્હવરાવ્યો અને શ્રી ઠાકુરજીનાં દર્શન કરાવ્યાં. ઠગ આ જોઇ રણછોડદાસને પગે પડયો અને કહ્યું, આ દુષ્ટ કર્મ મેં કર્યું છે. મને ક્ષમા કરો અને વૈષ્ણવ કરો. રણછોડદાસે ખર્ચી દઈ તેને શ્રી ગોકુળ મોકલ્યો અને શ્રી ગુસાંઇજી ઉપર વિનતિ પત્ર લખી આપ્યો. એ રણછોડદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા જેમણે પુત્ર જીવતો કર્યો.

(બે ઠગ જેમણે નારાયણદાસની સ્ત્રીને ફાંસી દીધી તેમની વાર્તા.)

( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૭૭ મી. )

ફાંસીની બધી હકીકત નારાયણદાસની વાર્તામાં લખી છે. નારાયણદાસની સ્ત્રી જીવતી થઇ એટલે તે ઠગ નારાયણ-દાસને પગે પડયા. અને કહ્યું, અમને વૈષ્ણવ કરો. નારાયણ-દાસે શ્રી ગુસાંઇજી ઉપર પત્ર લખી દીધો. પત્ર લઈ ઠગ શ્રી ગોકુળ આવ્યા. શ્રી ગુસાંઇજીએ તેમનું મન ફર્યું જોઇને શરણ લીધા. અને કૃપા કરી તેમને પાવન કર્યા, અને ભગવત્સેવા

પધરાવી દીધી એ ઠગ મોટા વૈષ્ણવ થયા. અને અત્યંત કૃપા-પાત્ર થયા. જન્મપર્યંત નારાયણદાસનો સત્સંગ છોડયો નહિ.

(એક રાજાનો પુત્ર બત્રીસ લક્ષણો તેની વાર્તા.) (પ્રસંગ ૧લો.) (વાર્તા ૧૭૯ મી.)

જયારે રાજા વૃદ્ધ થયો અને અંતકાળ આવ્યો ત્યારે પોતાના પુત્રને બોલાવીને કહ્યું, આ ગામમાં શ્યામદાસ વૈષ્ણવ રહે છે તેનો તું સત્સંગ કરજે. તેના ઉપર વિશ્વાસ રાખીશ તો પ્રભુ તારું ભલું કરશે આ પ્રમાણે કહીને રાજા તો ભગવદ્ચરણાર્વિંદમાં પહોંચ્યો. રાજપુત્રે વૈષ્ણવને બોલાવી સર્વ વાર્તા નિવેદન કરી. એક દિવસ આ રાજપુત્રનો હાથ કપાયો ત્યારે શ્યામદાસે કહ્યું, પ્રભુ કરે તે ભલી કરે. એક દિવસ તેની સ્ત્રી મરી ગઇ ત્યારે સર્વ લોકે કહ્યું, ઘણું ખોટું થયું. પરંતુ શ્યામદાસે કહ્યું, પ્રભુ કરે તે સારું કરે છે. આ સાંભળી રાજાને ગુસ્સો ચઢયો. થોડા દિવસ પછી રાજાનો પુત્ર મરી ગયો ત્યારે સર્વ લોકે કહ્યું, બહુ જ ખોટું થયું. પરંતુ શ્યામદાસે કહ્યું, પ્રભુ કરે તે સારુંજ કરે, રાજાને ઘણો ગુસ્સો ચઢયો અને વિચાર કર્યો, આ મારા અહિતમાં રાજી છે. તેથી તેને છાનોમાનો મારી નંખાવવો. આથી તેણે ચાર નીચને બોલાવીને કહ્યું, નિત્ય સવારે ત્રણ વાગે શ્યામદાસ જળ ભરવા જાય છે ત્યાં તમે એને મારી નાંખજો. પરંતુ એ વિષે કોઇને ખબર પડે નહિ, નીચ રસ્તામાં બેઠા. અને વિચાર કર્યો, સવારે શ્યામદાસ આવશે ત્યારે તેને મારીશું. ભગવદિચ્છાથી શ્યામદાસના મનમાં એમ આવ્યું, આજે બીજે જળ ભરવા જાઉં તો સારું. શ્યામ-દાસ સવારે ઊઠી જળ ભરવા ગયા. રસ્તામાં ઠોકર વાગી તેથી

તેમનો પગ ભાંગી ગયો. ત્યાંથી તેમને ઉઠાડી લઇ ઘેર લાવ્યા. રાજાને ખબર પડી, શ્યામદાસ જળ ભરવા ગયા નથી અને તેમનો પગ ભાંગી ગયો છે. એક બે દિવસ પછી રાજા શ્યામદાસને ઘેર આવ્યો અને કહ્યું, તમારો પગ ભાંગી ગયો તે ખોટું થયું. શ્યામદાસે કહ્યું, પ્રભુ કરે તે સારું. ત્યારે રાજાએ એ જાણ્યું, આને તો બોલવાનો સ્વભાવ એવો જ છે. આપણા ભુંડામાં તે રાજી નથી. સર્વ વાત તે ભલી જ માને છે. તે નિત્ય શ્યામદાસને ઘેર આવે અને તેમનો સત્સંગ કરે. એક મોટો રાજા જે સર્વ રાજાની ખંડણી લેતો હતો તેણે આ રાજાને બોલાવ્યો. રાજાએ શ્યામદાસને પૂછ્યું, શ્યામદાસે કહ્યું, જાઓ, પ્રભુ કરે તે સારું કરે. રાજા મોટા રાજાની પાસે ગયો. આ રાજાએ સર્વ પંડિત વર્ગને એકઠા કરી તેનાં લક્ષણ તપાસ્યાં તો શાસ્ત્રમાં કહ્યા છે તે સર્વ મળ્યાં પરંતુ ત્રણ લક્ષણ ન મળ્યાં. એક તો તેની સ્ત્રી મરી ગઈ હતી. બીજું તેનો પુત્ર મરી ગયો હતો. અને ત્રીજું આંગળી કાપેલી હતી. આ ત્રણ ન મળ્યાં, ત્યારે રાજાએ તેને કહ્યું, તમે પાછા તમારા રાજ્ય પર જાઓ. ત્યારે આ રાજાએ પંડિતોને પૂછ્યું, મને શા માટે બોલાવ્યો હતો ? પંડિતોએ કહ્યું, રાજાએ પાંચ કરોડ રૂપિયા ખરચી એક તળાવ ખોદાવ્યું છે પણ તેમાં જળ નીકળ્યું નહિ ત્યારે રાજાએ પંડિતોને પૂછ્યું, જળ કેવી રીત નીકળે ? પંડિતોએ કહ્યું, બત્રીસ લક્ષણા મનુષ્યનો જો તળાવ વચ્ચે વધ કરો તો જળ આવે, બત્રીસ લક્ષણો કોઈ મળ્યો નહિ. ત્યારે તમને બત્રીસ લક્ષણા જાણી બોલાવ્યા હતા. તે મળવા

આવશે ત્યારે અજાણે તેમને તળાવ જોવા લઇ જઈ મારીશું એટલે જળ નીકળશે. પરંતુ તમારા બત્રીસ લક્ષણમાં ત્રણ લક્ષણ ઘટે છે તેથી મારવાની ના ઠરી છે અને તમને ઘેર જવા રજા મળી છે. આ વાત સાંભળી રાજા પ્રસન્ન થયો અને વિચાર કર્યો, શ્યામદાસ વૈષ્ણવે કહ્યું હતું કે શ્રી ઠાકુરજી કરે છે તે સારું. જો મારો પુત્ર ને સ્ત્રી મરી ગયા ન હોત અને મારી આંગળી કપાઇ ન હોત તો આજે મારો વધ થાત. આ પ્રમાણે કહી રાજા ત્યાંથી ચાલ્યો અને ગામ બહાર જઈ તે ખાલી તળાવ જોવા ગયો. સર્વ લોકને તળાવની નીચે ઊભા રાખ્યા અને પોતે એકલો તળાવની પાળપર ચઢયો અને અષ્ટાક્ષર મંત્ર કહીને તળાવ પર નજર કરી કે તરત તળાવ ભરાઇ ગયું. આ જોઇ સર્વ લોક વિસ્મય થયા. અને પંડિતો પણ વિચારમાં પડયા. કંઈ સમજણ પડી નહિ કારણ કે તેઓ ભગવદ નામનો વિષ્ણુ ધર્મનો પ્રતાપ જાણતા નહોતા. ગામનો રાજા આ વાત સાંભળી તરત ત્યાં ગયો. અને પાણી જોઇને ઘણો પ્રસન્ન થયો. રાજાને વિશેષ મુલક આપ્યો. અને રાજી કરી તેને ઘેર મોકલ્યો. રાજા પોતાને ગામ આવી શ્યામદાસને પગે પડયો અને અપરાધ ક્ષમા કરાવ્યો. શ્યામદાસના સત્સંગથી શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. એ રાજાના પુત્ર ઉપર શ્રી ગુસાં-ઇજીની એવી કૃપા હતી.

( પુરુષોતમદાસ કાશીમાં રહેતા તેમની વાર્તા. ) પ્રસંગ. ૧ લો. ( વાર્તા ૧૭૯ મી. )

એક સમય શ્રી ગુસાંઇજી કાશી પધાર્યા ત્યારે પુરુષો-તમદાસ તથા તેમની સ્ત્રી શ્રી ગુસાંઈજીના સેવક થયાં, શ્રી ગુસાં-

ઈજી શ્રી જગન્નાથરાયજી પધાર્યા ત્યારે પુરુષોતમદાસ શ્રી ગુસાંઈજીની સાથે આવ્યા. પુરુષોતમદાસે જગન્નાથ ક્ષેત્રમાં સખડી મહાપ્રસાદ આરોગાવ્યો આજ સુધી વલ્લભકુળના બાળક પુરુષોતમ ક્ષેત્રમાં શ્રી જગન્નાથજીનો સખડી મહાપ્રસાદ વૈષ્ણવોના હાથનો આરોગે છે. પુરુષોતમદાસની કૃપાથી હજુ સુધી એ રીત છે. શ્રી ગુસાંઇજી કાશી થઈ શ્રી ગોકુળ પધાર્યા. અને સર્વ ખટલો લઈ પુરુષોતમદાસ શ્રી ગુસાંઈજીની સાથે આવ્યા, અને શ્રી ગોકુળમાં રહ્યા. શ્રી ગુસાંઈજીના મુખથી કથા સાંભળતા. એક દિવસ પુરુષોતમદાસે શ્રી ગુસાંઈજીને પૂછ્યું, મર્યાદા માર્ગમાં અને પુષ્ટિમાર્ગમાં ભેદ શો છે? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, મર્યાદામાર્ગમાં સાધન અને ક્રિયા કર્મબળ અને કર્મફળની ઈચ્છા અને સાધનની મુખ્યતા છે, પુષ્ટીમાર્ગમાં સ્નેહપૂર્વક કૃષ્ણસેવા મુખ્ય છે. ભગવદિયનો સત્સંગ અને કેવળ ભગવદ્દાનું ગ્રહનું બળ અને નિ:સાધનપણું અને ભગવદ ધર્મ મુખ્ય છે. લૌકીક વૈદીક લોકોને દેખાડવા કરે છે પરંતુ મુખ્યતા તો ભગવદ ધર્મની છે. આ સાંભળી પુરુષોતમદાસ ઘણા પ્રસન્ન થયા. સિદ્ધાંતરહસ્ય ઈત્યાદિ ગ્રન્થ અભિપ્રાય સહિત શ્રી ગુસાંઇજી પાસે શીખ્યા. અને શ્રી ઠાકુરજી પધરાવી ભગવત્સેવા કરવા લાગ્યા. ભગવદરસ સંબંધી સર્વ વાર્તા અષ્ટપ્રહર શ્રી ગુસાંઈજીને પૂછ્યું, શ્રી ઠાકુરજી પીતાંબર કેમ ધરે છે અને શ્રી સ્વામિની નીલવસ્ત્ર કેમ ધરે છે ? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, શ્રી સ્વામિનીજીનો ગૌર કંચન જેવો વર્ણ છે તે વિના શ્રી ઠાકુરજી રહી શકતા નથી.

श्लोक—रूपंतवैतदतिसुंदरनीलगंधमोद्यत्तडिन्मदहरंव्रजभूषणांगि ॥
एतत्समानमितिपतिवरंदूकूलमूराब्रुरस्यपिविमर्तिसदासनाथः ॥१॥

આથી પીતાંબર ધરે છે. અને શ્રી ઠાકુરજીનો શ્યામવર્ણ છે. શૃંગાર રસરૂપ છે, જેમાં અગાધ રસ ભર્યો છે એ સ્વરૂપ વિના શ્રી સ્વામિનીજી રહી ન શકે. જેથી શ્રી સ્વામિનીજી નીલામ્બર ધરે છે. આ સાંભળી પુરુષોતમદાસ આ રસમાં મગ્ન થઈ ગયા. એવી એવી કેટલીક વાત પુરુષોતમદાસની લખીએ. શ્રી ગુસાંઇજીના ચરણારવિંદ છોડી કંઈ જતા નહિ, એ પુરુષોતમદાસ એવા કૃપાપાત્ર હતા.

(વેણીદાસની વાર્તા.) (प्रसंग १ लो.) (વાર્તા ૧૮૦ મી.)

વેણીદાસ પૂર્વના સંગમાં શ્રી ગોકુળ આવ્યા. શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત કોટી કંદર્પ લાવણ્યપૂર્ણ પુરુષોતમ એવાં સ્વરૂપનાં દર્શન થયાં. વેણીદાસે વિચાર કર્યો, એમની શરણ જઇએ તો સારું. તે શ્રી ગુસાંઇજીના સેવક થયા. શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. એટલે ભગવત્સ્વરૂપનું જ્ઞાન થયું. શ્રીનાથજીનાં દર્શન કર્યાં એટલે દેહાનુસંધાન રહ્યું નહિ. બે ઘડી પછી સ્મૃતિ આવી. વેણીદાસને શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તમે શ્રીનાથજીનાં દર્શન કર્યાં. ત્યારે વેણીદાસે વિનતિ કરી, આપની કૃપાથી શ્રીનાથજીએ દર્શન દીધાં. જીવની કંઇ સામર્થ્ય નથી. શ્રીનાથજી આપને વશ છે. આપની ઇચ્છા હોય તેને શ્રીનાથજી દર્શન દે. વેણીદાસે વિનતિ કરી શ્રી ઠાકુરજીની સેવા પધરાવી ભગવત્સેવા કરવા લાગ્યા. ઘણા દિવસ સુધી શ્રી ગુસાંઇજીની પાસે રહ્યા

અને પુષ્ટીમાર્ગની રીત શીખ્યા. વેણીદાસ આજ્ઞા માગી પોતાને ઘેર ગયા. રસ્તામાં વરસાદ ઘણો પડયો તેથી ગામમાં જગ્યા શોધવા ગયા. એક મોટી જગ્યા હતી ત્યાં વેણીદાસ ઉતર્યા. અને શ્રીઠાકુરજીની સેવા કરી પ્રસાદ લીધો. રાત્રે વેણીદાસજી ભગવદવાર્તા કરી ચૂકયા પછી જુએ તો એક પ્રેત ઉભો છે તેને પૂછયું, તું કોણ છું ? ત્યારે તેણે કહ્યું, હું પ્રેત છું, અહીં જે ઉતરે છે તે પાછું જતું નથી. હું ઘણો વખત થયા અહીં ઊભો છું પરંતુ તમારા પર મારો દાવ ચાલતો નથી. વેણીદાસને દયા આવી તેથી તેના ઉપર જળ છાંટયું એટલે પ્રેતની પ્રેતયોની છુટી ગઈ અને દિવ્ય દેહ થઈ ગઈ. પ્રેતે વેણીદાસને કહ્યું, ધન્ય છે તમને. મારી પ્રેતયોની છોડાવી મારું તમે કલ્યાણ કર્યું હવે હું વૈકુંઠમાં જઇશ. મારી પ્રેતયોની છોડાવવાને કોઇ સમર્થ નહોતું. આમ કહી વેણીદાસને દંડવત કરી પ્રેત વૈકુંઠમાં ગયો. વેણીદાસજી પોતાને ઘેર આવી શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે કરવા લાગ્યા. એ વેણીદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર થયા.

(હંસ હંસણીની વાર્તા.) (પ્રસંગ ૧-લો.) (વાર્તા ૧૮૧ મી.)

એક દિવસ શ્રી ગુસાંઇજી બદ્રિકાશ્રમ પધાર્યા હતા. ત્યાં નિર્જન વન હતું અને માનસરોવર હતું. હંસ બહુ હતા તે દિવસે કોઇ જીવ શરણ આવ્યો નહોતો તેથી ગુસાંઇજીએ તેમને નામ સુણાવી છોડી મુકયા. અને તેમને મહાપ્રસાદ ધરાવ્યો તે હંસે મહાપ્રસાદ લીધે એટલે તેમને આગલા જન્મની સ્મૃતિ થઈ. અને ભગવદલીલાની સ્ફુર્તિ થઇ. શ્રી ગુસાંઇજી

ત્યાંથી પધાર્યા પછી એ તળાવપર કોઇ વૈષ્ણવ આવે તેની પાસે તે હંસ બેસતા. બીજા કોઇની પાસે આવતા નહોતા. કોઇ દેશમાં એક રાજા હતો તેને કોડ નીકળ્યો તે કોઈ ઉપાયથી મટે નહિ. ત્યારે વૈદ્યે કહ્યું કે હંસનું રુધિર ચોપડે તો મટે. રાજાએ પારધી લોકને બોલાંવી કહ્યું કે જો તમે હંસ લાવશો તો તમને લાખ રૂપિયા ઈનામ દઈશ. પારધી તે દેશમાં હંસ પકડવા ગયો પરંતુ હંસ હાથ આવે નહીં. ઘણા ઉપાય કર્યા અને ઘણા દિવસ રહ્યો પરંતુ તે હાથ આવે નહીં. એક દિવસ વૈષ્ણવ ત્યાં આવ્યા તેમની પાસે હંસ આવ્યા. આ વાત તે પારધીએ જોઈ એટલે બીજે દિવસે પારધી વૈષ્ણવ બની ત્યાં ગયા. હંસ તેને વૈષ્ણવ જાણી તેની પાસે આવ્યા. એટલે તેમને તેણે પકડી લીધા અને રાજાને લાવી આપ્યા. રાજાએ લાખ રૂપૈયા ઇનામ આપ્યું તે લઈ ગયો. શ્રી ઠાકુરજીએ વિચાર કર્યો કે મારા ભક્તનું દુઃખ હું કેમ સહુ. શ્રી ઠાકુરજી વૈદ્ય બની બજારમાં ગયા, કોઇ રોગનું ઔષધ દે કે તત્કાલ તેનો રોગ મટી જાય. આ પ્રમાણે બે ચાર ઘડીમાં સેંકડો મનુષ્યનો રોગ મટી ગયો. વૈદ્યનો યશ બહુ ફેલાયો. વૈદને રાજા પાસે લઈ ગયા. વૈદે કહ્યું કે હું હમણાં થોડું ઔષધ દઉં. જો થોડો કોડ મટે તો આખા શરીરે પછી લગાવીશ. પછી ઔષધ દીધું. થોડા શરીરપર લગાડયું એટલે થોડું શરીર નિર્મળ થયું, એટલે રાજા ઊઠી પગે પડયો અને કહ્યું કે મારો બધો કોડ મટાડી દો. જે માગો તે હું આપું. શ્રી ઠાકુરજીએ કહ્યું કે હંસને છોડી દો. રાજાએ છોડી દીધા. શ્રી ઠાકુરજીએ ઔષધ ચોપડી બધો કોડ

મટાડી દીધો. રાજાએ કહ્યું કે તમે મનુષ્ય છો કે દેવ છો કે ઈશ્વર છો તે મને કંઇ ગમ પડતી નથી. આપ કૃપા કરી જણાવો તો સારું. શ્રી ઠાકુરજીએ કહ્યું કે તમે શ્રી ગોકુળ જઇ વૈષ્ણવ થાઓ તો તમે મને ઓળખશો. રાજાએ શ્રી ઠાકુરજીનું આ વચન સાંભળી શ્રી ગોકુળ જઇ શ્રી ગોસાંઇજીનો સેવક થયો. વૈષ્ણવનો સત્સંગ કરી શ્રી ગુસાંઇજીની કૃપાથી ભગવત્સેવા કરવા લાગ્યો. ધીરે ધીરે શ્રી ઠાકુરજીએ પોતાનું સ્વરૂપ તે રાજાને જણાવ્યું, એ હંસ હંસણી શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. જેમને શ્રી ઠાકુરજીએ વૈદ્ય બનીને છોડાવ્યા.

( પારધીની વાર્તા. ) પ્રસંગ ૧ લો. ( વાર્તા ૧૮૨ મી.)

પારધી રાજા પાસેથી લાખ રૂપૈયા લઇ ગયો અને શ્રી ઠાકુરજીએ વૈદ્ય બની હંસને છોડાવ્યા, પારધીએ વિચાર કર્યો કે વૈષ્ણવ ધર્મ સર્વથી શ્રેષ્ઠ છે. મેં વૈષ્ણવનો વેષ પહેર્યો તો હંસ પકડાયાં. હંસને શ્રી ઠાકુરજીએ છોડાવી દીધા, આવો વિચાર કરી આ પારધી વૈષ્ણવ થવા માટે શ્રી ગોકુળ જઈ શ્રી ગુસાંઈજીની શરણ ગયો. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે નિર્વાહ કેમ ચલાવીશ. ત્યારે તેણે હાથ જોડી વિનંતી કરી મહારાજ મેં વૈષ્ણવનો જુઠો વેશ પહેર્યો તો એ મને લાખ રૂપૈયા મળ્યા અને સાચો વેષ પહેરીશ ત્યારે શ્રી ઠાકુરજી શું નહીં દે. આ સાંભળી શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા અને પારધીને શરણ લીધો. શ્રી ગોવર્ધનનાથજીના દર્શન કરાવ્યા. અને તેને માથે ભગવત્સેવા પધરાવી, અને પોતે કૃપા

કરી તેથી તે પારધી માર્ગની રીત અનુસારે સેવા કરવા લાગ્યો. થોડા દિવસ પછી તે પારધીને શ્રી ઠાકુરજી અનુભવ જણાવવા લાગ્યા, પારધીએ ઘણા દિવસ સેવા કરી અને જેટલું દ્રવ્ય હતું તે સર્વ શ્રી ગુસાંઇજીને ભેટ કરી દીધું, એ પારધી શ્રી ગુસાંઇ-જીના એવા કૃપાપાત્ર હતા.

(એક વૈષ્ણવ જેણે ભૈરવને તુચ્છ ગણ્યો તેની વાર્તા)

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૮૩ મી.)

એ વૈષ્ણવ આગ્રેથી સામગ્રી ભરી ગોપાલપુર લાવતો હતો, રસ્તામાં ભૈરવનું મંદિર આવ્યું ત્યાં ગાડાં ઊભા રહ્યાં ગાડાવાળાએ કહ્યું, અહીં બે નાળિયેર ચડાવો તો ગાડા ચાલશે. સર્વ લોક નાળિયેર ચઢાવે છે. વૈષ્ણવે ભૈરવના મંદિરમાં જઈને કહ્યું, તેં ગાડાં કેમ અટકાવ્યાં છે? ગાડા ચાલવા દે નહિ તો ગાડાના બળદને બદલે તને જોડીશ, ભૈરવ ઊઠી હાથ જોડી ઊભો રહ્યો અને કહ્યું, મારું સામર્થ્ય તમારાં ગાડાં અટકાવવાનું નથી પરંતુ મને તમારાં દર્શનની અને શ્રી-નાથજીના પ્રસાદની અભિલાષા છે જેથી ગાડાં અહીં ઊભા રાખ્યાં છે નહિ તો ત્રણ લોકમાં શ્રીનાથજીના ગાડાં અટકા-વવાને કોઈ સમર્થ નથી. વૈષ્ણવે શ્રીનાથજીનો પ્રસાદ ગાંસડીમાંથી કાઢીને ભૈરવને દીધો. ભૈરવે પ્રસાદ લીધો પછી ભૈરવે ગાડાની ધુંસરિમાં બેસી એક કલાકમાં ગાડાં ગોપાલપુર પહોંચાડી દીધાં, આ ગાડાંના મનુષ્યોએ જાણ્યું કે તેમણે નાળિ-યેર આપ્યું હશે. આ વાત શ્રી ગુસાંઈજીએ સાંભળી ત્યારે પોતે આજ્ઞા કરી કે ભૈરવને નાળિયેર આપ્યા હોય તો આ સર્વ

સામગ્રી છોવાઈ ગઈ. વૈષ્ણવે શ્રી ગુસાંઇજી પાસે યથાર્થ વિનંતિ કરી કે મહારાજ ભૈરવે પ્રસાદ માગ્યો તે મેં આપ્યો છે. નાળિયેર આપ્યું નથી. અને ગાડાંમાં જોડીને ભૈરવને લાવ્યો છું તે હજુ બહાર ઊભો છે. શ્રીનાથજીનાં મંગળાનાં દર્શન કરીને જશે. આ સાંભળી શ્રી ગુસાંઇજી પ્રસન્ન થયા અને સામગ્રી ભંડારમાં ધરવાની આજ્ઞા આપી. એ વૈષ્ણવ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેમણે ભૈરવને તુચ્છ ગણ્યો.

(એક વૈષ્ણવ સુરતમાં રહેતો હતો તેની વાર્તા.)

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૮૪ મી.)

આ વૈષ્ણવ દર વર્ષ વ્રજયાત્રા કરવા જતો, શ્રીનાથજીના દર્શન કરી વ્રજયાત્રા કરી પાછો ઘેર આવતો, વ્રજમાં નિત્ય એકની એક હાંડી રાખતો. રસોઇ કરી ધોઈ નાંખી કામળીમાં બાંધી વૃક્ષે લટકાવી રાખતો. એક દિવસ વૈષ્ણવોએ શ્રી ગુસાંઈજીને કહ્યું, આ વૈષ્ણવ અનાચાર બહુ કરે છે, શ્રી ગુસાંઇજીએ આ વૈષ્ણવને પૂછયું, આ બધા શું કહે છે? ત્યારે શ્રી ગુસાંઈજીને વિનંતિ કરી કે મહારાજ, એ સઘળાની બાહ્ય દૃષ્ટિ છે, વ્રજના સ્વરૂપને જાણતા નથી. આપની કૃપાથી હું તેમને વ્રજનું સ્વરૂપ જણાઉં છું. આટલું કહીને તેણે સર્વને વ્રજનું સ્વરૂપ દેખાંડયું. વૈષ્ણવ જુએ તો વ્રજ સુવર્ણમય દેખાવા લાગ્યું. શ્રી ગુસાંઈજી સર્વને કહેવા લાગ્યા, આપણે વ્રજની રજનું સ્વરૂપ જાણ્યું છે જેથી તેને કંઈ દોષ નથી. એ સામર્થ્ય-વાન છે. તેને કંઈ બાધ નથી તમે એમ ન કરો. આ સાંભળી સર્વ વૈષ્ણવ તેને ધન્ય ધન્ય કહેવા લાગ્યા. એ વૈષ્ણવ શ્રી

ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો જેણે વ્રજ સુવર્ણમય દેખાડી દીધું. વ્રજ રજની હાંડી સુવર્ણમય જાણો કાઢતો નહોતો એવો પરમ ભગવદિય હતો.

( એક રાજાની વાર્તા. ) (પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૮૫ મી. )

એ રાજા શ્રી ગુસાંઈજીનો સેવક હતો. એ રાજા શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે કરતો હતો. તેને ઘેર વૈષ્ણવ બહુ આવતા. તેમને તે પૂછતો કે ગૃહસ્થનો ધર્મ સારો કે વિરક્તનો સારો ? રાજા સર્વને પૂછતો પરંતુ તેનો સંદેહ જતો નહિં. વૈષ્ણવ જેમ બને તેમ ઉત્તર દઈ જતા. પરંતુ વારંવાર પૂછ્યા કર્યા કરતો હતો. એક દિવસ ભગવદૂઇચ્છાથી અદભુતદાસ તે રાજાને ઘેર આવ્યા. ત્યારે રાજાએ તેમને પૂછ્યું ત્યારે અદભુતદાસે કહ્યું, બેચાર દિવસ અહીં રહી તમને કહીશ. પરંતુ તમે ઘોડાપર બેસી ગામથી પાંચ સાત ગાઉ ઉપર એક વૈષ્ણવ છે તેને મળી આવો. રાજા ઘોડાપર બેસી વૈષ્ણવને મળવા ગયો રસ્તામાં જતા પવન આવ્યો તેથી ઘોડો કંઇ ને કંઇ નીકળી ગયો. રાત પડી તેથી રાજા વનમાં એક વૃક્ષ નીચે રહ્યો. આ વૃક્ષના ઉપર હોલો હોલી બે પક્ષી રહેતા હતા. તે બચ્ચાંને માટે ફળ લાવ્યાં હતાં. આ વૃક્ષપર ફળ ઘણાં હતાં. રાજાને આવેલા જોઈને હોલાએ કહ્યું, આપણે ઘેર પરોણો આવ્યો છે તેથી તેને ફળ દઈશું. બન્ને સ્ત્રી પુરુષે વિચાર કરી ફળ આપી દીધાં. અને વૃક્ષ ઉપર જઈ સર્વ ફળ તોડી નાંખ્યા. રાજાએ ફળ ખાધાં અને હોલો હોલી ભુખ્યાં રહ્યાં. સવાર થઇ એટલે રાજા ઘોડાપર બેસી ચાલ્યો. એક નગર આવ્યું તેમાં ગયો, ત્યાં જઇ

જુએ તો સર્વ રાજા એકઠા થયા છે. તે ગામના રાજાની પુત્રીનો સ્વયંવર હતો. તેલની કઢાઇ ચડાવી હતી તેમાંથી જે વીંટી કાઢે તેને કન્યા આપવી એવું આ રાજાને નિયમ હતું. ઊનું તેલ ટાઢું કરીને અગર કોઇ બીજા ઉપાયથી ઉઘાડો હાથ નાંખીને વીંટી કાઢવી જોઈએ. નીચે બળતણ બળતું હતું તેથી તેલ ટાઢું પડતું નહોતું. આથી સર્વ રાજા અટકી રહ્યા હતા તેમાં આ રાજા પણ બેસી રહ્યો. એટલામાં અદ્‌ભુતદાસજી આવ્યા અને તેલની કઢાઈમાં હાથ નાંખી વીંટી કાઢી લીધી. સર્વ લોક આ જોઈ ચકિત થયા. ગામના રાજાએ કહ્યું, તમે મારી કન્યા પરણો. ત્યારે અદ્‌ભુતદાસે કહ્યું, અમુક ગામના રાજાને તારી પુત્રી પરણાવી દે. અદ્‌ભુતદાસજી ચાલ્યા ગયા. રાજા વિવાહ કરી પોતાને ઘેર આવ્યો અને અદ્‌ભુતદાસને મળ્યો. અદ્‌ભુતદાસે રાજાને પૂછ્યું કે તે દિવસે ઘોડે બેસીને ગયા હતા તે શું શું જોયું. રાજાએ સર્વ વાર્તા કહી. અદ્‌ભુતદાસજી બોલ્યા, એ હોલા હોલીમાં ગૃહસ્થના ધર્મ હતા. ગૃહસ્થને એ પ્રમાણે વર્તવું જોઇએ. જે ઘેર આવે તેને ભુખ્યો ન રાખે. પોતે ભુખ્યા રહે તે ફિકર નહિ, અને વિરક્તનો ધર્મ એવો છે, જેણે તેલમાંથી વીંટી કાઢી અને કન્યા તમને પરણાવી. પોતે દુઃખ વેઠીને બીજાને સુખી કર્યા. એ બન્ને ધર્મ તમને બતાવી આપ્યા. આ સાંભળી રાજા પ્રસન્ન થયો અને સારી રીતે શ્રી ઠાકુરજીની સેવા કરવા લાગ્યો, એ રાજા શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો, જેને તત્કાળ વિશ્વાસ આવી ગયો.

(જીવણદાસ બ્રાહ્મણની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૮૬ મી.)

એ લાહોરમાં રહેતા હતા. જીવણદાસ હરિદ્વારમાં શ્રી ગુસાંઈજીના સેવક થયા હતા. શ્રી ઠાકુરજીની સેવા પધરાવી લાહોરમાં રહેતા. અને ભગવત્સેવા કરતા. કંઈ બહાર જતા આવતા નહિ. જ્ઞાતિના લોક તેની નિંદા કરવા લાગ્યા. ઘણા વર્ષ પછી જીવણદાસની દેહ છુટી. લોકોએ અગ્નિસંસ્કાર કર્યો. ત્યાં એક વૃક્ષ ઉપર બે પ્રેત રહેતા હતા. એક આ વખતે બહાર ગયો હતો. અને એક પ્રેત વૃક્ષ ઉપર બેઠો હતો. પ્રેતને જીવણદાસની ચિતાનો ધુમાડો લાગ્યો તેથી તે પ્રેત યોનીથી મુક્ત થયો અને દિવ્ય દેહ ધરી સ્વર્ગમાં ગયો. બીજો પ્રેત આવ્યો ત્યારે તેણે આ વાત જાણી. ત્યારે તે રોવા લાગ્યો અને હાય હાય કરી બૂમો પાડવા લાગ્યો. રસ્તામાં એક પંડિત જતો હતો પ્રેતને રોતો જોઈ તેણે તેને પૂછ્યું, તું કોણ છે, અને કેમ રુવે છે. પ્રેતે કહ્યું, હે બ્રાહ્મણ તું મારી વાત સાંભળ. હું પ્રેત છું. એક પ્રેતનો ઉદ્ધાર થયો છે અને મારો નહિ થયો તેથી હું દુઃખી છું. બ્રાહ્મણે કહ્યું, એ વાત સાચી કેમ મનાય? ત્યારે પ્રેતે કહ્યું, આ ચિતામાં બે ચાર લાકડાં નાખજો તેમાંથી મને ધુમાડો લાગશે તો મારો ઉદ્ધાર થઇ જશે. બ્રાહ્મણે તે પ્રમાણે કર્યું. પ્રેત જયજય કરતો દિવ્ય દેહ ધરી જીવણદાસની સ્તુતિ કરતો સ્વર્ગમાં ગયો. આ જોઈ બ્રાહ્મણ ઘણો વિસ્મય પામ્યો. ગામમાં જઇ બ્રાહ્મણે ખબર કાઢી કે આજે કોણ મરી ગયું છે. ત્યારે તેને માલુમ પડ્યું, જીવણદાસની દેહ છુટી છે. બ્રાહ્મણે ખબર કાઢી, એ કયા ધર્મમાં હતો. તેને ખબર મળી, તે વૈષ્ણવ ધર્મમાં

હતો. તે બ્રાહ્મણ પોતાનું કુટુંબ લઇ શ્રી ગોકુળ આવી વૈષ્ણવ થયો, એ જીવણદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેમની ચિતાનો ધુમાડો લાગવાથી. પ્રેતની દિવ્ય દેહ થઇ.

(લાહોરના પંડિતની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૮૭ મી.)

એ બ્રાહ્મણ જીવણદાસનું ચરિત્ર જોઈ શ્રી ગોકુળ આવ્યો અને સહકુટુંબ શ્રી ગુસાંઇજીનો સેવક થયો. શ્રી નવનીતપ્રિયાજીનાં અને શ્રીનાથજીનાં દર્શન કર્યાં. શ્રી ગુસાંઇજીના મુખારવિંદથી પુષ્ટીમાર્ગનો સિદ્ધાંત સમજ્યો. શ્રી ઠાકુરજીની સેવા પધરાવી અને વ્રજયાત્રા કરી પોતાને દેશ ગયો. અને સારી રીતે માર્ગની રીતિ અનુસાર સેવા કરવા લાગ્યો. એક દિવસ એક મનુષ્ય હત્યારો ભિક્ષા માગવા આવ્યો. તે બ્રાહ્મણ હતો. તે એમ બોલતો, રામકૃષ્ણ રાધાકૃષ્ણ. તેથી આ બ્રાહ્મણે તેને બોલાવી ભોજન કરાવ્યું. પંડિતની જ્ઞાતિના લોકે અને બીજા પંડિતોએ એકઠા થઇને કહ્યું, તમે હત્યારાનો સ્પર્શ કેમ કર્યો ? ત્યારે પંડિતે કહ્યું, તેણે કૃષ્ણ નામ લીધું તેથી તેની હત્યા રહી નહિ. પંડિતોએ કહ્યુ, એ વાત અમે માનીએ નહિ. પંડિત જે વૈષ્ણવ હતો તેણે કહ્યું, તમે શાસ્ત્ર ભણ્યા છો પરંતુ તમારા હૃદયનું અંધારું ગયું નથી એ અંધકાર જ્યારે દૂર થશે ત્યારે તમે સત્ય માનશો. પંડિતોએ કહ્યું, હરિદ્વારમાં શ્રવણનાથ મહાદેવજી છે તેમના નંદીશ્વર જો આના હાથનું ખાય તો સત્ય માનીએ. પછી આ વૈષ્ણવ પંડિત તથા બીજા પંડિતો સર્વ મળી હરિદ્વાર આવ્યા. અને નંદીશ્વરની આગળ આ હત્યારાએ પ્રસાદનો થાળ મૂકયો. ત્યારે

વૈષ્ણવ પંડિત બોલ્યો, જો કૃષ્ણ નામ લેવાથી આની હત્યા ગઈ હોય તો તમે તેના હાથનું ભોજન કરો. નંદીશ્વર જે મહાદેવજીનું વાહન તે તરત ખાવા મંડી ગયા. આથી સર્વ પંડિત વૈષ્ણવ પંડિતને પગે પડયા. એ બ્રાહ્મણ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. જેના કહેવાથી નંદીશ્વર તરત ખાવા લાગ્યો. અને જેનાં દર્શનથી હત્યારાની હત્યા ગઈ એ પંડિત વૈષ્ણવ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(વિરક્ત વૈષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૮૮ મી.)

આ વિરક્ત વૈષ્ણવ ચુકટી માગી નિર્વાહ કરતા હતા. નિત્ય શ્રી ગિરિરાજની પરિક્રમા કરતા. તેની પાસે બે બીજાં વૈષ્ણવ આવીને રહ્યા. તેમને આ વિરક્ત વૈષ્ણવ ચુકટી માગી રસોઈ કરી પ્રસાદની પાતળ ધરતા. એક દિવસ વિરક્ત વૈષ્ણવને શ્રમ ઘણો થયો તેથી થાકી ગયા હતા. શ્રીનાથજી તેનો શ્રમ સહન કરી શકયા નહિ. ત્યારે શ્રીનાથજીએ આવીને બન્ને વૈષ્ણવને કહ્યું, તમે બે રસોઇ કરો અને વિરક્ત વૈષ્ણવ ચુકટી માગી લાવશે. એ બન્ને રસોઈ કરવા લાગ્યા અને ત્રણ જણ મળીને પ્રસાદ લેતા. એ વિરક્ત વૈષ્ણવ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા. જેમનો શ્રમ શ્રીનાથજી સહી શકયા નહિ.

(ભીમસેન રાજાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૮૯ મી.)

ભીમસેન રાજાને અને તેમની સ્રીને પૂર્વજન્મનું જ્ઞાન હતું. શ્રી ઠાકુરજીએ ભીમસેન રાજાને સ્વપ્નમાં કહ્યું, તમે તીર્થયાત્રા કરવા જાઓ. અને જે તમને પૂર્વજન્મની વાત કહે

તેની શરણ તમે જજો. આ સાંભળી રાજા ભીમસેન ઘણો પ્રસન્ન થયો અને તીર્થ કરવા ગયો. જે તીર્થ જાય ત્યાં જો કોઇ પંડિત અથવા મહંત પુરુષ હોય તો તેને તુરત જઈ મળે, પરંતુ કોઈ તેને પૂર્વજન્મની વાત કહે નહિ. ઘણાં તીર્થ કર્યા પછી તે શ્રી ગોકુળ આવ્યો, અને શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. તેમણે દંડવત કર્યા. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, ભીમસેન તમે પ્રસન્ન છો. તમારે પૂર્વજન્મની વાત પૂછવી છે તે હું કહીશ. ભીમસેન રાજાએ શ્રી ગુસાંઇજીને હાથ જોડી વિનતી કરી, મહારાજ, વાત કહેવાની કંઈ જરૂર નથી. આપ મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ શ્રી નવનીતપ્રિયાજીના સન્નિધાન બન્ને સ્ત્રી પુરુષને નામ નિવેદન કરાવ્યું. રાજા ભીમસેન શ્રી ગુસાંઇજીની બેઠકમાં ગયા ત્યારે શ્રી ગુસાંઇજીએ તેમને પૂર્વજન્મની વાત કહી, આગલા જન્મે તમે કણબી હતા અને ખેતી કરતા હતા. એક વાણિયાની સ્ત્રી સાથે તમારે સ્નેહ હતો. એ સ્ત્રી તમારી પાસે ખેતરમાં આવતી હતી. ખેતરમાં ખોદતાં ખોદતાં એક ભોંયરું તમે તથા તે સ્ત્રીએ વાળીને સાફ કર્યું તેમાંથી એક ઠાકુરજીનું સ્વરૂપ નીકળ્યું. તે સ્વરૂપની તમે બન્ને મળીને સેવા કરવા લાગ્યા. એક દિવસ અકસ્માત ભોંયરું પડી ગયું, અને તમારા બન્નેની દેહ છુટી. તમને યમદૂત લેવા આવ્યા. પરંતુ વિષ્ણુદૂતે આવી તમને છોડાવ્યા. યમદૂતે કહ્યું, તમે વ્યભિચાર કર્યો છે તેથી તેમને યમલોકમાં લઈ જઇશું ત્યારે વિષ્ણુદૂતે કહ્યું,

તેમને ભગવદ્ મંદિર માર્જન કર્યું છે. યમદૂત તેમને છોડીને ગયા. પછી તમે રાજવંશમાં જન્મ લીધો અને સ્ત્રીએ પણ રાજવંશમાં જન્મ લીધો, સ્વકીયત્વ ભાવથી તે સ્ત્રી તમને પ્રાપ્ત થઈ. હવે તમે ભગવત્સેવા કરો. તમારે જન્મ લેવો નહિ પડે. આ રાજા ભીમસેન ઘણા પ્રસન્ન થયા અને પૂર્વ જન્મની સર્વ વાત મળી થઈ. રાજા ભીમસેન શ્રી ઠાકુરજી પધરાવી અને શ્રીનાથજીનાં દર્શન કરી પુષ્ટિમાર્ગની રીતિ શીખી પોતાને દેશ આવ્યા અને શ્રી ઠાકુરજીની સેવા ઘણા સ્નેહથી કરવા લાગ્યા. ભીમસેન શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

( ઉત્તમદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૯૦ મી. )

ઉત્તમદાસ ગુજરાતમાં રહેતા હતા. ઉત્તમદાસની પાસે દ્રવ્ય નહોતું. ભગવદિચ્છાથી તેમની પાસે થોડું દ્રવ્ય થયું તેથી તેમણે હજાર રૂપૈયાનો પરકાલો લીધો. શ્રી ગોકુલ જઈ શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી શ્રીનાથજીને જરીનો પરકાલો અંગીકાર કરાવ્યો. શ્રીનાથજીનાં દર્શન કરી ગુજરાતમાં આવ્યા અને પરકાલો લીધો હતો તેનું કરજ બાકી હતું તે ચુકાવ્યું. શ્રી ઠાકુરજીએ ઉત્તમદાસને કહ્યું, મારે કંઈ પરકાલાની ખોટ નહોતી, તમે આટલો શ્રમ કેમ લીધો ? ત્યારે ઉત્તમદાસે વિનંતિ કરી, મહાપ્રભુ, આપ તો સર્વ સમર્થ છો અને સર્વત્ર વસ્તુ બની શકે છે પરંતુ દાસનો ધર્મ સેવા વિના બીજો નથી. અમારો અંગીકાર બીજી કઈ રીતે થાય. આ સાંભળી શ્રી ઠાકુરજી ઘણા પ્રસન્ન થયા અને પરકાલા સહિત

શ્રી ઠાકુરજીએ ઉત્તમદાસને ઘરમાં દર્શન દીધાં. એ ઉત્તમદાસ એવા કૃપાપાત્ર હતા.

(ભગવાનદાસ ગૌરવા રજપુતની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૯૧ મી.)

એ જન ભગવાન વ્રજમાં ફર્યા કરતા, શ્રી ગુસાંઈજીની કથા સાંભળતા અને અહર્નિશ ભગવદ લીલાનો વિચાર કરતા, શ્રી ગુસાંઇજીના સેવક વિના બીજાની સાથે ભાષણુ કરતા નહિ. કોઇ દિવસ શ્રીજીદ્વાર અને કોઈ દિવસ ગોકુળ ફર્યા કરતા, અને નવા પદ બનાવીને ગાતા. એક પદ ગાયું તે પદ રાગ સારંગ. "ગ્વાલ વધાઈ માગન આયો ગોપી ગોરસ કલલીયે સંગ સબહિ આય સીર નામે ।। ૧ ।। અબ યે ગર્વગીનત નહિ કાહુ કરીયત મતકે ભાયે ।। જહાં નંદ બૈઠે નાંદીમુખ જહાં ગહનકો ધાયે ।। ૨ ।। બરન બરન પાયે પટ વ્રજ જન ઉર આનંદ સમાયે ।। જન ભગવાન જશોદા રાની જગકી જીવન જાયે ।। ૩ ।। આ વધાઈ જન ભગવાનદાસે ગાઈ. શ્રી ગુસાંઇજી આ પદ સાંભળી ઘણા પ્રસન્ન થયા, એવા અનેક પદ જન ભગવાનદાસે ગાયાં. એ ભગવાનદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(એક રાજાની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૯૨ મી.)

આના ગામમાં સાચોરાને માર્યો હતો તે જીવતો થયો. તે બન્ને ભાઇ સાચોરાને લઇ રાજા શ્રી ગોકુળ ગયો. ત્યાં જઇ શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. રાજાએ હાથ જોડી વિનતિ કરી, મહારાજ, મને શરણ લ્યો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તમે થોડા દિવસ

શ્રી ગોકુળ રહો પછી વિચાર કરી તમને શરણ લઇશ. શ્રી ગુસાંઇજીએ શ્રીનાથજીને પૂછ્યું, આ રાજાએ સાચોરા ભક્તને મરાવ્યો છે તેથી તેને શરણે લેવો જોઇએ કે કેમ ? શ્રી-નાથજીએ આજ્ઞા કરી, ભક્તનો અપરાધ ભક્ત ક્ષમા કરે. આ રાજાનો અપરાધ સાચોરાએ ક્ષમા કર્યો છે તેથી તેને શરણે લેવામાં કંઇ બાધ નથી. હવે તેનો અપરાધ રહ્યો નથી. શ્રી ગુસાંઇજી શ્રી ગોકુળ પધાર્યા અને તેને શરણ લીધો. રાજાએ શ્રી ગુસાંઈજીને વિનતિ કરી, સેવા પધરાવી. અને કહ્યું, આપ કૃપા કરી મારે ગામ પધારો અને સર્વ ગામને વૈષ્ણવ કરો. આ સાચોરા બન્ને ભાઇ મને ત્યાગ ન કરે એવી કૃપા કરો. શ્રી ગુસાંઈજીએ રાજાને કહ્યું, એ બન્ને ભાઇ તમને ત્યાગ કરશે નહિ પરંતુ તમે તેનો ત્યાગ કરશો મા. આ સાંભળી રાજા ઘણો પ્રસન્ન થયો. શ્રી ઠાકુરજી પધરાવી અને સાચોરા બંને ભાઇઓને સાથે લઈ પોતાને દેશ આવ્યો અને ભગવત્સેવા કરવા લાગ્યો. જે પ્રમાણે આ બે ભાઈ કહેતા તે પ્રમાણે રાજા વર્તતો. રાજાને શ્રીનાથજી સાનુભાવ જણાવવા લાગ્યા. એ રાજા શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

(રેડા ઉદંબર બ્રાહ્મણની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૯૩ મી.)

રેડા કપડવંજમાં રહેતો હતો. તે અબધુત દશામાં રહેતો હતો. શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે રેડાએ નામ નિવેદન કર્યું. પછી શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. થોડા દિવસ પછી રેડા શ્રી ગોકુલ ગયો અને શ્રી ગુસાંઇજીની ખવાસી કરવા લાગ્યો, એક બ્રાહ્મણી ડોસી રહેતી હતી તેને ઘેર

રેડાએ શ્રી ઠાકુરજી પધરાવ્યા, અને ત્યાં જ તે પ્રસાદ લેતો હતો. એક દિવસ રમણ રેતીમાં શ્રી ઠાકુરજીએ રેડાને દર્શન આપ્યાં. રેડા દેહનું સંધાન ભુલી ગયો. શ્રી ઠાકુરજીએ તેને પ્રસાદી માળા પહેરાવી. રેડા આખી રાત ત્યાં પડી રહ્યો. બીજે દિવસે ખબર પડી કે રેડા રમણ રેતીમાં પડયો છે તેથી શ્રી ગુસાંઇજી ત્યાં પધાર્યા અને રેડાને ચરણ સ્પર્શ કરાવ્યા, અને આજ્ઞા કરી, હજુ લીલામાં જવાને વાર છે. રેડા શ્રી ગોકુળ આવ્યો. એક દિવસ શ્રી ગુસાંઇજીને પંખો કરતો હતો ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, રેડા તું દેશ જા અને વિવાહ કર. રેડાએ કહ્યું, મારી પાસે દ્રવ્ય નથી તેથી કન્યા કોણ દેશે? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, શ્રી ઠાકુરજીએ સર્વ સિદ્ધ કરી રાખ્યું છે. તે જ સમય રેડા આજ્ઞા લઇ દેશ આવ્યો. કપડવંજ પાસે સંજાઈ ગામ છે, ત્યાં મુકામ કર્યો. આ ગામમાં એક ઉદંબર બ્રાહ્મણ રહેતો હતો તે દ્રવ્યપાત્ર હતો. તેને એક બાર વર્ષની પુત્રી હતી. તેને સર્પ કરડવાથી તે મરવા જેવી થઈ ગઇ હતી. તે બ્રાહ્મણે ગામ બહાર જઇ ખબર કાઢી કે આને કોઇ જીવાડે તો સારું. રેડાએ બ્રાહ્મણને કહ્યું, મારી પાસે એક ઉપાય છે. બ્રાહ્મણે કહ્યું; તે ઉપાય કરો. રેડાએ ચરણામૃત આપ્યું અને કહ્યું, તમે આને તેના મોઢામાં મુકશો તો તે બચી જશે, તેના મોઢામાં કંઈ જતું નહોતું તેથી તેના હોઠપર ચોપડયું. આથી તે પુત્રીને વિષ ઉતર્યું. આ છોકરીની માએ બાધા લીધી હતી, જો છોકરી જીવશે તો કોઇ નિષ્કંચનને દઈશ બ્રાહ્મણે

છોકરીને જીવતી જોઇને રેડાની જાત પૂછી. રેડાએ પોતાની જાત બતાવી. એ કન્યા રેડાને પરણાવી. રેડો પરણીને શ્રી ઠાકુરજીની સેવા કરવા લાગ્યો. રેડાને ભગવત્સેવા કરતા જોઇને સર્વ ગામ રાજી થયું. રેડાને એક પુત્ર થયો. આ દેશમાં કોઇ દિવસ શ્રી ગોકુળનાથજી પધાર્યા ત્યારે રેડાએ પોતાની જાતને અને યજમાન નીમા વાણિયાને શ્રી ગોકુળનાથજીના સેવક કરાવ્યા તેઓ આજ સુધી શ્રી ગોકુળનાથજીના સેવક છે રેડાનો પુત્ર મોટો થયો ત્યારે રેડા શ્રી ઠાકુરજી પધરાવી શ્રી ગોકુલ ગયો અને શ્રી ગુસાંઇજીની સેવા કરવા લાગ્યો, રેડાને કોઈ દિવસ રાસલીલાનાં કોઈ દિવસ બાળલીલાનાં દર્શન થતાં. આવા અનેક પ્રકારનાં દર્શન શ્રી ઠાકુરજી રમણ રેતીમાં રેડાને દેતા હતા. એ રેડા શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

(પર્વતસેનની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૯૪ મી.)

પર્વતદાસેન મનમાં એમ હતું કે શ્રી ગુસાંઇજી શ્રી-નાથજીના સાક્ષાત સ્વરૂપ છે પરંતુ એવાં દર્શન થાય તો સારું. એક દિવસ બેઠકમાં શ્રી ગુસાંઇજી બીરાજતા હતા ત્યારે પર્વત-સેનને, કહ્યું ચદન લગાવો. પર્વતસેને શ્રી ગુસાંઇજીને ચંદન સમર્પ્યું. પર્વતસેનને શ્રીનાથજીનાં દર્શન થયાં. પર્વતસેને વિચાર કર્યો, આ તે સ્વપ્ન છે કે શું ? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, પર્વતસેનજી તમને શો સંદેહ છે? ત્યારે તેમણે કહ્યું, આપની કૃપાથી બધા સંદેહ મટી ગયા છે. પર્વતસેનને લીલાનો અનુભવ થયો અને નવા પદ કરીને ગાવા લાગ્યા. એ પર્વતસેન શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( સાસુ વહુની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૯૫ મી. )

સાસુનું નામ જમનાબાઇ અને વહુનું નામ રેવાબાઇ હતું, વહુ બહુ ભોળી હતી. એક વખત જમનાબાઇનો પુત્ર ગામ જવા લાગ્યો ત્યારે તેણે તેની માને કહ્યું, બે ચાર દિવસમાં શ્રી ગુસાંઈજી પધારશે ત્યારે તમે આને નામ નિવેદન કરાવજો. આમ કહીને તે પરદેશ ગયો. જમનાબાઈ વહુને લઈ શ્રી ગુસાંઈજીનાં દર્શન કરવા ગઈ અને વિનતિ કરી કે આને નામ સુનાવો અને વહુને કહ્યું, શ્રી ગુસાંઈજી કહે તે પ્રમાણે તું બોલજે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, વહુ બેસ, તને નામ સુનાવું. ત્યારે વહુ બોલી, વહુ બેસ તને નામ સુનાવું. આથી શ્રી ગુસાંઈજી હસ્યા અને જાણ્યું, આ બહુ ભોળી છે. શ્રી ગુસાંઈજી ઊઠીને તેની પાસે આવ્યા અને ત્રણ વખત અષ્ટાક્ષર મંત્ર કહ્યો. વહુએ અષ્ટાક્ષર મંત્ર કહ્યો. તેને અત્યંત ભોળી જાણીને તેજ વખતે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તેને ન્હવડાવી લાવ્યા. શ્રી ગુસાંઈજીએ શ્રી ઠાકુરજીને શૃંગાર કરીને નિવેદન કરાવ્યું. અને તેની સાસુને કહ્યું, હવેથી શ્રી ઠાકુરજીની સેવા આની પાસે કરાવજો. સાસુએ કહ્યું, આ તો વહુ ગાંડા જેવી છે તે સેવામાં શું સમજશે? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, શ્રી ઠાકુરજી આપ શીખવી લેશે. બીજે દિવસે જમનાબાઇને અટકાવ આવ્યો ત્યારે વહુને કહ્યું, તું સેવા કર. હું નદીએ જાઉં છું. વહુ ન્હાઈ અને સેવામાં મંદિરમાં ગઈ, સેવામાં તે કંઈ સમજતી નહોતી. શ્રી ઠાકુરજીને જગાવ્યા, શ્રી ઠાકુરજી કૃપા કરી સેવાની સર્વ રીત શીખવવા લાગ્યા. ઝારી ઉઠાવવી,

માંજવી રસોઈ કરવી, ભોગ ધરવો, શૃંગાર કરવો વિગેરે પ્રસાદી અણપ્રસાદી વિચાર બધું શ્રી ઠાકુરજીએ વહુને શીખવ્યું. વહુએ શ્રી ઠાકુરજીને કહ્યું, જો કસર પડશે ને મારી સાસુ મને વઢશે તો રીસાઈને મારે પિયર જતી રહીશ. શ્રી ઠાકુરજીએ કહ્યું, તે નહિ વઢે. આ પ્રમાણે ચાર પાંચ દિવસ વહુએ સેવા કરી. સાસુ પાંચમે દિવસે સેવામાં ન્હાઈ ત્યારે તેને શૃંગાર કરતાં નીંદનું ઝોકું આવ્યું ત્યારે શ્રી ઠાકુરજીએ તેને સ્વપ્નમાં કહ્યું; મને વહુના હાથનો શૃંગાર સારો લાગે છે. આથી જમનાબાઈએ વહુને બોલાવી શૃંગાર કરવા બેસાડી અને પોતે રસોઈની સેવા કરવા લાગી. વહુની સાથે શ્રી ઠાકુરજી હાસ્યવિનોદ કરતાં અને સર્વ વાર્તા જણાવતા. એ સાસુ વહુ શ્રી ગુસાંઇજીના એવાં કૃપાપાત્ર હતાં.

(માન કુંવરબાઈની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૯૬ મી.)

આ શેઠની પુત્રી હતી. તે દસ વર્ષની થઈ ત્યારે તે વિધવા થઈ હતી. થોડા દિવસ પછી શ્રી ગુસાંઈજી ગુજરાત પધાર્યા ત્યારે આ શેઠની પુત્રીને બ્રહ્મ સંબંધ કરાવ્યું, અને શ્રી મદન-મોહનજીની સેવા પધરાવી દીધી. એ માનકુંવરબાઈ શ્રી મદનમોહનજીની સેવા કરવા લાગી. તેણે જન્મ સુધી સેવા કરી. જન્મ સુધી તેણે શ્રી મદનમોહનજી સિવાય બીજા સ્વરૂપનાં દર્શન કર્યાં નહિ કેમકે તે ઘર છોડી કંઈ જતી નહિ. જ્યારે માનકુંવરબાઈ સાઠ વર્ષની થઇ ત્યારે તેનો પિતા ભગવદ ચરણારવિંદમાં પહોંચી ગયો, તેથી તે મનુષ્ય રાખી સેવા કરતી. એક દિવસ એક વિરક્ત વૈષ્ણવ તે ગામમાં આવ્યો.

શિકાળનો વખત થયો હતો, તે માનકુંવરબાઇને ઘેર ઉતર્યો. માનકુંવરને શ્રી ઠાકોરજીની ઝાપી દઈ તળાવપર ન્હાવા ગયો. માનકુંવરબાઇએ શ્રી ઠાકુરજીને જગાવ્યા, શ્રી ઠાકુરજી શ્રી બાલકૃષ્ણજી હતા. માનકુંવરે શ્રી મદનમોહનજી સિવાય બીજા ઠાકુરનાં દર્શન કર્યાં નહોતા તેથી તે એમ સમજી કે શ્રી ઠાકુરજી ટાઢને લીધે આમ સુકવાઇ ગયા છે. ટાઢ ઘણી છે અને આ વૈષ્ણવે કંઈ યત્ન રાખ્યો નથી. આવો વિચાર કરી તેના નેત્રમાં જળ ભરાઈ આવ્યું અને મનમાં ઘણો તાપ થયો. સગડી લેઈ અને અનેક પ્રકારના ગરમ ઔષધ તેલમાં નાંખી ગરમ કરી શ્રી ઠાકુરજીના હાથ પગ ચોળવા લાગી. મનમાં એમ સમજી, શ્રી ઠાકુરજીને શ્રમ બહુ પડયો છે. આપ કૃપા કરી અપરાધ ક્ષમા કરો. આવી તેની પ્રાર્થના અને શુદ્ધ ભાવ જોઈ શ્રી ઠાકુરજી શ્રી મદનમોહનજીનું સ્વરૂપ થઇ ગયા. ડોશીએ રાજભોગ ધર્યો અને વૈષ્ણવે આવી દર્શન કર્યાં પરંતુ શ્રી ઠાકુરજીએ ગદલ ઓઢયા હતા તેથી તેને કંઇ સમજણ પડી નહિ. આમ કરતાં દસ પંદર દિવસ તે ત્યાં રહ્યો. માનકુંવરબાઇએ કહ્યું, શીતકાળના દિવસ અહીં રહો. શ્રી ઠાકુરજીને ટાઢ ઘણી વાય છે. તે વળી થોડા દિવસ ત્યાં રહ્યો. જ્યારે ફાગણ માસ આવ્યો ત્યારે ચાલવાની તૈયારી કરી. શ્રી ઠાકુરજી પધરાવવાની વેળાંએ માનકુંવરની સાથે તે વિરક્ત વૈષ્ણવે ઝઘડો કર્યો; તેં મારા ઠાકુરજી બદલાવી લીધા છે. જો તું મારા ઠાકુરજી નહિ દે તો તારા પર હું પ્રાણત્યાગ કરીશ ત્યારે માન-

કુંવરે કહ્યું, મેં તારા ઠાકુરજીને બદલાવ્યા નથી. આથી ઝઘડો વધ્યો. બન્ને જણ શ્રી ગોકુળ આવ્યાં અને શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી ત્યારે શ્રી ગુસાંઇજીએ બન્નેની વાત સાંભળી, પોતે ઝાંપી ખોલી શ્રી ઠાકુરજીનાં દર્શન કર્યાં ત્યારે શ્રી ઠાકુરજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું, એ ડોશીના શુદ્ધ ભાવથી હું મદન-મોહન થયો છું. તેણે કોઇ દિવસ બીજા સ્વરૂપનાં દર્શન કર્યાં નથી. તેનો ભાવ શુદ્ધ છે, શ્રી ગુસાંઈજીએ ઝઘડો ચુકાવી દીધો અને વૈષ્ણવને આજ્ઞા કરી, આ જ તારા શ્રી ઠાકુરજી છે. તે ડોશીએ કહ્યું, એ શ્રી ઠાકુરજીને ટાઢે મારે છે તેથી તેને શ્રી ઠાકુરજી પધરાવી દેવા ન જોઇએ. આ સાંભળી શ્રી ગુસાંઈજી હસ્યા અને વિચાર કર્યો, આ ડોશીનો કેવો શુદ્ધ ભાવ છે. વિરક્ત વૈષ્ણવ ડોશીને પગે પડયો અને કહ્યું, જન્મ સુધી તારે દ્વાર પડી રહીશ અને તારી ટહેલ કરીશ. પછી શ્રી યમુનાપાન કરી અને શ્રીનાથજીનાં દર્શન કરી પોતાને દેશ આવી સેવા કરવા લાગી. એ માનકુંવરબાઈ શ્રી ગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં.

માધવદાસ વડનગરમાં રહેતા તેમની વાર્તા.

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૯૭ મી.)

માધવદાસ મોટા પંડિત હતા. તે અન્યમાર્ગીય હતા, અને વૈષ્ણવને ટિલવા કહેતા. એક સમય શ્રી ગુસાંઈજી વડનગર પધાર્યા ત્યારે પંડિતની સભા ભરી. સર્વ પંડિતોમાં માધવદાસ પ્રમુખ હતા. માધવદાસ સર્વ પંડિતોને લઇને સભામાં આવ્યા. ત્યાં સાકાર નિરાકારનો વાદ થયો. શ્રી ગુસાંઇજીએ

સાકાર બ્રહ્મનું પ્રતિપાદન કર્યું. સભામાં બહુ વિવાદ થયો. માધવદાસના મનમાં એમ હતું કે પુષ્ટિમાર્ગ વેદ નિર્મૂલક છે, એ સંદેહ તેમનો મટી ગયો. માધવદાસજી તેજ વેળાએ શ્રી ગુસાંઈજીના સેવક થયા. સર્વ પંડિતો કહેવા લાગ્યા, તમે તો મુખ્ય હતા છતાં વૈષ્ણવ કેમ થયા ? ત્યારે માધવદાસે કહ્યું, દુરાગ્રહ હોય તે ન સમજે પરંતુ સારવેત્તા હોય તે તો તરત સમજે. મને પુષ્ટિમાર્ગ વેદમાં સર્વોપરી માલુમ પડયો તેથી મેં દુરાગ્રહ છોડી દીધો છે. આ સાંભળી પંડિતો પોતપોતાને ઘેર ગયા, અને માધવદાસજી શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા અને વૈષ્ણવનો સંગ કરવા લાગ્યા. માધવદાસના ઉપર શ્રી ઠાકુરજી જલદીથી પ્રસન્ન થયા. એ માધવદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર થયા જેમણે દુરાગ્રહ છોડીને સુંદર માર્ગ પકડયો.

(કણબી પટેલની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૯૮ મી.)

ગુજરાતમાંથી એક સાથ શ્રી ગોકુળ જતો હતો તેની સાથે આ કણબી વૈષ્ણવ ચાલ્યો. મહેનત મજૂરી કરીને રસ્તામાં વૈષ્ણવને ઘેર પ્રસાદ લેતો. જ્યારે ગોપાલપુર આઠ ગાઉ રહ્યું ત્યારે શ્રી વૈષ્ણવોએ પોતપોતાના પોટકામાંથી ભેટ કાઢી રાખી. ત્યારે આ કણબી પટેલને ચિંતા થઈ, હું શી ભેટ કરું ? ત્યારે ઘાસમાં શંખાવલીની લતા હતી તે તેણે જોઈ. ત્યાંથી ફૂલ લઈ માળા ગુંથી અને ભીના વસ્ત્રમાં લપેટી, સર્વથી આગળ ચાલ્યો. મનમાં વિચાર કર્યો, માળા કરમાઈ ન જાય તો ઘણું સારું. શૃંગારનો સમય શ્રીનાથજીનો થયો ત્યારે શ્રીનાથજીએ શ્રી ગુસાંઇજીને આજ્ઞા કરી,

એક પટેલ માળા લઇને આવે છે તેના અંતઃકરણમાં તાપ બહુ છે તેથી તે માળા આવશે ત્યારે હું રાજભોગ આરોગીશ. શ્રી ગુસાંઈજીએ પોતાની સ્વારીનો ઘોડો એક સ્વાર બેસાડીને મોકલ્યો તે ઘોડો એક કલાકમાં ૧૨ ગાઉ ચાલતો હતો, એ સ્વાર જઇને તે પટેલને લાવ્યો અને માળા શ્રીનાથજીએ અંગીકાર કરી અને પટેલે રાજભોગનાં દર્શન કર્યાં. શ્રીનાથજીની આ લીલા જોઇને સુરદાસજીએ કીર્તન ગાયું. પદ શ્યામ ગરિબનહિ કો ગાહક ।। દીનાનાથ હમારે ઠાકુર સાચી પ્રિત નિવાહક ।। ૧ ।। કહા વિદુરકી નાત પાતકુળ પ્રેમ પ્રિતકે લાયક ।। કહાં સુદામાકે ધન હતો સાચી પ્રિતકે ચાહક ।। ૨ ।। કહાં પાંડવ કુલકિ ઠકુરાઈ અર્જુન રથ કે વાહક ।। સુરદાસ સઠ તાતે હરિભજ આરત દુઃખ કે દાહક ।। ૩ ।। આ પદ સુરદાસજીએ ગાયું. આ સાંભળી શ્રીનાથજી તથા શ્રી ગુસાંઇજી પ્રસન્ન થયા. પટેલે શ્રીનાથજીએ માળા પહેરી જોઇને પોતાનું હૈયું ઠાર્યું. અને મનમાં એમ જાણ્યું, શ્રીનાથજીએ મારી કરેલી માલા અંગીકાર કરી, એ પટેલ શ્રીનાથજીનો એવો કૃપાપાત્ર હતો જેની આરતી શ્રી નાથજી સહી ન શક્યા.

( લાડબાઈ અને ધારબાઈની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૯૯ મી. )

આ લાડબાઇ અને ધારબાઈ બન્ને બહેનો હતી. તેઓ માણકપુરમાં રહેતી હતી. એક વખત શ્રી ગુસાંઈજી ચિત્રકુટ પધાર્યા ત્યારે આ બન્ને બહેનો શ્રી ગુસાંઇજીની સેવક થઇ. માણકપુર ચિત્રકુટથી ૧૦ ગાઉ છે તેઓ શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગી. લાડબાઇ જે કોઈ વૈષ્ણવ આવે તેની ટહેલ

ઘણી સારી રીતે કરતી હતી. આમ કરતાં તેઓ બન્ને વૃદ્ધ થયાં ત્યારે પોતાનું દ્રવ્ય નવ લક્ષ રૂપિયા એકઠા કરી શ્રી ગોકુળ ગયા. અને શ્રી ગુસાંઈજીને વિનતિ કરી કે આ દ્રવ્ય આપ અંગીકાર કરો. શ્રી ગુસાંઇજીએ જાણ્યું કે આ દ્રવ્ય આસુરી છે જેથી પોતે અંગીકાર ન કર્યું. દસ પંદર વરસ પછી શ્રી ગોકુલનાથજી ભુતળપર બિરાજતા હતા ત્યારે લાડબાઇએ તેમને તે દ્રવ્ય અંગીકાર કરવા વિનતિ કરી. શ્રી ગોકુલનાથજીએ દ્રવ્ય આસુરી જાણી અંગીકાર ન કર્યું. શ્રી ગોકુલનાથજીના અધિકારીએ શ્રી ગોકુલનાથજીને પૂછયા વિના એક છતમાં નાંખી ઉપર કાંકરા પાથરી ચુનો લગાડી દીધો. છતમાં દ્રવ્ય રહ્યું. સાઠ વર્ષ પછી જુલમી ઔરંગઝેબ પાદશાહના સમયમાં મ્લેચ્છ લોક લુંટવાને આવ્યા. ત્યારે શ્રી ગોકુળમાંથી સર્વ લોક ભાગી ગયા, અને મંદિર બધું ખાલી થઇ ગયું. ગામમાં કોઈ મનુષ્ય રહ્યું નહિ. મ્લેચ્છે તે છત ખોદી તો નવ લક્ષ રૂપિયા નીકળ્યા. આથી ગામમાં જેટલા મંદિર હતા તે બધાની છત ખોદાવી નાંખી. આસુરી દ્રવ્યના સંગથી સર્વ ગોકુળની છત ખોદાઇ. એ લાડબાઇ તથા રાધાબાઈ શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી જેમની બુદ્ધિ આસુરી દ્રવ્યના પ્રભાવથી પણ ફરી નહિ અને ભગવદ ધર્મ છોડયો નહિ. દ્રવ્યમાં જે જે અનર્થ છે તે કંઇ તેને બાધ કરી શકયા નહિ અને ભગવત્સેવા કરતી રહી. જેનું ચિત્ત ભગવદચરણારવિંદમાં છે તેને કોઈ બાધા કરી શકે નહિં.

બે વૈષ્ણવ જેમણે ઇંટ પર અક્ષર લખ્યા તેમની વાર્તા

( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૦૦ મી. )

બન્ને વૈષ્ણવ જુદા જુદા ગામમાં રહેતા હતા. એકનું નામ વલ્લભદાસ હતું અને બીજાનું નામ બલદેવદાસ હતું. આ બન્ને રસ્તામાં એક વાવડી ઉપર મળ્યા, અને ભગવદ વારતા કરવા લાગ્યા. ત્યારે બળદેવદાસે પૂછ્યું, શ્રી ઠાકુરજી મોર-પીંછનો મુગટ ધરે છે તેનું કારણ શું? બીજા જનાવરની પાંખ કેમ ધરતા નથી. અનેક પ્રકારના પક્ષીઓની ઘણી સુંદર પાંખ છે. આ સાંભળી વલ્લભદાસ બોલ્યા, શ્રી ઠાકુરજીનું સ્વરૂપ આનંદરૂપ છે. વિષયી જીવોને દુર્લભ છે અને વિષય રહિત જેમને સ્નેહ છે તેમને વશ છે. જેમ મોર વિષયરહિત છે, જે દૃષ્ટિ દ્વારા રસદાન કરે છે. શ્રી ઠાકુરજી પોતાના દાસને એવી સૂચના કરે છે કે જેમ મોર વિષયરહિત છે અને દૃષ્ટિ દ્વારા રસદાન કરે છે, જ્યારે તે નૃત્ય કરે છે ત્યારે તે પોતાના સર્વ શરીરને જુએ છે અને ઘણો પ્રસન્ન થાય છે. પરંતુ જ્યારે તે તેના પગ જુએ છે ને તે કાળા હોય છે, તેથી શ્યામતારૂપી પોતાનો દોષ જોઇને તે રુદન કરે છે, આટલો મારામાં દોષ ન હોય તો સારું. આ વખતે મોરના નેત્રમાંથી જળ પડે છે તે મોરની સ્ત્રી (ઢેલ) મુખમાં ઝીલી લે છે તેથી તેને આનંદ થાય છે, અને કામ નિવૃત્ત થાય છે. દૃષ્ટિ દ્વારા તેનો સર્વ મનોરથ પૂર્ણ થઈ જાય છે અને ગર્ભ સ્થિતિ રહે છે. એવો જે મોર શ્રી ઠાકુરજીને બહુ પ્રિય છે. જેમ મોર દૃષ્ટિ દ્વારા કામ નિવૃત્ત કરે છે તેમ શ્રી ઠાકુરજી સર્વ જીવનો દૃષ્ટિ દ્વારા કામ નિવૃત્ત કરે છે. જેના વિષયી જીવ છે તે

શ્રી ઠાકુરજીને બહુ પ્રિય છે અને તેથી પોતે મોરપીંછ શ્રી મસ્તક પર ધરે છે. ત્યારે બળદેવદાસે કહ્યું, કાછની કેમ ધરે છે. ત્યારે વલ્લભદાસે કહ્યુ, કાછનીનો ઘેર થાય. જ્યારે બધા પીંછ એકઠા કરે ત્યારે ઘેર થાય તેમ અનેક ભક્તાને એકઠા કરી એક કાલાવચ્છિન્ન સર્વના મનોરથ દૃષ્ટિ દ્વારા પૂર્ણ થાય છે. આ સૂચનાને માટે શ્રી ઠાકુરજી મુગટકાછનીનો શૃંગાર ધરે છે. આ સાંભળી બળદેવદાસ ઘણા પ્રસન્ન થયા, અને એક ઇંટ પર લખ્યું કે બે ઘડી જીવ્યા. આ ઇંટ જ્યાં હતી ત્યાં રાજા ફરતો ફરતો આવ્યો. તેણે ઇંટ પર આવા અક્ષર જોયા તેથી તેને સંદેહ થયો. રાજાએ વિચાર કર્યો, લખવાવાળો એમ લખે છે કે બે ઘડી જીવ્યા ત્યારે તે ક્યારે જન્મ્યો હશે ? ક્યારે ભણ્યો હશે અને ક્યારે આ વાવ પર આવ્યો હશે ? અને ક્યારે આ લખ્યું હશે ? બે ઘડીમાં તેણે આટલું કામ કેવી રીતે કર્યું હશે ? રાજાને બહુ સંદેહ પડયો. રાજા તે ઇંટ પોતાને ઘેર લઈ ગયો. જે કોઇ આવે તેને પૂછે, આ લખવાવાળો મનુષ્ય બે ઘડી જીવતો રહ્યો તો ઘડીમાં તેણે કેટલું કામ કર્યું હશે ? રાજાને સંદેહ વધતો ગયો, અને રાજાનું ચિત્ત આ વાતમાંજ ચોંટી ગયું. જે કોઇ આવે તેને પૂછે. એકલામાં ભગવદિચ્છાથી એક વૈષ્ણવ આવ્યા. તેમને રાજાએ પૂછ્યું. ત્યારે તેમણે કહ્યું, રસ્તામાં બે વૈષ્ણવ મળ્યા હશે અને અન્યોઅન્ય ભગવદ્‌વાર્તા કરી હશે ત્યારે તે વૈષ્ણવે ચાલતી વેળા લખ્યું હશે. રાજાનો સંદેહ મટી ગયો અને વૈષ્ણવના સંગથી વૈષ્ણવ થયો. એ બન્ને વૈષ્ણવ શ્રી ગુસાંઇ-જીના એવા કૃપાપાત્ર હતા જેમના અક્ષરથી રાજા વૈષ્ણવ થયો.

(એક રાજાની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૦૧ મી.)

આ રાજાના ગામમાં બે બ્રાહ્મણ રહેતા હતા. એક વૈષ્ણવ હતો અને એક શૈવ હતો. બ્રાહ્મણ રાજાની પાસે બહુ આવતો જતો હતો. રાજાએ તેને કહ્યું, મારે પુત્ર થાય એવો ઉપાય કરો. તેણે બહુ ઉપાય કર્યા પરંતુ વીસ વર્ષ સુધી પુત્ર ન થયો. એક દિવસ રાજાએ વૈષ્ણવ બ્રાહ્મણને કહ્યું, મારે પુત્ર થાય તો ઠીક. ત્યારે વૈષ્ણવ પંડિતે કહ્યું, પુત્ર એક શું પણ ચાર થશે પરંતુ તમે વૈષ્ણવ થાઓ તો. રાજાએ કહ્યું, હું વૈષ્ણવ થઈશ. એક વર્ષની અંદર રાજાની ચાર રાણીને ચાર પુત્ર થયા. રાજાએ વૈષ્ણવ બ્રાહ્મણને કહ્યું, મને વૈષ્ણવ કરો. બ્રાહ્મણે કહ્યું, વૈષ્ણવ તો શ્રી ગુસાંઇજી કરશે, તમે શ્રી ગોકુળ ચાલો. બન્ને જણા શ્રી ગોકુળ ગયા. શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયા. રાજા શ્રી ગુસાંઇજીનો સેવક થયો, અને શ્રી ગોકુળમાં રહી પુષ્ટિ-માર્ગની રીત શીખ્યો, શૈવ બ્રાહ્મણ પણ વૈષ્ણવ થયો. જેવી રાજાની પુત્રમાં આસક્તિ હતી તેવી શ્રી ઠાકુરજી વિષે થઇ. સકામ બુદ્ધિ હતી તે મટી ગઈ અને નિષ્કામ બુદ્ધિ થઇ. અંતઃકરણથી સર્વ કામના ત્યજી દીધી અને ભગવત્સેવા પધરાવી પોતાને દેશ આવ્યો. ઘરમાં ભગવત્સેવા કરવા લાગ્યો. થોડા દિવસ પછી શ્રી ગુસાંઇજીને પોતાને દેશ પધરાવ્યા અને સર્વ કુટુંબને અને ગામના લોકને વૈષ્ણવ કર્યા. એ રાજા બ્રાહ્મણના સંગથી એવો વૈષ્ણવ થયો.

( મદનગોપાલદાસ કાયસ્થની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૨૦૨ મી.)

મદનગોપાલદાસ મહાવનમાં રહેતા હતા. નિત્ય સવારે આવી શ્રી ગુસાંઇજીનાં દર્શન કરતા. શ્રી ઠાકુરજી મદન-ગોપાલની સાથે હસતા, બોલતા, વાતો કરતા અને જે જોઇએ તે માગી લેતા. એક દિવસ તેમના પુત્રને ઘણો તાવ આવ્યો તેથી તેમની સ્ત્રીએ છાનામાના એક યોગીનો દોરો કરાવીને પુત્રને બાંધ્યો. આથી તેમના શ્રી ઠાકુરજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું, મદનગોપાલદાસને અન્યાશ્રય થયો છે જેથી હું તેમની સાથે બોલીશ નહિં. શ્રી ગુસાંઇજીએ શ્રી ઠાકુરજીને વિનતિ કરી, થોડા દિવસ દંડ દેવો પરંતુ એકદમ ત્યાગ કરવો નહિં જોઇએ. આથી શ્રી ઠાકુરજી ચુપ કરી રહ્યા. મદનગોપાલદાસે ઉત્થાપન કર્યાં ત્યારે જુએ તો શ્રી ઠાકુરજી ઉદાસ બિરાજે છે. મદનગોપાલદાસે ભોગ ધર્યાં ત્યારે શ્રી ઠાકુરજીએ લાત મારી થાળ ફેંકી દીધો. મદનગોપાલદાસ આથી રોવા લાગ્યા અને પ્રાણુપતિ કરવા લાગ્યા તોપણુ શ્રી ઠાકુરજી માને નહિ. મદન-ગોપાલદાસ શ્રી ગુસાંઇજીની પાસે આવ્યા અને નેત્રમાંથી જળ વહેવા લાગ્યું. ગદગદ કંઠ થઇ ગયા અને ધ્રુજવા લાગ્યા અને શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તમારી સ્ત્રીએ અન્યાશ્રય કર્યો છે જેથી શ્રી ઠાકુરજી અપ્રસન્ન છે. આ વાત સાંભળી મદનગોપાલદાસ ઘેર આવ્યા અને તેજ ક્ષણે સ્ત્રીને જુદા ઘરમાં રાખી. શ્રી ઠાકુરજીની સર્વ ટહેલ પોતાને હાથે કરવા લાગ્યા. શ્રી ગુસાંઇજીના શ્રીમુખથી વચના-

મૃત સાંભળ્યા કે અન્યાશ્રય ઘણા જ બાધક છે. વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં લખ્યું છે કે

श्लोक—अन्यस्यभजनंतत्रस्वतोगमनमेवच । प्रार्थनाकार्यमात्रेपिततोऽन्यत्रविवर्जयेत् ॥

અર્થ—અન્ય દેવનું ભજન, અન્ય દેવનું સ્થાનપર સ્વત: નમન ઉદ્દેશ કરીને જવું અને કાર્ય માત્રમાં અન્ય દેવની પ્રાર્થના કરવી એ ત્રણ વાત વર્જિત છે. અન્ય સંબંધી ગંધ પણ નહિ જોઈએ વાક્ય. अन्यसंबंधगंधोपिकनरामेवबाध्यते આ પ્રમાણે ગ્રંન્થમાં અનેક વાક્ય છે. આ સાંભળી મદનગોપાલદાસે બીજો વિવાહ કર્યો અને સ્ત્રીને તજી દીધી. શ્રી ઠાકુરજી પ્રસન્ન થઈ બોલવા લાગ્યા, એ મદનગોપાલદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા જેમણે અન્યાશ્રય માટે સ્ત્રીનો ત્યાગ કર્યો.

### ક્ષત્રી વૈષ્ણવ ગુજરાતનાવાસીની વાર્તા.
### ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૨૦૩ મી. )

આ ક્ષત્રી વૈષ્ણવ ચાચાજીની સાથે ગુજરાત જતા હતા. જ્યારે આ વૈષ્ણવ ભગવદ્દવાર્તા કરતા ત્યારે ભગવદ્દરસમાં મગ્ન થઈ જતા. તેમની રહસ્ય વાર્તા શ્રી ગોવર્ધનનાથજી સાંભળતા. એ ક્ષત્રી વૈષ્ણવ રસ્તો ભૂલી ગયો અને ચાચાજીથી જુદો પડી ગયો. ત્યાં એક વૈષ્ણવ રહેતો હતો તે આ ક્ષત્રી વૈષ્ણવને પોતાને ઘેર લઈ ગયો. અહીં ભગવદ્દવાર્તા કરવા બેઠો તેમાં તે રસાવેશ થઈ ગયા. શ્રી ગોવર્ધનનાથજી તેમની વાર્તા ઊભા ઊભા સાંભળ્યા કરતા હતા, ચાચાજી શોધતા તેમને મળ્યા તો તે ભગવદ્દરસમાં છકેલા હતા. આખી રાત વીતી ગઈ હતી. શ્રી ગોવર્ધનનાથજીને ઉજાગરો થયો હતો તોપણ કંઈ

દેહાનુસંધાન રહ્યું નહોતું. મુખથી ભગવદ્દવાર્તા જ કર્યા કરતા. ચાચાજી તેમની પાસે જઈને ઊભા રહ્યા તોપણ તેમને કંઈ ખબર પડી નહિ. જ્યારે ચાચાજીએ તેમનો હાથ પકડી ઊઠાડ્યા ત્યારે દેહાનુસંધાન આવ્યું. ચાચાજીએ કહ્યું, તમે તો ભગવદ્‌-રસમાં મગ્ન થઈ રહ્યા છો અને શ્રી ગોવર્ધનનાથજી આખી રાત ઊભા છે. પ્રભુને શ્રમ પડે છે જેથી સંભાળીને કરો. આટલું કહી ચાચાજી તેમને લઈ ગયા. એ ક્ષત્રી વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા જેમની વાણી સાંભળવાને શ્રી ગોવર્ધનનાથજી પોતે પધારતા જેથી તેમના ભાગ્યની બડાઈ શી કરીએ ?

(કૃષ્ણસ્વામી મથુરામાં રહેતા તેમની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૦૪ મી.)

કૃષ્ણસ્વામી શ્રી ગોકુળ આવ્યા. શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. કૃષ્ણસ્વામી શ્રી ગુસાંઇજીના સેવક થયા. એક માસ શ્રી ગોકુળચંદ્રમાજીનું સ્વરૂપ પધરાવી મથુરામાં આવી ભગવત્સેવા કરવા લાગ્યા. એક દિવસ શ્રી ગુસાંઇજી મથુરા પધાર્યા ત્યારે કૃષ્ણસ્વામીએ શ્રી ગુસાંઇજીને પૂછ્યું, શ્રી ગોકુળચંદ્રમાજીનો દક્ષિણ ચરણારવિંદ ટેડો કેમ છે ? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, શ્રી ઠાકુરજીના વામ ચરણારવિંદમાં પુષ્ટિરસ છે અને દક્ષિણ ચરણારવિંદમાં મર્યાદા છે. શ્રી ઠાકુરજી મર્યાદાને ઉલંઘી પુષ્ટિને આશ્રય દે છે અને વામચરણારવિંદથી પુષ્ટીને સ્થાપન કરે છે. કૃષ્ણદાસ સ્વામીએ પૂછ્યું, કટી અને ગ્રીવા કેમ નમે છે ? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, રસભર્યું પાત્ર ખાલીમાં

ઠલવે તો ભર્યું પાત્ર નમે, આ સાંભળી કૃષ્ણસ્વામી બહુ પ્રસન્ન થયા, અને શ્રી ગોકુળચંદ્રમાજીની સેવા ઘણી રીતે કરવા લાગ્યા. મથુરાજીમાં જે વૈષ્ણવ આવે તેને ઘણો આદર સત્કાર આપતા. ભગવદ્રસમાં છકયા રહેતા. સંસારની કંઈ અપેક્ષા રાખતા નહિ. એક દિવસ ચાચા હરિવંશજી કૃષ્ણસ્વામીને મળ્યા, ત્યારે તેમને પૂછ્યું, મુરલીના સપ્તરંધ્રનું સ્વરૂપ શું ?ચાચાજીએ કહ્યું, છ ધર્મ, ઐશ્વર્ય, વીર્ય યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય અને સાતમાં ધર્મી. સાત પ્રકારનું ભગવત્સ્વરૂપ પુરુષાકાર સુધા વેણુથી પ્રગટ થાય છે, તેથી સપ્ત-રંધ્ર છે. શ્રી ઠાકુરજીનું સ્વરૂપ શ્રી મહાપ્રભુજી અને વેણુ-સ્થાપન્ન શ્રી ગુસાંઈજી અને સપ્ત રંધ્રરૂપી સાત બાળકનું પ્રાગટ્ય જાણવું. પદ્મદાસજીએ ગાયું છે. પદ. "મધુર વ્રજ દેશ વસ મધુર કિનો ॥ મધુર વલ્લભ નામ મધુર ગોકુળ ગામ મધુર વિઠલ ભજન દાન દિનો ॥ ૧ ॥ મધુર ગિરિધરન આદિ સપ્ત તનુ વેણનાદ સપ્ત રંધ્રન મધુરરૂપ લિનો ॥ મધુર ફલ ફલિત અતિ લલિત પદ્મનાભ પ્રભુ મધુર ગાવત સરસ રંગ લીનો ॥ ૨ ॥ આ પ્રમાણે વેણુનું સ્વરૂપ ચાચાજીએ કહ્યું તે સાંભળી કૃષ્ણસ્વામી બહુ પ્રસન્ન થયા, અને શ્રી ગોકુલ-ચંદ્રમાજીમાં બહુ આસક્તિવાન થયા. દિવસે દિવસે તેમની પ્રીતિ વધવા લાગી. એ કૃષ્ણસ્વામી શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( ઈશ્વરદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૦૫ મી. )

એ ભગવન્નામ ખૂબ લેતા, ભગવત્સેવા અષ્ટ પ્રહર

કરતા. એક દિવસ રસ્તે જતાં અજાણે સર્પના માથે પગ આવ્યો તેથી સર્પ મરી ગયો. આથી સર્પણી વૈષ્ણવની પાછળ લાગી, જયારે તેનો પ્રાણ લઈશ ત્યારે છોડીશ. આ વૈષ્ણવ ભગવન્નામ લેતો. જયાંસુધી તે જીવ્યો ત્યાંસુધી તેણે ભગવન્નામ છોડયું નહિ. સર્પણી મરણ સુધી તેની પાછળ ફર્યા કરી પરંતુ કોઇ દિવસ તેણે ભગવન્નામ વિના જોયો નહિ. આ વૈષ્ણવ એવો કૃપાપાત્ર હતો કે જન્મપર્યંત તેણે ભગવન્નામ છોડયું નહિ. મરણ સુધી સર્પણીના દાવમાં આવ્યો નહિ. સર્પણી મૃત્યુવશ થઈ તોપણ તે વૈષ્ણવને સ્પર્શ કરી શકી નહિ. શ્રી ગુસાંઇજીની કૃપાથી એ વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા.

(આજણા કણબી શ્યામદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) - (વાર્તા ૨૦૬ મી.)

શ્યામદાસ ગુજરાતમાં રહેતા હતા. શ્રી ગુસાંઇજી દ્વારકા પધાર્યા ત્યારે શ્યામદાસ તેમના સેવક થયા. ઘણા દિવસ પછી શ્યામદાસ શ્રી ગોકુલ આવ્યા, અને શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. શ્યામદાસ શ્રી ગુસાંઇજીની સાથે ગોપાલપુર ગયા ત્યાં શ્યામદાસનું મન ઘણું લાગ્યું તેથી તેમણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે જન્મપર્યંત હું અહીં રહીશ. આપ મને કંઈ સેવા બતાવો. શ્રી ગુસાંઇજીએ તેમને ફૂલઘરની સેવા સોંપી. શ્યામદાસે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મહારાજ, આપ મને ફૂલનું સ્વરૂપ સમજાવો તો બહુ સારું. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, વ્રજભક્ત જે ગોપીજન તેમનું ચિત્ત તે પુષ્પ થઇ શ્રી ઠાકુરજીના શ્રીઅંગને સ્પર્શ કરે છે, આ સાંભળી શ્યામદાસ બહુ પ્રસન્ન થયા. ફૂલને વ્રજભક્તનું ચિત્ત જાણી

પગ ન અડાડતા અને ધોયા વિના હાથ ન લગાડતા, અને કુમળાઇ ન જાય એવો પ્રયત્ન રાખતા. એક દિવસ શ્યામદાસે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મહારાજ ફૂલનું એવું સ્વરૂપ છે છતાં તેને સોયમાં કેમ પરોવાય છે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, સોય તે સૂચી છે. વ્રજભક્તના ચિત્તમાં ભગવત્સંબંધીની સૂચના કરે છે. જે સૂચનાથી તેમનું ચિત્ત બહુ પ્રસન્ન થાય છે. તેઓ એમ જાણે છે, હવે ભગવત્સંબંધ અમને જલદી થશે. પ્રભુ હવે તુર્ત અંગીકાર કરશે. આ સાંભળી શ્યામદાસનો સંદેહ મટી ગયો. એક દિવસ શ્યામદાસે વ્રજભક્તોનાં ટોળે ટોળાં ફૂલઘરમાં જોયા. તેમને તેમણે પૂછ્યું, હું તમને ઓળખતો નથી. વ્રજભક્તોએ આજ્ઞા કરી, તમે જે પુરુષોની માલા જે અંગીકાર કરાવો છો તે અમારું સ્વરૂપ છે? અમે તમારા પર પ્રસન્ન થઇને તમને દર્શન દઇએ છીએ. તમે કંઈ માગો. શ્યામદાસે વિનતિ કરી કે મારું ચિત્ત કોઈ દિવસ સેવા છોડીને કંઈ ન જાય. વ્રજભક્તોએ "અસ્તુ" કહ્યું એ પ્રમાણે થશે. શ્યામદાસે એ વાત શ્રી ગુસાંઇજીને કહી ત્યારે પોતે આજ્ઞા કરી, જેનો છેલ્લો જન્મ હોય તેનાથી શ્રી ઠાકુરજી કંઇ અંતરાય રાખતા નથી, એવા જીવને માટે આ માર્ગ પ્રગટ કર્યો છે. આ સાંભળી શ્યામદાસ બહુ રાજી થયા. શ્યામદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા,

(વેણીદાસ છીપાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૦૭ મી.)

વેણીદાસ ગુજરાતમાં રહેતા હતા, જ્યારે શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે વેણીદાસને શ્રી ગુસાંઈજીના સાક્ષાત

પૂર્ણ પુરુષોત્તમના દર્શન થયા તેથી તે શ્રી ગુસાંઇજીના સેવક થયા. અને વિનતિ કરી શ્રી ઠાકુરજી પધરાવ્યા. અને સેવા કરવા લાગ્યા. થોડા દિવસ પછી તેમણે એક હજાર રૂપિયાનો પરકાલો લીધો. વેણીદાસ વાંસની લાકડીમાં ભરી શ્રી ગુસાંઇજી પાસે શ્રી ગોકુળ ગયા અને શ્રી નવનિતપ્રિયાજીનાં દર્શન કર્યાં અને તન્મય થઇ ગયા. દેહાનુસંધાન ભૂલી ગયા તેથી મંદિરમાં મુર્છા ખાઇને પડયા. શ્રી ગુસાંઇજીએ વેણીદાસને ચરણસ્પર્શ કરાવ્યા અને ચરણોદક આપ્યું. આથી વેણીદાસ ચેત થયા અને શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મહારાજ આવા આનંદમાંથી શા માટે મને બહાર કાઢયો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, હજુ તમારે કાર્ય ઘણું કરવાનું છે. વેણીદાસ વ્રજયાત્રા કરી શ્રી ગુસાંઈજીથી વિદાય થવા આવ્યા ત્યારે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મારા ઘરમાં શ્રી ઠાકુરજી બિરાજે છે, તે મને શ્રીનાથજીના સ્વરૂપે દર્શન દે એવી કૃપા કરો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, શ્રી ઠાકુરજી જે પુષ્ટીમાર્ગીય જીવ છે તેમના સર્વ મનોરથ પૂર્ણ કરે છે તો તમારો મનોરથ પણ પૂર્ણ કરશે. વેણીદાસ વિદાય થઈ ગુજરાત આવ્યા અને ઘરમાં શ્રી ઠાકુરજીની સેવા કરવા લાગ્યા વેણીદાસના શ્રી ઠાકુરજી તેમના મનોરથ પ્રમાણે દર્શન દેવા લાગ્યા. જેવા મનોરથ કરતા તેવા દર્શન દેતા. વેણીદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( સાચોરા બ્રાહ્મણની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૨૦૮ મી. )

આ પુરુષોત્તમદાસ ગુજરાતમાં રહેતા, એક સમય શ્રી

ગોકુળ ગયાં અને શ્રી ગુસાંઈજીના સેવક થયા. તેમને શ્રી ગુ-સાંઈજીની કૃપાથી ગ્રંથનું જ્ઞાન થયું. પુરુષોતમદાસ વ્રજયાત્રા કરવા ગયા. કદમખંડીમાં રસોઈ કરી. દાળ બાટી કરી ભોગ ધર્યો. શ્રીનાથજી પધારીને આરોગ્યા અને પુરુષોતમદાસને આજ્ઞા કરી, તમને દાળ બાટી કરતાં ઘણાં સુંદર આવડે છે. તેથી તમે મારી રસોઇમાં ન્હાઓ. પુરુષોતમદાસે કહ્યું, આ વાત તો શ્રી ગુસાંઈજીને હાથે છે. શ્રીનાથજીએ શ્રી ગુસાંઈ-જીને આજ્ઞા કરી, પુરુષોતમદાસ રસોઇ ઘણી સારી જાણે છે. આથી શ્રી ગુસાંઇજીએ પુરુષોતમદાસને શ્રીનાથજીના ભીતરિયા-પણાની સર્વ સેવા સોંપી. પુરુષોતમદાસ રસોઈ કરતા અને શ્રી-નાથજી તેમને શીખવતા, આ પ્રમાણે રોટલી આ પ્રમાણે બાટી વિગેરે કરો. પુરુષોતમદાસ જન્મપર્યંત શ્રીનાથજીની સેવા છોડી કંઇ ગયા નહિ. અને દ્રવ્યનો સંગ્રહ પણ ન કર્યો. એ પુરુષોતમદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા. મહા પ્રસાદની પાતળ લાવી વૈષ્ણવને પ્રસાદ લેવરાવતા. જેમની શ્રી ગુસાંઈજી શ્રી મુખથી સરાહના કરતા.

(લક્ષ્મીદાસ જોશીની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૦૯ મી.)

લક્ષ્મીદાસ જોશી ગુજરાતમાં રહેતા હતા. શ્રી ગુસાંઇજી પધાર્યા ત્યારે તેમને શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પૂર્ણ પુરુષોતમનાં દર્શન થયાં. આથી તેમણે વિનતિ કરી, મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી નામ નિવેદન કરાવ્યું. એક દિવસ તેમણે શ્રી ગુસાંઈજીને પૂછ્યું, ગુરુનું સુતક લાગે કે નહિ? શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, ગુરુશિષ્યને અરસપરસ

સામાન્ય સુતક છે. પરંતુ ગુરુ તો એક અને શિષ્ય અનેક છે. તેથી જો ગુરુ એવા સુતક પાળે તો જન્મપર્યંત ભગવત્સેવા કરવા ન પામે જેથી સુતકનો વિચાર કરવો. શાસ્ત્રનાં વચન તો અનેક રીતનાં છે પરંતુ વિચારીને માનવા જોઇએ. જેમ છાશ કોઇથી અભડાય નહિ. એવું વચન નીકળશે પરંતુ ક્ષત્રી, વૈશ્ય તથા શુદ્ર તથા અશુદ્ર તેમના વાસણની અથવા તેમના જળની છાશ આપણાથી કેમ લેવાશે ? વળી શાસ્ત્રમાં કહ્યું, જેટલી વસ્તુ ત્રાજવે તોળાય તે સર્વ શુદ્ધ છે પરંતુ એ વચન સત્ય માનીને અગ્રાહ્ય પદાર્થ એ વચનના બળથી ગ્રહણ થતો નથી. એ પ્રમાણે સુતક વિષે પણ ઋષિનાં અનેક પ્રકારના મત છે તે વિચાર વિના કેમ ગણાય ? આ સાંભળી લક્ષ્મીદાસ બોલ્યા, મહારાજ, સંન્યાસ ગ્રહણ કરવો કે નહિ ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, શ્રી મહાપ્રભુજીએ વિરહદશામાં ત્યાગ કર્યો છે; જ્યાંસુધી ભગવદ્દવિરહ ઉત્પન્ન ન થાય ત્યસુધી સંન્યાસ લે તો કળીયુગમાં પશ્ચાત્તાપ થાય. જેથી અત્યંત વિરહ ઉત્પન્ન થયા વિના ગ્રહસ્થપણું ત્યાગ કરવું નહિ. ત્યારે લક્ષ્મીદાસે વિનતિ કરી; મહારાજ મારું ચિત્ત કંઇ ચોટતું નથી. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, તમે ભગવત્સેવા કરો, લક્ષ્મીદાસ શ્રી ગુસાંઇજીની સાથે શ્રી ગોકુળ ગયા. અને શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. શ્રીનાથજીના દર્શન કર્યાં અને તેથી તેમનું મન ભગવત્સેવામાં લાગ્યું. શ્રી ગુસાંઈજી પાસે માર્ગની રીત શીખી અને ભગવત્સેવા પધરાવી ગુજરાતમાં લાવ્યા, ઘેર આવી શ્રી ઠાકુરજીની સેવા કરવા લાગ્યા. અને વૈષ્ણવનો સત્સંગ કરવા

લાગ્યા. લક્ષ્મીદાસ જોષીએ એ રીતે કાળ વ્યતિત કર્યો.

(મહિધરજી અને ફુલબાઈની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧૦ મી.)

મહિધરજી ક્ષત્રી અલિયાણામાં રહેતા હતા. ફુલબાઇ તેમની બહેન હતી, તેઓ નરહર જોષીના યજમાન હતા, અને તેમના સત્સંગથી વૈષ્ણવ થયા હતા. એક દિવસ અલિયાણામાં આગ લાગી ત્યારે નરહર જોષીએ ખેરાળુમાં બેઠા બેઠા ઓલવી હતી. આ વાર્તા જગન્નાથ જોષીની વાતમાં લખી છે. મહિધરજી જ્યારે સરકારના કામદાર થયા ત્યારે શ્રી ગુસાંઇજીને પધરાવી લાવ્યા. ઘણા દિવસ શ્રી ગુસાંઇજી તેમને ઘેર બિરાજ્યા. જ્યારે શ્રી ગુસાંઈજી ભાઈલાલ કોઠારીને ઘેર પધારતા ત્યારે મહિધરજીના ઘેર પધારતા હતા. મહિધરજીનું ચિત્ત શ્રી ગુસાંઇજી સિવાય બીજે કંઇ લાગતું નહોતું. આજ સુધી શ્રી ગુસાંઇજીની બેઠક અલિયાણામાં પ્રસિદ્ધ છે જેને ઘેર શ્રી ગુસાંઈજી આજ દિન સુધી દર્શન દે છે. જે દિવસે મહિધરજીને શ્રી ગુસાંઈજી દર્શન નહિ દેતા તે દિવસે તેમના પેટમાં પીડા થતી. નિત્ય શ્રી ગુસાંઇજી એકાંતમાં પ્રગટ થઈ મહિધરજીને દર્શન દેતા. મહિધરજી એવા કૃપાપાત્ર હતા.

(ભુધરદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧૧ મી.)

એ વૈષ્ણવ બારાડીમાં રહેતા હતા. શ્રી ગુસાંઈજી દ્વારકા પધાર્યા ત્યારે તેમના સેવક થયા અને તેમની સાથે દ્વારકા આવ્યા. શ્રી રણછોડજીનાં દર્શન કર્યાં. થોડા દિવસ રહીને શ્રી ગુસાંઈજી પધાર્યા ત્યારે ભુદરદાસ પણ તેમની સાથે આવ્યા. રસ્તામાં મુકામ કર્યો ત્યાં તેમના મનમાં એમ આવ્યું,

શ્રી ગુસાંઇજી કંઈ માહાત્મ્ય દેખાડે તો સારું, એટલામાં વાદળું ચઢી આવ્યું અને સર્વ ઠેકાણે ઘટા પથરાઇ ગઇ. આ વખતે અડધી રસોઇ થઇ હતી. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તું અહિં વરસીશ નહિ, અમારો મુકામ મૂકીને વરસજે. ત્યારે વરસાદ પડયો. ત્યારે શ્રી ગુસાંઇજીના ડેરાથી સો સો હાથ દૂર પડયો અને એટલો વરસ્યો કે બાર બાર માસનું જળ તળાવમાં ભરાઇ ગયું અને નદીમાં પુર આવ્યું, શ્રી ગુસાંઈજીના મુકામ ઉપર એક છાંટો સરખો પડયો નહિ, ચારે તરફ સર્વ ઠેકાણે જળ ફેલાઈ ગયું. આ માહાત્મ્ય ભુધરદાસે જોયું, તે દિવસથી તેમણે એવું નિયમ લીધું કે જન્મપર્યંત શ્રી ગુસાંઇજીની ટહેલ કરીશ. શ્રી ગુસાંઇજી પછી શ્રી ગોકુળ પધાર્યા અને ભુધરદાસને શ્રીનાથજીની સેવામાં રાખ્યા. થોડા દિવસ પછી શ્રીનાથજી તેમની સામે બોલવા લાગ્યા. એ ભુધરદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(મગનભાઈ ખંભાતમાં રહેતા તેમની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧૨ મી.)

મગનભાઈ વાણિયા વૈષ્ણવ હતા. એક સમય શ્રી ગુસાંઇજી ખંભાત પધાર્યા ત્યારે માધવદાસ દલાલને ઘેર ઉતર્યા હતા. ત્યાં બહુ વૈષ્ણવ આવતા હતા. વૈષ્ણવની ભીડ જોઇને મગનભાઈએ માધવદાસને પૂછયું, શ્રી ગુસાંઈજીના સેવક થવાથી શું વિશેષતા છે? ત્યારે માધવદાસે કહ્યું, તેમના સેવક થવાથી નવો જન્મ થાય. આ દેહે જન્મ બદલાય છે, અને શ્રી ઠાકુરજીની કૃપા થાય છે. વળી આ જીવને શ્રી ઠાકુરજી પોતાનો જાણે છે. આ વાત સાંભળી મગનભાઇ શ્રી ગુસાંઈજીના સેવક

થયા. મગનભાઈની પાસે બહુ દ્રવ્ય હતું. તે નિત્ય શ્રી ગુસાંઇ-જીનાં દર્શન કરવા જતા હતા. મગનભાઈએ લક્ષ રૂપિયા શ્રી ગુસાંઈજીને ભેટ કર્યા. થોડા દિવસ પછી મગનભાઇએ વિચાર કર્યો કે બ્રહ્મ સંબંધ કર્યાથી નવો જન્મ થાય છે તેની હું પરીક્ષા કરું તો સારું. મગનભાઇ વિચાર કરવા લાગ્યા, અમુક બ્રાહ્મણ પાંચ હજાર રૂપિયા મને આપીને તીર્થ કરવા ગયો છે અને તેના ગયા પછી મેં બ્રહ્મ સંબંધ કર્યો છે તેથી તે હવે આવશે ત્યારે તેના રૂપિયા ના કબૂલ કરીશ એટલે પરીક્ષા થશે. આ પ્રમાણે તે બ્રાહ્મણ આવ્યો અને મગનભાઈ પાસે રૂપિયા માગ્યા ત્યારે તેમણે કહ્યું, તું જૂઠું બોલે છે. આ જન્મમાં તો મેં તારી પાસેથી લીધા નથી, બ્રાહ્મણે આથી રાજ્યમાં ફરિયાદ કરી ત્યારે રાજાએ મગનભાઈને કહ્યું, આ જન્મમાં મેં તેના રૂપિયા લીધા નથી. રાજાએ લોઢાની પાંચશેરી મંગાવી અગ્નિમાં તપાવી મગનભાઈના હાથમાં આપી. મગનભાઇએ શ્રી ગુસાઈજીનું ધ્યાન ધરીને કહ્યું, મેં આ જન્મમાં રૂપિયા લીધા હોય તો મારા હાથ બળી જજો. મગન-ભાઈના હાથ બળ્યા નહિ તેથી રાજાએ કહ્યું, નાંખી દો. બ્રાહ્મણે કહ્યું, એ બરોબર નથી. મગનભાઇએ ભોંય નાંખી દીધી અને બ્રાહ્મણે ઉપાડી તો તેના હાથ બંને બળી ગયા. આથી રાજાએ હુકમ કર્યો, આ બ્રાહ્મણને કેદખાનામાં મોકલી આપો અને તેનું ઘર લૂંટી લો, એ બ્રાહ્મણ જૂઠો છે. મગનભાઇએ રાજાને કહ્યું, બ્રાહ્મણનો કંઈ દોષ નથી. તે સાચો

છે તેનું ઘર લૂંટો. મેં પરીક્ષા કરવાને આ કામ કર્યું છે. ત્યારે રાજાએ પૂછયું, શાની પરીક્ષા કરવાને ? મગનભાઈએ સર્વ વાત કહી. આ સાંભળી રાજાની સભા બધી ચકિત થઈ ગઈ અને શ્રી ગુસાંઈજીને પધરાવી રાજા, બ્રાહ્મણ અને બીજા સભાસદ સર્વ શ્રી ગુસાંઈજીના સેવક થયા, અને સર્વ ભગ-વત્સેવા કરવા લાગ્યા. મગનભાઇ પણ શ્રી ઠાકુરજી પધરાવી માર્ગની રીત પ્રમાણે સેવા કરવા લાગ્યા. એ મગનભાઈને શ્રી ગુસાંઈજી ઉપર એવો વિશ્વાસ હતો.

એક બ્રાહ્મણ જેણે મગનભાઈને ઘેર પાંચ હજાર રૂપિઆ મૂક્યા હતા તેની વાર્તા.

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧૩ મી.)

બ્રાહ્મણનું નામ ગોવર્ધન ભટ્ટ હતું. રાજાની કચેરીમાંના હાથ બળી ગયા અને રાજાએ તેના ઉપર દંડનો હુકમ કર્યો અને મગનભાઈએ તેને છોડાવ્યો તે દિવસથી તેણે એવી પ્રતિજ્ઞા લીધી, હું શ્રી ગુસાંઈજીની શરણે જઇશ ત્યારે અન્ન લઈશ. ત્યાંસુધી ફલાહાર કરીશ. આવો આગ્રહ ગોવર્ધન ભટ્ટનો જોઇને મગનભાઈએ અને ગામના રાજાએ શ્રી ગુસાંઈજીના ઉપર પત્ર લખી આપ્યો જે લઈ તે શ્રી ગોકુળ આવ્યો અને શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં અને તેમની પાસે મગનભાઈની સર્વ વાત નિવેદન કરી. આ સાંભળી શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, પુષ્ટિમાર્ગમાં વિશ્વાસ ફળીભૂત થાય છે. પુષ્ટીમાર્ગમાં ભગવાન સ્થિત છે. જીવને લૌકિક ગતિ કરતા નથી. જીવને વિશ્વાસ હોય તો તેનું સર્વ કાર્ય સિદ્ધ થાય છે. શ્રી મહા-પ્રભુજીએ આજ્ઞા કરી છે કે,

श्लोक—भगवानपिपुष्टिस्थोनकरिष्यतिलौकिकींचगतिम् ॥

વિવેક ધર્માશ્રય ગ્રન્થમાં શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે,

श्लोक-अविश्वासोनकर्तव्यः सर्वथावाधकस्तु सः ॥
ब्रह्मास्त्रचातकौभाव्यौ प्राप्तंसेवेतिनिर्ममः ॥१॥

જેથી સર્વથા પુષ્ટીમાર્ગમાં વિશ્વાસ જોઇએ. આ સાંભળી ગોવર્ધન ભટ્ટ બહુ પ્રસન્ન થયા અને શ્રી ગુસાંઈજીના સેવક થયા. શ્રી નવનીતપ્રિયાજીનાં અને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. પછી વ્રજયાત્રા કરી ઘણા દિવસ વ્રજમાં રહ્યા. પછી જ્યારે શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે તેમની સાથે આવ્યા અને શ્રી ગુસાંઇજીને ખંભાત પધરાવી લાવ્યા. રાજાને વૈષ્ણવ કરાવ્યો, એક દિવસ ગોવર્ધન ભટ્ટે શ્રી ગુસાંઇ-જીને વિનતિ કરી, મહારાજ મારી પાસે પંચાયતન પૂજા છે તે હું આપની પાસે લાવ્યો છું. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, ચાર દેવતાનો આયતન છે તેથી તેમની પૂજાનો વખત નથી.

श्लोक-कलौदशसहस्राणिविष्णुस्तिष्ठतिमेदिनी॥
तदर्धजान्हवीतोयंतदर्धसूर्यदेवताः ॥ १ ॥

આથી સર્વ દેવતા પૃથ્વીને ત્યાગ કરી ગયા છે તેમની નિત્ય પૂજાનો વખત નથી, નૈમીત્ય પૂજાનો વખત છે તેથી આવાહન વિસર્જન છે, અને વિષ્ણુ ભૂતળપર સ્થિત છે, તેમની સાક્ષાત પૂજાનો કાળ છે જેથી ભગવત્સેવા કરો. આ સાંભળી ગોવર્ધન ભટ્ટ બહુ પ્રસન્ન થયા અને શ્રી ગુસાંઈજી પાસે શ્રી ઠાકુરજી પધરાવી ભગવત્સેવા કરવા લાગ્યા, અને ઘરના સર્વ મનુષ્યને નામ નિવેદન કરાવ્યું. માર્ગની રીતિ

પ્રમાણે ભગવત્સેવા કરવા લાગ્યા. થોડા દિવસ પછી શ્રી ઠાકુ-રજી અનુભવ જણાવવા લાગ્યા. એ ગોવર્ધન ભટ્ટ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

મોરારી આચાર્ય ખંભાતમાં રહેતા હતા તેમની વાર્તા.

વાર્તા ૨૧૪ મી. (પ્રસંગ ૧ લો.)

મોરારી આચાર્ય કાશી યાત્રા કરવાને ગામના પટેલની સાથે ગયા. રસ્તામાં શ્રી ગોકુળ ગયા. મોરારી આચાર્ય છ શાસ્ત્ર ભણ્યા હતા. શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં ત્યારે તેમને પૂછ્યું, જગત સત્ય છે કે અસત્ય છે? ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું, જગત સત્ય છે પરંતુ સંસાર જે અહંતા મમતા તે અસત્ય છે. ત્યારે મોરારી આચાર્યે કહ્યું, જગત અસત્ય છે તો એક ચાલ્યો જાય છે અને બીજો ઉત્પન્ન થાય છે. પ્રથમના પદાર્થ અદશ્ય થાય છે એનું કારણ શું? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, પ્રભુમાં અનંત શક્તિ છે આવિર-ભાવ તિરોભાવ શક્તિ પણ છે જેથી પ્રગટ હોય તે દેખાય અને તિરોહિત હોય તે ન દેખાય. પરંતુ જગત જો અસત્ય હોય તો બ્રાહ્મણને જમાડવાથી કેમ પુન્ય થાય. અને સત્કર્મ કરવાથી સદ્ગતિ કેમ થાય અને પાપ કરેથી નર્કમાં કેમ જાય? જગત જૂઠું હોય તો કૃતિ પણ જૂઠી જોઈએ જૂઠા પદાર્થનું ફળ પણ જૂઠું જોઈએ. આવા શ્રી ગુસાંઇજીના વચન સાંભળી મોરારી આચાર્ય શ્રી ગુસાંઇજીના સેવક થયા. અને માળા તિલક ધરી પોતાના સંગમાં આવ્યા. મોરારી આચાર્યની સાથે એક પટેલ હતો તે ખંભાતમાં રહેતો હતો તે દ્રવ્ય પાત્ર

હતો પરંતુ શૈવ હતો. તેને આ જોઇ ગુસ્સો આવ્યો અને મોરારી આચાર્યને કહ્યું, તમે આ શું કામ કર્યું ? ત્યારે તેમણે કહ્યું, મેં ઠીક કર્યું છે. મોરારી આચાર્ય પટેલનો સંગ છોડી શ્રી ગોકુળ રહી ગયા અને શ્રી ગુસાંઇજીની પાસે પુષ્ટીમાર્ગના ગ્રન્થ વાંચવા લાગ્યા. વિદ્વન્મંડન સુબોધિનીજી ઇત્યાદી ગ્રન્થ વાંચીને બહુ પ્રસન્ન થયા પછી મોરારી આચાર્યે કાશી જઇ કેટલાક પંડિતો સાથે વિવાદ કરી તેમને જીત્યા પછી મોરારી આચાર્ય શ્રીનાથજીનાં દર્શન કરી શ્રી ગુસાંઇજીથી વિદાય થઇ શ્રી ઠાકુરજીની સેવા પધરાવી ખંભાત આવ્યા. આખો દિવસ ભગવત્સેવા કરતા. અને કોઇની સાથે કંઈ બોલતા નહિ. ગામના પટેલે તેમની આજીવિકા બંધ કરી દીધી અને લોકોને પટેલ કહેવા લાગ્યો, કે જો એકવાર મોરારી આચાર્ય મારી પાસે આવે તો એ કહે તેમ કરું. એક વખત એક વાણીએ મોરારી આચાર્યને કહ્યું, તમે એકવાર પટેલને ઘેર જાઓ. ઘણો આગ્રહ કરી તેમને પટેલને ઘેર લઇ ગયો. આ વખતે પટેલ ઉપર બેઠો હતો. તેને મોરારી આચાર્યના આવવાની ખબર પડી એટલે પટેલે કહ્યું, જો તિલકમુદ્રા ધોઇને આવે તો તેની સાથે વાત કરું. આ વાર્તા મોરારીદાસે સાંભળી એટલે તેમણે સંકલ્પ કર્યો કે પટેલની આપેલી જેટલી વસ્તુ પૃથ્વી ઘર વિગેરે સર્વ ચીજ મારા પ્રભુ લાયક નથી. આટલું કહીને મોરારી આચાર્ય પોતાને ઘેર આવ્યા. શ્રી ઠાકુરજીને ઘરની બહાર પધરાવી બ્રાહ્મણોને ઘર આપી દીધું. અને એક ઝાંપી કરી ગામની બહાર જઇ રહ્યો. એ

મોરારી આચાર્ય એવા ટેકના વૈષ્ણવ હતા. જેમણે અન્યમાર્ગીયની કંઈ પણ વસ્તુ ઘરમાં રાખી નહિ. ગામ પર્યંતતજી દીધું. એ મોરારી આચાર્ય શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(માટવનના એક રજપુતની વાર્તા.) (प्रसंग १ लो) (વાર્તા ૨૧૫ મી.)

આ વૈષ્ણવનું નામ કુંભનદાસ હતું તે એક દિવસ શ્રી ગોવર્ધન આવ્યા અને માનસીગંગામાં ન્હાયા. માનસીગંગાથી ચંદ્ર સરોવરગયા. ત્યાં કુંભનદાસજીએ એક માલી પાસેથી કેરીઓ લીધી હતી જે કેરીઓ પહેલવહેલી આવી હતી. એને દશ રૂપિયા ઠરાવીને લીધી હતી. કુંડપર ધોઇને શ્રીનાથજીને ભોગ ધર્યો. શ્રીનાથજી કુંભનદાસજીના ખોળામાં બેસી આરોગ્યા. પછી ટોપલામાં કેરીઓ મૂકીને માળીની પાસે ટોપલો ઉપડાવ્યો અને કહ્યું, ચાલ તને દશ રૂપિયા આપું. પછી તેમણે વિચાર કર્યો, ઘરમાં તો રૂપિઆ નથી ભેંસ અને પાડી વેચીને આપી દઈશ. પરંતુ હાલમાં તો કોઇના ઉધાર લઇ આને આપી દઉં. આવો વિચાર કરી માળીની સાથે ચાલ્યા, રસ્તામાં એક રજપુત મળ્યો તેણે પૂછ્યું, આ કેરીનું શું લઇશ ત્યારે કુંભનદાસે કહ્યું, દશ રૂપિયામાં મેં ઠરાવેલી છે પરંતુ જો તમારે જોઈતી હોય તો લઈ લો. રજપુતે દશ રૂપિયા આપી કેરીઓ લીધી. કુંભનદાસજીનો મનોરથ પૂર્ણ થયો. રજપુતે કેરી ખાધી તો ખાતામાં જ તેનો સર્વ દોષ નિવૃત થયો. અને શુદ્ધ ચિત્ત થઈ ગયું તેથી કુંભનદાસજીને પૂછ્યું કે આ સંસારમાં ભગવત્પ્રાપ્તિ કેવી રીતે થાય. કુંભનદાસજીએ કહ્યું, શ્રી ગુસાંઇજીની શરણ જાઓ તો ભગવત્પ્રાપ્તિ થશે. આથી રજપુત

ગોપાલપુરમાં આવી શ્રી ગુસાંઇજીનો સેવક થયો. શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં એટલે તેના મનમાં એમ આવ્યું કે શ્રી ગોવર્ધનનાથજીને છોડીને કંઈ જવું નહિ. તેથી તેણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મને કંઈ સેવા બતાવો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તમે હથિયાર બાંધી ઘોડા ઉપર સ્વાર થઈ શ્રીનાથજીની ગાયો સાથે જાઓ. ગાયોમાં સિંહ વાઘ આવે છે તે તેમને મારી નાંખે છે તેથી તેમની રક્ષા કરો. અને અનસખડી મહાપ્રસાદ સાથે લઇ જાઓ. રજપુતે તે પ્રમાણે કર્યું. નિત્ય ગાયોની સાથે જતો. થોડા દિવસ પછી શ્રીનાથજી તેને દર્શન દેવા લાગ્યા. કોઈવાર શ્રીનાથજી તેની સાથે બોલે. કોઇવાર ઘોડાપર સ્વાર થાય. આ પ્રમાણે શ્રીનાથજી તેની સાથે અનેક પ્રકારની ક્રીડા કરવા લાગ્યા, એક દિવસે રજપુતનો પુત્ર તેને બોલાવવા આવ્યો ત્યારે તેણે કહ્યું, તું એમ જાણ કે તારો બાપ મરી ગયો છે અને હું એમ જાણીશ કે મારો પુત્ર જન્મ્યો નથી. આવું કહી પુત્રને પાછો મોકલ્યો પરંતુ શ્રીનાથજીના ચરણારવિંદ છોડી કંઇ ગયો નહિ. કુંભનદાસની કૃપાથી તે રજપુત શ્રી ગુસાંઇજીનો ૯૯ સેવક થયો.

એક વૈષ્ણવ ગુજરાતમાં રહેતો હતો તેની વાર્તા.

( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૧૬ મી. )

એક વખત શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે તે વૈષ્ણવ સેવક થયો હતો, અને શ્રી ઠાકુરજી પધરાવી પુષ્ટીમાર્ગીય પ્રણાલિકા પ્રમાણે સેવા કરવા લાગ્યો. આ વૈષ્ણવને ત્યાં

વૈષ્ણવ આવતા જતા હતા. એક વખત શીતકાળમાં તેને ઘેર બહુ વૈષ્ણવ આવ્યા. તેમને સર્વને તેણે ઓઢવાપાથરવા આપ્યું અને પોતે લંગોટ મારી આખી રાત બેસી રહ્યો. ટાઢને લીધે નિદ્રા આવી નહિ. તેથી તેમણે ભગવન્નામ લીધા કર્યું. શ્રી ઠાકુરજીએ મંદિર બહાર પધારીને કહ્યું, તું ટાઢમાં કેમ બેસી રહ્યો છું તને ટાઢ વાય છે તેથી મને ઊંઘ આવતી નથી, અને હું પણ ટાઢે ધ્રુજું છું. શ્રી ગુસાંઈજીએ વૃત્તચર્યામાં કહ્યું છે કે,

श्लोक—सखिनिर्भरानुरागात्मासोयंन्निखिलगोपिकैकात्यं ॥
तदयंतच्छीतोकल्यासकंपपुलकः स्वयंचासीत् ॥ १ ॥

વૈષ્ણવે હાથ જોડીને કહ્યું, મારે ઘેર આપના જે દાસ પધાર્યા છે તેમને જો ટાઢ લાગી હોત તો પણ આપને ઊંઘ ન આવત. આપના જાગવાનો અને શ્રમનો અપરાધ મારે માથે પડયો તે હું ભોગવીશ. નહિ તો આપના જાગવાનો અપરાધ વૈષ્ણવને પડત જેથી વૈષ્ણવને બદલે મને દુઃખ થાય અને અપરાધ ભોગવું તેની ફિકર નહિ. આ સાંભળી શ્રી ઠાકુરજી હસ્યા અને આજ્ઞા કરી, તારા જેવા વૈષ્ણવનું નામ લીધાથી એ લોકોનો અપરાધ મટી જશે તો તનેજ અપરાધ કેમ લાગશે ? હું તારાપર પ્રસન્ન છું. તું કંઈ વર માગ. ત્યારે વૈષ્ણવે માગ્યું, દિનપ્રતિદિન મારો સ્નેહ વૈષ્ણવ પર વધતો રહે, જેના પ્રતાપથી આજે આપ મારી સાથે બોલ્યા છે. શ્રી ઠાકુર-જીએ આજ્ઞા કરી, એ પ્રમાણે થશે. આ સાંભળી વૈષ્ણવ બહુ પ્રસન્ન થયો અને જલદી ન્હાઈને ઉત્તમ સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકુરજીને ભોગ ધર્યો અને વૈષ્ણવને પ્રસાદ લેવરાવ્યો,

તે દિવસથી શ્રી ઠાકુરજી નિત્ય આ વૈષ્ણવ સાથે બોલે અને જે જોઇએ તે માગી લેતા. આ ગુજરાતી વૈષ્ણવ એવા કૃપાપાત્ર હતા.

(નિષ્કંચન વૈષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૫૭ મી.)

આ નિષ્કંચન વૈષ્ણવ ગુજરાતમાં શ્રી ગુસાંઇજીનો સેવક થયો હતો. તેણે એવો મનોરથ ધાર્યો કે મારી પાસે દ્રવ્ય હોય તો હું વ્રજયાત્રા કરું, અને શ્રીનાથજીને અને સાતે સ્વરૂપને સામગ્રી આરોગાવું અને સર્વ કુંડમાં સ્નાન કરું. આવો મનોરથ ધારીને સર્વ લોકોને વાત કહેતો હતો. તે ગામમાં એક ચુનીલાલ શેઠ હતો, તેની પાસે દ્રવ્ય બહુ હતું. જ્યારે શેઠે આ વાત જાણી ત્યારે નિષ્કંચન વૈષ્ણવને બોલાવ્યો અને કહ્યું, તારા મનોરથ મુજબ હું તને દ્રવ્ય દઉં અને તું મનોરથ કર, પરંતુ પુણ્ય સર્વ મારું. નિષ્કંચન વૈષ્ણવે હા કહી અને દ્રવ્ય લઈ વ્રજમાં જઈ સર્વ મનોરથ કર્યા, અને સર્વ વ્રજયાત્રા કરી. એક વર્ષ ગોપાલપુરમાં રહી શ્રીનાથજીનાં સેવા દર્શન કર્યાં પછી તે નિષ્કંચન વૈષ્ણવ પોતાને ઘેર આવ્યો. ત્યારે લોકોએ કહ્યું, એણે યાત્રા કરી તો શું થયું? પુણ્ય તો ચુનીલાલ શેઠનું છે ત્યારે વૈષ્ણવ બોલ્યો, અમારા પુષ્ટિમાર્ગમાં પુણ્યની જરૂર નથી. અમારે કંઈ ફળની અપેક્ષા નથી. પુણ્ય ભલે શેઠ લઈ જાય, પરંતુ આ દેહે શ્રીજીની ટહેલ કરી અને નેમથી દર્શનનું સુખ લીધું તે સુખ ચુનીલાલ શેઠ કંઇ લઇ શકશે? આ વખતે ચુનીલાલ શેઠ પાસે બેઠો હતો તેણે આ બધું સાંભળ્યું હતું તેથી તેના મનમાં એમ આવ્યું, હું

પણ વૈષ્ણવ થઉં તો સારું. આથી તે નિષ્કંચન વૈષ્ણવને બોલાવી તેની સાથે વ્રજયાત્રા કરવા ગયો અને શ્રી ગોકુળમાં જઇ શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. આથી ચુનીલાલ શેઠે વિનતિ કરી, મહારાજ મને શરણુ લો. કૃપા કરી શ્રી ગુસાંઇજીએ શ્રી નવનિતપ્રિયાજીની સંનિધાન નામ નિવેદન કરાવ્યું. પછી નિષ્કંચન વૈષ્ણવે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મહારાજ, જે કોઈ શુભ કર્મ કરે અને બીજાનું દ્રવ્ય ખરચે તો તેનું પુણ્ય કરવાવાળાને મળે કે ખર્ચ કરવાવાળાને મળે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, પુષ્ટિમાર્ગમાં સકામ કર્મ અનિત્ય ધર્મમાં ગણે છે અને અનિત્ય ધર્મ કરે તો વેદ વિરુદ્ધ બાધક થાય જેથી પુષ્ટિ-માર્ગમાં નિષ્કામ કર્મ કરવું જોઇએ અને ફળની આશા મન-માંએ રાખવી નહિ જોઈએ, જો રાખે તો વેદ વિરુદ્ધ બાધક થાય આ સાંભળી નિષ્કંચન વૈષ્ણવ પ્રસન્ન થયો. અને ચુનીલાલ શેઠ બોલ્યા, મહારાજ! મારા રોમેરોમ કામનાથી ભર્યા છે. આપ કૃપા કરો તો મારું નિષ્કામ અંતઃકરણ થાય જેથી મને આપ કૃપા કરી ઉપાય બતાવો તો મારું કારણ સિદ્ધ થાય. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, તમે શ્રી ઠાકુરજીની સેવા કરો. ત્યારે ચુીનલાલે કહ્યું, મને સેવાની રીતની કંઇપણ ખબર નથી આપ કૃપા કરો તો સમજણ પડે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, કે આ વૈષ્ણવની પાસે 'સર્વ માર્ગનો વિધિ શીખો. ત્યારે ચુીનલાલે વિનતિ કરી, મહારાજ! તે તે નિષ્કંચન છે તેને આપ આજ્ઞા કરો તો જન્મ સુધી તે મારું ઘર છોડીને કયાંય પણ

જાય નહિ. મારા ઘરમાં સર્વ હુકમ તેને સોંપું. શ્રી ગુસાંઈજીએ નિષ્કંચન વૈષ્ણવને ચુનીલાલની પાસે રાખી આપ્યા. અને શ્રી ઠાકુરજી પધરાવી દીધા. બન્ને મળી સેવા કરવા લાગ્યા. અને શ્રી ગુસાંઈજીથી વિદાય થવા લાગ્યા, ત્યારે નિષ્કંચન વૈષ્ણવે કહ્યું, હું તેની પાસે રહીશ. પરંતુ વર્ષમાં એક વખત વ્રજમાં આવું અને શ્રીનાથજીની તથા શ્રીનવનિતપ્રિયાજીની ઝંખા કરું તેમાં મને શેઠ કંઇ પ્રતિબંધ ન કરે એવી આપ તેમને આજ્ઞા કરો. પછી બન્ને વિદાય થઇ ગુજરાતમાં આવ્યા અને હળીમળીને સેવા કરવા લાગ્યા. જન્મપર્યંત ચુનીલાલ શેઠ તે નિષ્કંચન વૈષ્ણવની આજ્ઞામાં રહ્યો એ નિષ્કંચન વૈષ્ણવ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

રસખાન પઠાણ દિલ્હીમાં રહેતા તેમની વાર્તા.

( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૨૧૮ મી. )

દિલ્હીમાં એક શાહુકાર રહેતો હતો. આ શાહુકારને એક સુંદર પુત્ર હતો. આ છોકરામાં રસખાનનું મન લાગ્યું હતું, તેની પાછળ તે ફર્યા કરે અને તેનું એઠું ખાય. આઠે પહોર તેની નોકરી કરે. પગાર કંઈ લે નહિ, દિવસ રાત તેનામાં આસક્ત રહે. આથી બીજા મુસલમાન તેની નિંદા કરતા હતા, પરંતુ રસખાન કંઇ ગણકારતા નહોતા, અષ્ટપ્રહર તે શાહુકારના પુત્રમાં તેમનું મન લાગી રહ્યું હતું. એક દિવસ ચાર વૈષ્ણવ મળી ભગવદ વાર્તા કરતા હતા. તેમાં એવી વાત નીકળી, જેવું રસખાનનું ચિત શાહુકારના પુત્રમાં લાગ્યું છે તેવું પ્રભુમાં લગાડવું જોઈએ. આવામાં રસખાન તે રસ્તેથી નીકળ્યા

અને તેમણે આ વાર્તા સાંભળી. ત્યારે રસખાને કહ્યું, તમે મારી શી વાત કરો છો ? વૈષ્ણવોએ જે વાત કહી હતી તે કહી, ત્યારે રસખાન બોલ્યા, પ્રભુનું સ્વરૂપ જોઉં તો મન લગાડું. વૈષ્ણવોએ શ્રીનાથજીનું ચિત્ર દેખાડયું. રસખાને જોતામાં જ ચિત્ર લઈ લીધું અને મનમાં એવો સંકલ્પ કર્યો, જ્યારે આવું સ્વરૂપ જોઉં ત્યારે અન્ન ખાઉં. પછી ઘોડાપર બેસીને એક રાતમાં વૃંદાવન આવ્યા અને આખો દિવસ વેષ બદલીને સર્વ મંદિરમાં ફર્યા. સર્વ મંદિરમાં દર્શન કર્યાં પરંતુ તેવાં દર્શન થયાં નહિ. પછી ત્યાંથી ગોપાલપુર આવ્યા. અને વેષ બદલી શ્રીનાથજીનાં દર્શન કરવા ગયા. ભગવદિચ્છાથી સિંધપોરિયાએ તેમનાં ચિહ્ન મુસલમાનનાં જોયાં તેથી તેમને ધક્કા મારી કાઢી મૂકયા. તે જઈને ગોવિંદકુંડપર પડી રહ્યા. ત્રણ દિવસ સુધી પડી રહ્યા. ખાવા પીવાની કંઈ અપેક્ષા રાખી નહિ. શ્રીનાથજીએ જાણ્યું, જીવ દૈવી અને શુદ્ધ છે તેથી તેમણે તેમને દર્શન દીધાં. તે ઉઠી શ્રીનાથજીને પકડવા દોડયો. એટલે શ્રીનાથજી નાસી ગયા. શ્રીનાથજીએ શ્રી ગુસાંઈજીને કહ્યું, આ જીવ દૈવી છે અને મ્લેચ્છ યોનીને પામ્યો છે તેથી તેનાપર કૃપા કરો અને શરણ લો જ્યાં-સુધી તમારો સંબંધ જીવને નહિ થાય ત્યાંસુધી હું તે જીવને સ્પર્શ નહિ કરું, તેમ તેની સાથે બોલીશ પણ નહિ. વળી તેના હાથનું ખાઈશ પણ નહિ. જેથી આપ એનો અંગીકાર કરો. શ્રીનાથજીનાં આવાં વચન સાંભળી શ્રી ગુસાંઇજી ગોવિંદ-કુંડપર પધાર્યા. અને તેને નામ સાંભળાવ્યું. સાક્ષાત શ્રીનાથ-

જીનાં દર્શન તેમને શ્રી ગુસાંઈજીના સ્વરૂપમાં થયાં. શ્રી ગુસાંઈજી તેમને સાથે લઇ પધાર્યા અને ઉત્થાપનનાં દર્શન કરાવી મહાપ્રસાદ લેવરાવ્યો. રસખાનજી શ્રીનાથજીનાં સ્વરૂપમાં આસક્ત થયા. રસખાને અનેક પ્રકારનાં કીર્તન, કવિત અને દોહા બનાવ્યા. જે લીલાનાં તેમને દર્શન થતાં તે લીલાનાં તે વર્ણન કરતા. એ રસખાન શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેમનું ચિત્ત ચિત્રના દર્શન કરતાં જ સંસારમાંથી ખેંચાઈ શ્રીનાથજીમાં લાગ્યું તેના ભાગ્યનું શું કહીએ ?

(એક રજપુતની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧૯ મી.)

એક સમય શ્રી ગુસાંઈજી ગુજરાત પધારતા હતા ત્યારે મારવાડમાં એક ગામમાં મુકામ કર્યો. ત્યાં એક રજપુત તે દેશના રાજાની તરફથી હાંસલ ઉઘરાવતો હતો, શ્રી ગુસાંઇજીનો મુકામ જોઇ તે ત્યાં આવ્યો, અને શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત્ પૂર્ણ પુરુષોતમનાં દર્શન થયાં. તેથી તેને સાષ્ટાંગ દંડવત કર્યાં અને શ્રી ગુસાંઈજીનો સેવક થયો. અહીંથી તેનું ગામ દસ ગાઉ દૂર હતું ત્યાં વિનતિ કરી શ્રી ગુસાંઇજીને પધરાવ્યા અને ઘરના સર્વને સેવક કરાવ્યાં. અને વિનતિ કરી, મહારાજ મારું મન બહુ દુષ્ટ છે તો આપ કૃપા કરો તો મારું મન પવિત્ર થાય અને પુષ્ટિમાર્ગમાં લાગે. શ્રી ગુસાંઈજીએ રજપુતને શ્રી ઠાકુરજી પધરાવી દીધા અને માર્ગની રીત શીખવી. રજપુત સેવા કરવા લાગ્યો. એક દિવસ આ રજપુતે જુવાર શેકી શ્રી ઠાકુરજીને ભોગ ધરી. શ્રી ઠાકુરજી પ્રસન્ન થઇને આરોગ્યા. શ્રીનાથજીએ શ્રી ગુસાંઈજીને આજ્ઞા

કરી, તમારા સેવક રજપુતે જુવાર ધરી છે તે બહુ સુંદર છે અને હું પ્રસન્ન થઈ આરોગ્યો છું. આ વાત સાંભળી શ્રી ગુસાંઈજી રજપુત પર બહુ પ્રસન્ન થયા અને ચાચાહરિવંશજીને બોલાવીને તે રજપુતને ગામ મોકલ્યા, અને આજ્ઞા કરી, જોઇ આવો. ચાચાજી કેટલેક દિવસે પહોંચ્યા. રજપુતે ચાચાજીને શ્રી ગુસાંઇજીના નિજ સેવક જાણીને બહુ આદરસત્કાર કર્યો અને ગદ્દગદ કંઠ થઈ ગયો અને કહેવા લાગ્યો, મારું મહા ભાગ્ય કે તમારા જેવા ભગવદ્દીએ મારું ઘર પવિત્ર કર્યું. આવું કહીને ચાચાજીને ઉતરવાનું સ્થળ દીધું. પછી ચાચાજીએ કહ્યું, શ્રી ઠાકુરજીને શો સમય છે ? ત્યારે રજપૂતે કહ્યું, મારા જેવા જીવને સમય પૂછવાની અપેક્ષા હોય છે પરંતુ આપ જેવા ભગદિય તો શ્રી ઠાકુરજીનું સ્વરૂપ છો અને મારા જેવાને જુદા જુદા દેખાઓ છો જેથી આપ ભીતર પધારો. ચાચાજીએ ભીતર જઈ ડેરો ખોલ્યો તે વખતે રાજભોગ આવ્યા હતા. ચાચાજી જઇને જુએ છે તો શ્રી ઠાકુરજી આરોગે છે, અને ચોકી સિંહાસનથી બહુ દૂર હતી તેથી શ્રી ઠાકુરજી બહુ નમી નમીને લે છે. આથી ચાચાજીએ રજપૂતને કહ્યું, ચોકી સિંહાસનની પાસે મૂકો. રજપુતે કપડાં પહેર્યા હતાં અને ચોકી ખસેડી તો શ્રી ઠાકુરજી સ્નેહથી આરોગવા લાગ્યા. ચાચાજી ટેરો દઇ બહાર આવ્યા અને રસોઇ કરી ભોગ ધરી મહાપ્રસાદ લીધો. થોડા દિવસ રહીને ચાચાજી શ્રી ગોકુળ આવ્યા, અને શ્રી ગુસાંઇજીને સર્વ સમાચાર કહ્યા અને કહ્યું, ત્યાં મેં મહાપ્રસાદ લીધો નહિ. શ્રી ગુસાંઇજીએ પૂછયું, કેમ નહિ

લીધો ત્યારે ચાચાજીએ કહ્યુ, અનાચાર બહુ હતો. શ્રી ગુસાં-ઇજીએ આજ્ઞા કરી, સ્નેહમાં આચારનું કામ નથી. જેના અંતરમાં ભગવત્સ્નેહ છાઇ ગયો છે તેમને આચારવિચાર રહેતો નથી. આ સાંભળી ચાચાહરિવંશજી બહુ પ્રસન્ન થયા અને વિનંતિ કરી, આપની કૃપાથી એવા મહાપુરુષનાં મને દર્શન થયાં. મેં તેમનું સ્વરૂપ જાણ્યું નહિ. એ રજપુત શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(શૈવના પુત્રની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૨૦ મી.)

એક ક્ષત્રી શ્રી મહાપ્રભુજીનો સેવક હતો અને શ્રીનવ-નિતપ્રિયાજીનાં જળધરાની સેવા કરતો હતો. શ્રીનવનિતપ્રિ-યાજી તેને અનુભવ જણાવતા હતા. કોઈ દિવસ તેનો અપ-રાધ થયો અને તેનો દેહ છુટયો ત્યારે તેણે શૈવ બ્રાહ્મણને ઘેર જન્મ લીધો. પરંતુ કંઇ બોલે નહિ. રડે નહિ અને ચુપાચુપ પડયો રહે. જ્યારે દૂધ પાય ત્યારે પીએ. બાર મહિના આ પ્રમાણે વીતી ગયા, જ્યારે તેની જન્મગાંઠ આવી ત્યારે જ્ઞાતિભોજન કરાવ્યું તે વખતે તે " શ્રી વલ્લભાચાર્યજી " એટલા અક્ષર બોલ્યો. બીજે વર્ષ પછી તેની જન્મગાંઠ આવી ત્યારે તે ' શ્રી વલ્લભ, શ્રી વિઠ્ઠલ ' એ બે નામ બોલ્યો, ત્રીજે વર્ષે ત્રણ, ચોથે વર્ષે ચાર અને પાંચમે વર્ષે પાંચ નામ તેણે લીધાં. ત્યારે તેના પિતાએ પૂછ્યું, નિત્ય તું કેમ બોલતો નથી ? ત્યારે તેણે કહ્યું, મને શ્રી ગોકુળ લઇ જાઓ એટલે હું બોલીશ. તેનો પિતા તેને શ્રી ગોકુળ લઇ ગયો ત્યાં તેણે તેના પિતાને કહ્યું, તમે શ્રી ગુસાંઇજીના સેવક થાઓ અને મને

સેવક કરાવો. તેનો પિતા સેવક થયો અને પુત્રને પણ સેવક કરાવ્યો. શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન કરતાં તેનાં નેત્ર ભરાઇ આવ્યાં તેથી તેમણે તેનો હાથ પકડયો અને લીલામાં તેને લઇ ગયાં. તેનો પિતા વિદ્વાન હતો તેથી તેણે કહ્યું, એનું ધનભાગ્ય કે તેના સંગથી મારે પણ શ્રી ગુસાંઇજીનાં દર્શન થયાં અને હું વૈષ્ણુવ થયો. એ શૈવનો પુત્ર શ્રી ગુસાંઈજીનો એવો કૃપાપાત્ર હતો જેને પૂર્વજન્મની વાત યાદ રહી હતી અને જે સદેહે ભગવદ્દલીલામાં ગયો. )

(ત્રણ વૈષ્ણવની વાર્તા) (प्रसंग १ लो ) (વાર્તા ૨૨૧ મી.)

આ ત્રણ જણાં એક શાહુકારનો પુત્ર જેનું નામ મોહન-દાસ હતું તે, તથા વજીરની પુત્રી જેનું નામ ગોપીબાઇ હતું તે તથા વાણિયો જેનું નામ ન્હાલચંદ હતું તે એક નિશાળે ભણતાં હતાં. એક સમય શ્રી ગુસાંઇજી તે ગામમાં પધાર્યા હતા ત્યારે આ ત્રણે જણાં શ્રી ગુસાંઈજીના સેવકથયાં હતાં. મોહનદાસને અને ગોપીબાઇને સ્નેહ બહુ વધ્યો. ત્રણ જણાં શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યાં. મોહનદાસ નિત્ય ગોપી-બાઇને ઘેર જઇ ભગવદ્દવાર્તા વાંચતા હતા. જે દિવસ મોહનદાસ ન જતાં તે દિવસ ગોપીબાઇ પ્રસાદ લેતી નહિ. એક દિવસ ગામના રાજાના મનુષ્યે મોહનદાસને ગોપીબાઇને ઘેર જતા જોયા, તેથી તેણે રાજાને ખબર આપી. આથી રાજા વેષ બદલીને ફરવા નીકળ્યો. એમ છુપા વેશે બેચાર દિવસ તે બન્નેની ચેષ્ટા જોઇ અને નિશ્ચય કર્યો, તેમનાં સ્નેહમાં કાંઇ વિકાર નથી, પરંતુ લોક ચર્ચા બહુ છે તેથી તે બંધ કરવી જોઇએ. રાજાએ મોહન-

દાસને બોલાવ્યા અને કહ્યું, દરબારમાં ચાલો. તેમને દરબારમાં લઈ ગયો અને કહ્યું, રાત્રે કેદમાં રહો અગર ગોપીબાઇને ત્યાં નહિ જાવ તેના જામીન આપો. મોહનદાસે પોતાનાં માબાપને કહ્યું, ત્યારે તેમણે ના કહી. બીજું કોઈ જામીન ન થયું ત્યારે ન્હાલચંદ જામીન થયો, તેથી મોહનદાસને છુટા કર્યા. બીજે દિવસે રાજ્યના મનુષ્ય તેમને જતા જોઇ ગયા ને દરબારમાં લઇ ગયા. તેમને જોઇ રાજાએ હુકમ કર્યો, તેને ગામ બહાર લઇ જાઓ અને ત્યાં તેને મારી નાંખો. પરંતુ હું આવું ત્યારે મારજો. પછી તેને ગામ બહાર લઇ ગયા. તમાસો જોવાને ત્યાં ભીડ બહુ થઇ. ગોપીબાઈ પુરુષનો વેષ પહેરીને ઘોડાપર બેસી ત્યાં આવી, જ્યારે રાજા ત્યાં આવ્યો ત્યારે ગોપીબાઇએ તરવાર ખેંચી રાજાના મનુષ્યને નસાડયા, અને મોહનદાસને ઘોડાપર બેસાડી લીધા. રાજાએ તેને ઓળખી, અને તેથી મનુષ્યોને હુકમ કર્યો કે દૂર જાઓ, તમે કંઇ તેમને કહેશો નહિ અને પ્રધાનને કહ્યું, તારી પુત્રી આને છોડાવી લઇ જાય છે. મેં પરીક્ષા કરી છે કે તેમનામાં કંઈ વિકાર નથી, એ ભગવન્નામ લે છે જેથી તેમનો અન્યોઅન્ય વિવાહ કરો તો સારું. પ્રધાને આ વાત કબૂલ કરી. ઘેર જઇ તેણે વિચાર કર્યો, મોહનદાસ સાથે તેનો વિવાહ કરી દઉં, પરંતુ મોહનદાસે અને ગોપીબાઇએ કહ્યું, અમારો ભાઇબહેનનો સંબંધ છે અને અમે એકબીજાને ભાઈબહેન બોલ્યાં છીએ તેથી અમારો વિવાહ નહિ થાય. આ સાંભળી પ્રધાન બહુ રાજી થયો અને કહ્યું, તમારો વિવાહ હવે હું નહિ કરું. તમે એકબીજાને ઘેર જાઓ તેમાં હું પ્રતિબંધ કરીશ નહિ અને

કોઈ નિંદા કરશે તો તેને હું જવાબ દઈશ. એ ત્રણે જણ એવા ટેકના વૈષ્ણવ હતા. જેમણે શીશ દેવું કબૂલ કર્યું પરંતુ સ્નેહ છોડયો નહિ.

એક વ્રજવાસી રાવલમાં રહેતો હતો તેની વાર્તા.
(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૨૨ મી.)

એ વ્રજવાસી ગાય ચરાવતો હતો. એક દિવસ શ્રી ગોકુળમાં જઇને શ્રી ગુસાંઈજીને વિનતિ કરી, મહારાજ મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી નામ નિવેદન કરાવ્યું. પછી વ્રજવાસી ગાય ચરાવવા ગયો. એક દિવસ ચિંતાહરણ-ઘાટ સુધી ગયો. ત્યાં જુએ છે તો અંબર, ગુલાલ, ચુવા, ચંદન, કેશર, ગોરો, મૃગમદ, જખ્કુરદમ, ઘનસાર, જવાદ અને શાખ એવી અનેક સુગંધીની વર્ષા થઇ રહી હતી. આ સર્વ ચીજોમાંથી થોડી થોડી બધી લઇને જુદી જુદી પોટકી બાંધી શ્રી ગોકુળ શ્રી ગુસાંઈજીને દેખાડવા આવ્યો. શ્રી ગુસાંઈજીએ કૃપા કરી બધું જોયું અને તેને પૂછયું, તું આ કયાંથી લાવ્યો ? તેણે સમાચાર કહ્યા. શ્રી ગુસાંઈજી પધાર્યા અને તેણે તે જગ્યા તેમને દેખાડી. શ્રી ગુસાંઈજીએ નિશ્ચય કર્યો, શ્રી ઠાકુરજી હોળી ખેલતા ખેલતા અહીંથી આગળ પધાર્યા છે આથી શ્રી ગુસાંઈજી આગળ પધાર્યા તો શ્રી ઠાકુરજી હોળી ખેલે છે, અને વ્રજ ભક્તના અનેક યુથ ઊભા છે. શ્રી ગુસાંઈજી દૂર ઊભા રહ્યા, એટલે શ્રી ઠાકુરજી હાથ પકડીને ભીતર લઇ ગયા અને પોતાની સાથે ખેલાવ્યા. વ્રજવાસી દૂર ઊભો રહ્યો. જ્યારે શ્રી ગુસાંઇજી ખેલીને પધાર્યા ત્યારે તેણે પૂછયું, એ કોણ હતા

અને એ હજારો સ્ત્રીઓ કયાંથી આવી હતી? મને કંઈ પણ સમજણ પડી નહિ. શ્રી ગુસાંઇજીએ કૃપા કરીને તેને દિવ્ય નેત્ર આપ્યાં તેથી તેને શ્રી ઠાકુરજીનાં દર્શન સર્વ લીલા સહિત થવા લાગ્યાં. બે ઘડી સુધી તે વ્રજવાસીને દર્શન થયાં. પછી વ્રજવાસીને સાથે લઇને શ્રી ગુસાંઈજી શ્રી ગોકુળ પધાર્યા એ વ્રજવાસી શ્રી ગુસાંઈજીના એવો કૃપાપાત્ર હતા જેને આ દેહે લીલાનો અનુભવ થયો.

ઝવેરચંદ ગુજરાતમાં રહેતા હતા તેમની વાર્તા.

(વાર્તા ૨૨૩ મી.) (પ્રસંગ ૧ લો.)

ઝવેરચંદ શ્રી ગોકુળ આવ્યા અને શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. સાત સ્વરૂપનો મનોરથ કર્યો. અને શ્રીનાથ-જીનો વાઘાવસ્ત્ર અને સામગ્રીનો મનોરથ કર્યો. બાળક તથા વહુ બેટીનો મનોરથ કર્યો. પછી શ્રી ગુસાંઈજીને વિનતિ કરી, મને હજાર વૈષ્ણવને ભોજન કરાવવાની ઇચ્છા છે ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, એક મરયાદીને ભોજન કરાવી દો તો હજારે આવી જશે. ઝવેરચંદે વળી વિનતિ કરી, હજાર મરયાદીને ભોજન કરાવું. ત્યારે શ્રી ગુસાંઈએ આજ્ઞા કરી, એક સ્નેહીને કરાવો, જેને ભગવાન અને ભગવદિયમાં સ્નેહ હોય ત્યારે તેણે કહ્યું, હજાર પ્રેમીને કરાવું તો કેમ? પછી કહ્યું, હજાર આસકિતવાનને કરાવું તો કેમ ત્યારે પોતે આજ્ઞા કરી, એક વ્યસનવાળાને કરાવો તો સર્વ આવી જશે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, પણ હજાર વ્યસનવાળા કયાંથી મળે! વ્યસન અવસ્થા તો ગજનધાવનને સિદ્ધ થઇ છે. અને આસ-

કિત કુમ્ભનદાસજીને સિદ્ધ થઇ છે. બીજા લાવશો ક્યાંથી ? ઝવેરચંદે પૂછ્યું, વ્યસન અવસ્થાનું સ્વરૂપ શું છે અને આસકિતવાનનું સ્વરૂપ શું છે તે કૃપા કરીને કહો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, સ્નેહીને જોયા વિના જેને જવર ચઢી આવે, વ્યાકુળ મન થઈ જાય, ગ્લાનિ થાય, ઉદ્વેગ થાય, ઉન્માદ થાય, શોચ થાય, હર્ષ થાય અને રુદન કરે એવા અનેક પ્રકાર ક્ષણ ક્ષણમાં થાય; જેને બુદ્ધિમાન વ્યભિચારીભાવ કહે છે તે વિપ્રયોગમાં થાય તેનું નામ વ્યસન અવસ્થા છે અને આસકિતવાનને ગૃહના કાર્ય માત્રમાં અરુચિ થાય છે અષ્ટપ્રહર જોવામાં મન રહે છે. વ્યસન અવસ્થાથી તે ઉતરતી અવસ્થા છે. તે પછી વ્યસન સિદ્ધ થાય છે, શ્રી મહાપ્રભુજીએ ભક્તિવર્ધિની ગ્રંથમાં આજ્ઞા કરી છે.

श्लोक–स्नेहाद्रागविनाशःस्यादासकत्यास्याद्गृहारुचिः ॥
गृहास्थानांबाधकत्वमनात्मत्पचंमासते ॥
यदास्याद्व्यसनंकृष्णेकृतार्थःस्यात्तदैवहि ॥ १ ॥

આ પ્રમાણે શ્રી મહાપ્રભુએ આજ્ઞા કરી છે જેથી એવી અવસ્થા બોલવાથી નહિ થાય પરંતુ હજારનું નિયમ છોડી ત્યાગીને પ્રસાદ લેવરાવીશ તો તારું કલ્યાણ થશે, અને શ્રી ઠાકુરજી પ્રસન્ન થશે. આ સાંભળી ઝવેરચંદે એ પ્રમાણે કર્યું. એ ઝવેરચંદ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

( દામોદરદાસ અને તેમની બે સ્ત્રીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૨૪ મી. )

આ દામોદરદાસ જે કોઇ વૈષ્ણવ ઘેર આવતા તેમને બહુ આદરથી પ્રસાદ લેવરાવતા. અને ગમે તેવો વૈષ્ણવ આવે તો પણ તેના પર અભાવ લાવતા નહોતા. આ વાત એક ઈશ્વર-

દાસ વૈષ્ણવે સાંભળી તેથી તે દામોદરદાસની પરીક્ષા કરવાને તે ગામમાં આવ્યા, અને આવીને વાવડીપર સૂઇ રહ્યા. દામોદરદાસ નિત્ય વાવપર આવ્યા ગયા વૈષ્ણવની ખબર કાઢવા જતા હતા. તે આવીને જુએ તો વૈષ્ણવ સૂતો છે તેના ગળામાં કંઠી જોઇને તેને જગાડયો ત્યારે ઈશ્વરદાસ ગાળો ભાંડવા લાગ્યો છતાં તેનો હાથ પકડી તેને પોતાને ઘેર લઈ ગયો અને નવરાવી મહાપ્રસાદ લેવાની વિનતિ કરી. ઇશ્વરદાસે કહ્યું, હું મહાપ્રસાદ નહિ લઉં, દામોદરદાસે હાથ જોડીને કહ્યું, તમે કેમ નહિ લ્યો ? ત્યારે ઈશ્વરદાસે કહ્યું, તમારું ઘર, દ્રવ્ય અને સ્ત્રી મને આપો તો હું લઉં. ત્યારે દામોદરદાસે કહ્યું, તમને આપી ચૂકયો ત્યારે ઇશ્વરદાસે કહ્યું, તમે ઘર બહાર નીકળો તેથી દામોદરદાસે શ્રી ઠાકુરજી પધરાવી નીકળવાનો વિચાર કર્યો. નાઇને શ્રી ઠાકુરજીની ઝાંપી કરવા લાગ્યા ત્યારે શ્રી ઠાકુરજી બોલ્યા, વૈષ્ણવ પ્રસાદ ન લે તો તેની મરજી પરંતુ તું મને કેમ પધરાવે છે. દામોદરદાસ બોલ્યા, પ્રભુ, દીનબંધુ ! આટલા દિવસ આપ કોઇ દિવસ બોલ્યા નહોતા પરંતુ જ્યારે વૈષ્ણવ કોપાયમાન થયા ત્યારે આપ બોલ્યા છો. તેથી જેના કોપથી આટલું ફળ થયું તો તેની પ્રસન્નતાથી અનિર્વચનીય ફળ થાય તો તેમાં શું કહેવું ? જેથી કરીને હું તો જઇશ અને તે પ્રસન્ન થઈ મહાપ્રસાદ લેશે એટલે મારું ચિત્ત પ્રસન્ન થશે, શ્રી ઠાકુરજી પ્રસન્ન થઇ બોલ્યા, એ વૈષ્ણવ તારાપર પ્રસન્ન છે અને હું પણ પ્રસન્ન છું, જેથી તું કાંઇ પણ માગ. દામોદરદાસે માગ્યું, મારાપર કોઈ દિવસ વૈષ્ણવ અપ્રસન્ન

ન થાય અને મને અભાવ ન આવે એ હું માગું છું. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી, એ પ્રમાણે થશે. પછી બંને વૈષ્ણવોએ મળીને મહાપ્રસાદ લીધો. ઇશ્વરદાસે કહ્યું, હું તમારી પરીક્ષા લેવાને આવ્યો છું તો આપ મારો અપરાધ ક્ષમા કરો. એ દામોદરદાસ એવા કૃપાપાત્ર હતા. જેમને કોઇ દિવસ વૈષ્ણવના ઉપર અભાવ આવતો નહિ. તેમની સાથે શ્રી ઠાકુરજી બોલતા, ચાલતા અને વાતો કરતા હતા તેમની શી મોટાઈ કહીએ ?

(કબુતર કબુતરીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૨૫ મી.)

એક સમય શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા હતા ત્યારે મહી નદી ભરપૂર આવી હતી. અહીં શ્રી ગુસાંઇજીએ મુકામ કર્યો ત્યારે જંગલ હતું. ત્યાં સામગ્રી થઈ, જ્યારે ભોજનનો વખત થયો ત્યારે શ્રી ગુસાંઇજીએ ભોજન ન કર્યું. તેથી ચાચાજીએ વિનતિ કરી, આપ ભોજન કેમ કરતા નથી ? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, આજ કોઈ જીવ શરણ આવ્યો નથી. ઓછામાં ઓછા બે જીવ નિત્ય શરણ આવવા જોઈએ. મને શ્રી ઠાકુરજીની એવી આજ્ઞા છે તેથી હું ભોજન નહિ કરું. ચાચાજી જઈને ઝાડપરથી કબુતર કબુતરીની જોડ લાવ્યા. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તેમને નામ સંભળાવ્યું. તે ત્યાં બેસી રહ્યાં, અને શ્રી ગુસાઇજીએ ભોજન કર્યું. પછી તેમને જુઠન ધરી તેથી તે કબુતર કબુતરીને જ્ઞાન થયું. પછી તે ત્યાંથી ઊડી ગયાં અને જ્યાં વૈષ્ણવ રહેતા હતા ત્યાં તે ગામમાં એક વૃક્ષ પર માળો બાંધીને બંને રહ્યાં. ભગવદવાર્તા થતી તે સાંભ-

ળવા જતાં. વૈષ્ણવના સત્સંગમાં બેસતાં. વૈષ્ણવની પાસે ફર્યા કરે અને ભગવદવાર્તા થઈ જાય ત્યારે ઊઠીને ઠેકાણે જાય. એ ગામમાં એક રાજા હતો તેને કોઢ થયો હતો બહુ ઉપાય કર્યા પરંતુ કોઢ મટે નહિ. રાજાને સર્પે વરદાન દીધું હતું, પશુપક્ષી વાત કરશે તે તું સમજીશ તેથી તે રાજા સમજતો હતો. એક વૈદે કહ્યું, કબુતરનું રુધિર લાવો તો ઔષધ આપું જેથી કોઢ મટી જશે. આથી રાજાએ હુકમ કર્યો, કબુતર પકડી લાવો એક મનુષ્ય જાણતો હતો, ભગવન્મંડળીમાં કબુતર આવે છે તેથી તે તિલક કંઠી પહેરીને કબુતર કબુતરીને પકડી લાવ્યો. અને રાજાને આપ્યાં. રાજાએ પાંજરામાં રખાવ્યાં. અને તે પિંજરું પોતાની પાસે રાખ્યું. કબુતરી કબુતર સાથે બોલી, આપણને કેમ પકડી રાખ્યાં છે? કબુતરે કહ્યું, રાજાને કોઢ થયો છે તેથી આપણને મારી આપણું લોહી ચોપડશે એટલે તેનો કોઢ મટશે. એવું વૈદે રાજાને કહ્યું છે. કબુતરી બોલી, વૈદ્ય મુરખ છે. આપણી વિષ્ઠા લગાડે તો કોઢ તુરત મટી જાય. અને લોહી લગાડે તો બે મહિને મટે. આ વાત રાજાએ સાંભળી. રાજાને બોલી સમજવાનું વરદાન હતું તેથી તે ઝટ સમજી ગયો. રાજીએ પોતાને હાથે વિષ્ટા ચોપડી કે તુરત કોઢ મટી ગયો. રાજાએ તે જ ક્ષણે તેમને છોડી મૂક્યાં એ કબુતર કબુતરી એવાં કૃપાપાત્ર હતાં. જેમને લીધે શ્રી ઠાકુરજીએ પ્રથમથી જ વરદાન આપ્યું હતું. તેમના ભાગ્યનો પાર નહિ.

(વિઠ્ઠલદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૨૬ મી.)

વિઠ્ઠલદાસ આગ્રામાં રહેતા હતા. તે જરીનો વેપાર કરતા

હતા. બાળક તથા વહુબેટી લાયક જરીનાં વસ્ત્ર બહુ એકઠાં કરી પોટકું બાંધી શ્રી ગોકુળ લઈ આવ્યા. અને શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, આપ અંગિકાર કરો. શ્રી ગુસાંઈજીએ સર્વ વસ્ત્ર શ્રી યમુનાજીમાં પધરાવી દીધાં. આથી વિઠ્ઠલદાસ બહુ ઉદાસ થયા. તે શ્રી ગુસાંઇજીએ જાણ્યું. તેથી પોતે વિઠ્ઠલદાસને સાથે લઈને રમણરેતી પધાર્યા અને તેમને ત્યાં દિવ્ય નેત્ર આપ્યાં. રાસનાં દર્શન થયાં. તેમાં શ્રી ઠાકુરજી અને વ્રજભક્ત શ્રી સ્વામીનિજીએ તે જરીનાં વસ્ત્ર પહેર્યાં હતાં. વિઠ્ઠલદાસ દર્શન કરી બહુ પ્રસન્ન થયા. અને જાણ્યું, શ્રી ગુસાંઇજીના વિના આવાં દર્શન કોણ કરાવે ? મારાં મહાભાગ્ય છે. પોતાનો જન્મ સફળ માન્યો. પછી શ્રી ગોકુળ આવી શ્રી નવનીત-પ્રિયાજીનાં દર્શન કર્યાં તો તે જરીનાં વસ્ત્રનાં દર્શન થયાં. શ્રી-નાથજીનાં દર્શન કર્યાં તો એ તે જ જરીનાં દર્શન થયાં. આથી વિઠલદાસે વિચાર કર્યો, જરી તો થોડી હતી છતાં સર્વ ઠેકાણે તે જ જરીનાં દર્શન થાય છે તેથી શ્રી ગુસાંઈજી, શ્રી ઠાકુરજી અને શ્રી યમુનાજી ત્રણે એક જ સ્વરૂપ છે એવો અનુભવ વિઠલદાસને થયો. એ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર થયા.

( રત્નાવતી રાણીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૨૭ મી. )

રત્નાવતી આગ્રામાં રહેતી હતી. તે માનસિંહ રાજાના ભાઈ માધોસિંહની રાણી હતી. આ રત્નાવતી પાસે એક ખવાસણી રહેતી હતી. તે શ્રી ગુસાંઈજીની સેવક હતી. અનન્ય વૈષ્ણવ હતી. આ ખવાસણીને જ્યારે બગાસું આવતું તથા છીંક આવતી તથા કંઈ વિસ્મય જેવું થતું, ત્યારે તે શ્રીકૃષ્ણ

સંબંધી ભગવન્નામ લેતી હતી. કોઈ વાર નંદકિશોર, કોઈ વાર નંદકુમાર, કોઈ વાર વૃંદાવનચંદ, કોઈ વાર ગોકુલચંદ, કોઇ વાર યશોદાનંદ આવાં નામ લેતી હતી અને તે વખતે તેના નેત્રમાં જળ ભરાઈ આવતું હતું. આ પ્રમાણે ક્ષણ ક્ષણમાં થયા કરતું, તે સર્વ રત્નાવતી રાણી જોયા કરતી હતી. એક દિવસ રત્નાવતીએ કહ્યું, તું ઘડીએ ઘડી કોનું નામ લે છે? અને તારા નેત્રમાં જળ કેમ ભરાઇ આવે છે? અને શરીરશુદ્ધિ તું કેમ ભૂલી જાય છે? ત્યારે ખવાસણીએ કહ્યું, આ માર્ગ તો તાપ ક્લેશનો છે. તમે સુખી લોક આ વાતમાં શા વાસ્તે પડો છો? રાણીએ ઘણો આગ્રહ કર્યો ત્યારે ખવાસણીએ કહ્યું, પરમ ભગવદીય જે સ્નેહી છે તેમની કૃપા થાય તો વિરહ ઉત્પન્ન થાય અને આ શરીર વિરહનું દુઃખ ખમી શકે. રાણીએ કહ્યું, તું મને સમજાવ તેમ હું કરું. ત્યારે ખવાસણીએ પુષ્ટિમાર્ગની રીત બતાવી. રાણીએ ખવાસણીની ટહેલ છોડાવી તેણે ભગવન્નામ સંભળાવ્યા કરવું એવો ઠરાવ કર્યો. ખવાસણી આખો દિવસ તે રાણીને પુષ્ટિમાર્ગીય ભગવત્સ્વરૂપ અને ગુરુનું સ્વરૂપ અને વૈષ્ણવનું સ્વરૂપ સમજાવ્યા કરતી હતી. એક દિવસ શ્રી ગુસાંઈજી ત્યાં પધાર્યા ત્યારે રત્નાવતી સેવક થઈ અને પોતાના પુત્ર પ્રેમસિંહને સેવક કરાવ્યો. ઇંદ્ર નિલમણિનું શ્યામ સ્વરૂપ સિદ્ધ કરાવી પુષ્ટિ કરાવી સેવા કરવા લાગી. ધીરે ધીરે ભાવ વધવા લાગ્યો. અનેક પ્રકારની સામગ્રી અને પકવાન ભોગ ધરે. શ્રી ઠાકુરજીને લાડ લડાવે. શૃંગાર કરે, અને નિમગ્ન થઇ જાય તેથી તેના રોમેરોમમાં માધુર્યતા

ભરાઇ ગઈ. આથી તેણે ખવાસણીને પૂછ્યું, પ્રગટ સ્વરૂપ કેમ મળે? ત્યારે ખવાસણીએ કહ્યું, આ મહેલની પાસે એક બીજો મહેલ કરાવો તેમાં વૈષ્ણવો આવીને ઉતરે તેમને પ્રસાદ લેવરાવો તો શ્રી ઠાકુરજી પ્રગટ થઇ દર્શન દેશે અને તેથી ભગવત્કૃપા સંપૂર્ણ થશે. આથી તેણે બીજો મહેલ કરાવ્યો અને ગામ બહાર ચોકી બેસાડી કે જે કોઈ વૈષ્ણવ વ્રજયાત્રાએ જાય તે વૈષ્ણવને અહીં લાવી આ મહેલમાં ઉતારવા અને અનસખડી પ્રસાદ તેમને લેવાને મોકલવો. જ્યારે વૈષ્ણવ લે ત્યારે રાણી પડદો નાંખી વૈષ્ણવનાં દર્શન કરતી. એક દિવસ વૈષ્ણવની મંડળીમાં શ્રી ઠાકુરજીનાં તેને દર્શન થયાં. તેથી તે ખવાસણીને કહીને પડદો છોડી બહાર નીકળીને મંડળીમાં જઈ બેઠી. હાથ જોડી વૈષ્ણવોને ભગવત્સ્મરણ કર્યાં અને વિનતિ કરી, મારા મનમાં ઘણા દિવસથી એવી અભિલાષા છે, કે તમે પ્રસન્ન થઇ આજ્ઞા આપો તો હું મારા હાથથી વૈષ્ણવને પ્રસાદ ધરું. વૈષ્ણવોએ હા કહી તેથી તે સોનાનો થાળ લઇ સર્વ વૈષ્ણવોને પીરસીને પ્રસાદ લેવરાવ્યો; ચંદન લગાડ્યું, અને બીડી ખવરાવી ભગવદ્વાર્તા કરવા લાગી. આનંદ બહુ આવ્યો. ગામમાં ખબર પડી કે રાણી પડદો છોડી બહાર આવી છે તેથી આખું ગામ જોવાને આવ્યું અને ગામમાં ઘણી ધામધુમ મચી. આ દિવસે રાજા દૂર ગામ ગયો હતો તેને દીવાને પત્ર લખી માણસ મોકલ્યું. માણસે રાજાને પત્ર આપ્યો. તે પત્ર વાંચી રાજા ક્રોધયુક્ત થયો, આ સમયે રાણીનો પુત્ર પ્રેમસિંહ પાસે માળા તિલક ધરી સલામ કરવા આવ્યો હતો

તેને રાજાએ કહ્યું, આવો દાસીના. આ સાંભળી પ્રેમસિંહ ઊભો રહ્યો. અને રાજા ક્રોધે ભરાઈ અંદર ગયો. પ્રેમસિંહે લોકોને પૂછયું, મારા કાકાએ મને શું કહ્યું ? ત્યારે લોકોએ સર્વ સમાચાર કહ્યા. તે પછી પોતાને મુકામે આવ્યો. અને સભા વચ્ચે તેના કાકાએ તેને લુંડીનો કહ્યો હતો. તેથી એ વાતનો સ્વાંગ પૂરો કરવો જોઈએ એ નિશ્ચય કરી પોતાના માજીને પત્ર લખ્યો, સભા વચ્ચે મને મારા કાકાએ લોંડીનો કહ્યો છે, જેથી તમે એ સ્વાંગ પૂરો કરી બતાવો. હું લોંડીનો રહું તો સારું. પ્રાણ તો એકવાર જશે. આ પત્ર માણસે પ્રેમસિંહની માતા રત્નાવતી રાણી જે પડદા બહાર નીકળી હતી તેને આપ્યો. રાણી પત્ર વાંચી બહુ પ્રસન્ન થઇ અને શ્રી ઠાકુરજીની અને વૈષ્ણવની આજ્ઞા લઇ માથું મુંડાવી નાંખ્યું, પતિ જીવતા હતા તો પણ ભગવદ ધર્મને મુખ્ય માની સંસારમાંથી આસક્તિ છોડવાને માથું મુંડાવ્યું. અને શ્રી ઠાકુરજીને જે મહેલમાં વૈષ્ણવ ઉતરતા હતા તે મહેલમાં પધરાવ્યા. અને કીર્તન કરવા નાચવા, ગાવા, અને આનંદ કરવા લાગી. શ્રી ઠાકુરજીને લાડ લડાવવા લાગી તેના પુત્રને પત્ર લખ્યો. મનુષ્યે જઇને તેનો પત્ર પ્રેમસિંહને આપ્યો. પ્રેમસિંહને એવું નિયમ હતું, જ્યાંસુધી તે લોંડીનો ન થાય ત્યાંસુધી અન્ન ખાવું નહિ. માત્ર ફ્લાહાર કરવો જ્યારે તેને પત્ર મળ્યો ત્યારે તે પત્રને માથે ચઢાવ્યો અને નોબત બેસાડી અને વધાઈ દેવા લાગ્યો. ઘણો આનંદ માન્યો. આ સમાચાર માનસિંહજીને માલુમ થયા એટલે લોકોએ તેને કહ્યું, સભા વચ્ચે જે તમે

કહ્યું હતું તે સ્વાંગ પ્રેમસિંહજીએ કરી બતાવ્યો છે. લોંડીનો બની ગયો છે. આ સાંભળી માનસિંહજી ઉદાસ થયો અને વિચાર કર્યો, તે રાણીને (તેના ભાઈની વહુને) મારી નંખાવવી પરંતુ લોક નિંદા ન થાય, પૃથ્વીપતિને ખબર ન પડે કે માનસિંહે સ્ત્રીને મરાવી. બદનામ ન થવાય એવી રીતે મરાવવી. આવો વિચાર કરી રાજાએ તૈયારી કરી. આ ખબર પ્રેમસિંહને થઈ ત્યારે તે બોલ્યો; રાજા લોક ધાસ્તીને માટે માથું કપાવે છે તો એ ભક્તિપર માથું કપાવશે તેની શી ફીકર છે. રાજા ઘેર આવ્યો અને જે મોટા મોટા પુરુષો તેને મળવા આવ્યા તે સર્વને રાજાએ કહ્યું, આપણી નિંદા ન થાય અને કાર્ય સિદ્ધ થાય એવો ઉપાય જેમ બને તેમ શોધી કાઢો અને રત્નાવતીને મારી નાખો. પરંતુ આપણું નામ ન પડે. ત્યારે એક માણસે એવો વિચાર બતાવ્યો, પાંજરામાંથી સિંહને છોડી દેવો, સર્વ મનુષ્યને બહાર કાઢી મૂકવા અને કમાડ બંધ કરી દેવા એટલે સિંહ અંદર જઈ રત્નાવતીને મારશે પાછળથી આપણે સિંહને પકડી લઈશું એટલે વાત ગુપ્ત રહેશે. આ વિચાર સર્વને સારો લાગ્યો તેથી તેમણે સિંહને છોડી મૂકયો. તે જ્યારે રત્નાવતી પાસે ગયો ત્યારે ખવાસણી બેઠી હતી અને શૃંગાર કરતી હતી. ખવાસણીએ સિંહને જોઇને જયજયનો પોકાર કર્યો અને ઊભી થઈ કહેવા લાગી, શ્રી નૃસિંહજી પધાર્યા છે. મારા ભાગ્યનો પાર નથી. તે આગળ જઈ સિંહપર હાથ ફેરવવા લાગી અને તેને તિલક કર્યું. ફૂલની માળા પહેરાવી હાથ જોડી ઊભી રહી. તેના

ભાવની સચ્ચાઈ જોઈ શ્રી ઠાકુરજીએ સિંહમાં પ્રવેશ કર્યો, અને જેવી રીતે નૃસિંહજીએ પ્રહલાદજીને ચાટયા હતા તેમ આ સિંહ ચાટવા લાગ્યો. શ્રી મહાપ્રભુજીએ પુરુષોત્તમ સહસ્રમાં લખ્યું છે તે નામ "भक्तांगलेहनोद्धतक्रोधपुंजःप्रशांतधी ॥" પછી સિંહ પાછો ફરી મહેલની બહાર કુદ્યો અને બહિર્મુખ જે લોકો ઊભા હતા તે સર્વ રાજાની સેનાને મારી નાંખી. ગામમાં હાહાકાર થઈ ગયો અને બહુ ત્રાસ થયો. માનસિંહ રાજા બહુ બીન્યો અને તુરત દોડી ભાઈની વહુને પગે પડયો સાષ્ટાંગ દંડવત કર્યા, ઊઠવાનું ભાન પણ રહ્યું નહિ. રત્નાવતી બોલી, ઊઠો ઊઠો શ્રી ઠાકુરજીનાં દર્શન કરો. શ્રી ઠાકોરજી સિંહરૂપ તજી બીજે સ્વરૂપે દર્શન દે છે તેથી ઊઠો અને દર્શન કરો. રાજા ઊભો થયો અને દર્શન કર્યાં અને બોલ્યો, તમે મારી રક્ષા કરો. હું તમારે શરણ છું. આ સઘળું રાજ્ય અને ધન તમારું છે. તમે સંસારનો લોભ છોડીને માથું મુડાવ્યું છે જેથી તમારી ઈચ્છા હોય તેમ વર્તો. માનસિંહ રાજા ઘેર ગયો અને ખજાનચીને હુકમ કર્યો, દર મહિને રાણીને દશહજાર રૂપિયા પહોંચાડી દેજો. જો તેનાથી વિશેષ માગે તો મને પૂછીને દેજે પરંતુ એક દિવસની ઢીલ કરીશ નહિ. ખજાનચી દર મહિને દશહજાર પહોંચાડતો તે બધા રૂપિયા સામગ્રીમાં ખર્ચી નાંખતી. એ રત્નાવતી રાણી શ્રી ગુસાંઈજીની કેટલી કૃપાપાત્ર હતી અને માનસિંહ રાજા રત્નાવતીનાં ઠાકુરજીનાં દર્શન કર્યા વિના જળ પીતો નહિ. એ રાણી અને ખવાસણી શ્રી ગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં.

( દક્ષિણના રાજાની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૨૮ મી. )

આ રાજાને એકસો આઠ રાણીઓ હતી. પરંતુ કોઇને સંતાન ન થવાથી રાજાનું મન બહુ ઉદાસ રહેતું હતું. આ દુઃખથી રાજા યાત્રા કરવા ગયો. જગન્નાથજીનાં દર્શન કરવા ગયો ત્યારે તેને શ્રી ગુસાંઈજીનાં દર્શન થયાં તો સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં. રાજા તેથી શ્રી ગુસાંઈજીનો સેવક થયો, અને વિનતિ કરી, મહારાજ મારે સંતાન નથી જેથી મારું ચિત્ત લૌકિકમાં બહુ લાગી રહ્યું છે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તમે ભગવત્સેવા કરો. રાજા શ્રી ઠાકુરજી પધરાવી ભગવત્સેવા કરવા લાગ્યો. પછી પોતાને દેશ આવ્યો અને એક બીજી રાણી પરણ્યો તે ઘાંચીની પુત્રી હતી. તેણે રાજાને કહ્યું, મને ભગવત્સેવા કરવા દો. ત્યારે રાજાએ કહ્યું, તું શ્રી ગોકુળ જઇ શ્રી ગુસાંઇજીની સેવક થઈ આવ. મનુષ્યોને સાથે લઈ તે શ્રી ગોકુળ ગઈ અને શ્રી ગુસાંઇજીની સેવક થઈ. શ્રી નવનીપ્રિયાજીનાં દર્શન અને શ્રીનાથજીનાં દર્શન કર્યાં. પછી પોતાને દેશ આવી અને રાજાને સર્વ સમાચાર કહ્યા પછી તે રાણી સેવામાં ન્હાવા લાગી. અનેક પ્રકારની સામગ્રી કરી, અનેક પ્રકારના વાઘા કરી શ્રી ઠાકુરજીને પ્રસન્ન કરતી હતી. આવો તેનો ભાવ જોઇને રાજા તેનાપર પ્રસન્ન થયા, અને નિત્ય તે રાણી પાસે આવે અને ભગવદ્વાર્તા કહે. સેવાની રીત સમજાવે. આમ કરતાં તે રાજાને એક પુત્ર થયો તે બહુ ગુણવાન્ થયો. રાજાએ શ્રી ગોકુળ વિનતિપત્ર લખી શ્રી ગુસાંઈજીને પધરાવી વિનતિ કરી, મહારાજ આ પુત્રને સેવક કરો:

શ્રીગુસાંઇજીએ તેને નામ નિવેદન કરાવ્યું. રાજાએ શ્રી ગુસાં-ઇજીને વિનતિ કરી, નિવેદન તો તાદશી ભગવદિયના સંગે વિચારવું જોઇએ. પરંતુ તેવા કોઇ અહીં મળતા નથી તેથી હું કોનો સત્સંગ કરું ? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી; અહીં અદ-ભુતદાસ આવશે તેમનો સત્સંગ કરજો. રાજા અદભુતદાસનો સત્સંગ કરવા લાગ્યો. ત્યારે શ્રી ઠાકુરજીએ રાજાને અનુભવ જણાવ્યો. રાજાની બુદ્ધિ નિષ્કામ થઈ. એ રાજા શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

ખુશાલદાસની વાર્તા. (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૨૯ મી.)

ખુશાલદાસ બહુ દ્રવ્ય કમાયા. સર્વ દ્રવ્ય શ્રી ગુસાંઈ-જીની પાસે લઇ ગયા. આ વખતે શ્રી ગુસાંઇજી શ્રીનાથજીનો શૃંગાર કરતા હતા. તે આ વાત સાંભળીને ચુપ રહ્યા અને સેવાથી પહોંચીને રાજભોગ પછી બહાર પધાર્યા. ત્યારે ખુશા-લદાસે શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં અને ત્રણ લાખ રૂપિયાનો સામાન જે તે લાવ્યા હતા તે શ્રી ગુસાંઇજી આગળ ધર્યો. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, આ દ્રવ્ય અમારા કામનું નથી તમે પાછું લઈ જાઓ અને ઇચ્છા આવે તેમ કરો. આથી ખુસાલ-દાસે પૂછ્યું, મહારાજ, મારો અપરાધ શો છે? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તમારો અપરાધ કંઈ પણ નથી એ દ્રવ્ય એવું જ છે, હું શૃંગાર કરતો હતો તે વખતે આ દ્રવ્યની મને ખબર થઇ તેથી મારું બેચિત્ત થઈ ગયું. જે દ્રવ્ય આવેથી જ સેવામાંથી ચિત્ત નીકળી ગયું તો તે ભંડારમાં રહેતો શું ન કરે? જેથી તે દ્રવ્ય મારા ઉપયોગનં નથી ખુશાલદાસે વિચાર કર્યો

જો આ દ્રવ્ય મારા ઉપયોગમાં આવશે તો મારી બુદ્ધિ ભ્રષ્ટ કરશે આથી તેમણે તે દ્રવ્ય લુંટાવી દીધું. એક પૈસો સરખો રાખ્યો નહિ. શ્રી ગુસાંઇજીના વચનપર તેમને આવો વિશ્વાસ હતો અને સંપૂર્ણ દ્રઢતા હતી. એ ખુશાલદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

ગોકુળદાસ જેમણે ગુપ્ત ભેટ કરી તેમની વાર્તા. ( प्रसंग १ लो. ) ( વાર્તા ૨૩૦ મી. )

આ ગોકુળદાસ પાસે દ્રવ્ય બહુ હતું. એક લાખ રૂપિયાની હુંડી લખાવી તે શ્રી ગોકુળ ગયા. સાથે વૈષ્ણવો બહુ હતા. તે સર્વેએ જ્યારે શ્રી ગુસાંઇજીના દર્શન કર્યાં ત્યારે ભેટ ધરી. ગોકુળદાસે કંઇ ભેટ કરી નહિ. સર્વ લોક નિંદા કરવા લાગ્યા, પૈસાવાળો થઇને કંઇ ભેટ કરી નહિ. ખાલી દંડવત કર્યાં. ગોકુળદાસે છાનામાના ગાદી નીચે કાગળ મૂકી દીધો. મૂકતી વખતે ખવાસે જોયો. જ્યારે સર્વ લોક ગયા ત્યારે ખવાસે શ્રી ગુસાંઈજીને વિનતિ કરી, એક વૈષ્ણવ છાનોમાનો કાગળ મૂકી ગયો છે. શ્રી ગુસાંઈજીએ તે કાગળ ભંડારમાં મોકલી દીધો. ઘણા દિવસ સુધી તે સંઘ શ્રી ગોકુળ અને શ્રીજીદ્વાર રહ્યો; પરંતુ કોઈ દિવસ એ વાત ગોકુળદાસે પ્રગટ કરી નહિ. પોતાની નિંદા કરાવ્યા કરી એ ગોકુળદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

( નરસીદાસની વાર્તા. ) ( प्रसंग १ लो. ) ( વાર્તા ૨૩૧ મી. )

નરસીદાસ રસ્તામાં જતા હતા ત્યાં તેમને એક ભીલ મળ્યો. આ ભીલનો એવો નિયમ હતો મનુષ્ય મારી તેમનો માલ લઇ લેવો. તેથી આ ભીલ નરસીદાસને મારવા દોડયો તો તેમનું સ્વરૂપ સિંહ જેવું દેખાવા લાગ્યું, આથી ભીલ બીન્યો

તેથી નરસીદાસ બોલ્યા, તું કેમ બીએ છે? આવ મારી પાસે. ત્યારે તે બોલ્યો, તમે મનુષ્ય છો છતાં સિંહ જેવા કેમ છો? મને કાંઈ ખબર પડતી નથી ત્યારે તેમણે કહ્યું, તારા જેવાને શિક્ષા કરવાને હું સિંહ છું. હવે નહિ છોડું, આટલું કહી તેને થપડ મારી હથિયાર ખુંચાવી લીધાં. ત્યારે ભીલ બોલ્યો, મારાં હથિયાર આપો. હવે હું તમને નહિ મારૂં. નરસીદાસે કહ્યું, તારે ઘેર જઇ પૂછી આવ કે તેં જેટલી હત્યા કરી છે તેનું પાપ કોને છે? તે ભીલ ઘેર પૂછવા ગયો તો ઘરનાં મનુષ્યોએ કહ્યું, અમારે માથે હત્યા નથી. અમે એવું કહ્યું નથી કે મનુષ્ય મારીને ખવડાવ. ભીલે આવી નરસીદાસને કહ્યું, મારાં ઘરનાં મનુષ્ય તો હત્યામાં ભાગ લેતા નથી, ત્યારે નરસીદાસે કહ્યું, તું એકલો પાપ કેમ વહોરે છે? મારી સાથે ચાલ, તારું કલ્યાણ શ્રી પ્રભુજી કરશે. ભીલ નરસીદાસની સાથે ચાલ્યો અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો અને કૃપાપાત્ર થયો. એ શ્રી ગુસાંઇજીના સેવક નરસીદાસ એવા કૃપાપાત્ર હતા, જેમના સંગથી ભીલ વૈષ્ણવ થયો.

(રૂપમંજરીની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૩૨ મી.)

રૂપમંજરી પૃથ્વીપતિની દાસી હતી. હિંદુ રાજાની પુત્રી હતી અને પૃથ્વીપતિને પરણી હતી પરંતુ પાદશાહનો સ્પર્શ કરતી નહોતી અને કહેતી, જો તું મારો સ્પર્શ કરીશ તો હું દેહ ત્યાગ કરીશ. તેનું રૂપ બહુ સુંદર હતું. પૃથ્વીપતિ તેનું રૂપ જોઇ રાજી રહેતો હતો. આ બાઇ રાત્રે આકાશમાર્ગે ઊડીને નંદદાસજી પાસે આવતી હતી. તેની પાસે એક ગ...

તે ગુટીકામાં એટલું સામર્થ્ય હતુ, જે કોઇ મનુષ્ય મોઢામાં રાખે ને જ્યાં કહે ત્યાં તેને પહોંચાડી દે. આ ગુટીકા રૂપમંજરીની પાસે હતી તેથી નિત્ય તેના બળથી ઊડીને નંદદાસજી પાસે આવતી હતી. આમ કરતાં બહુ વર્ષ વિત્યાં. એક દિવસ કોઈ મનુષ્યે પૃથ્વીપતિ આગળ પદ ગાયું. પદ "દેખો દેખો નાગર નટ, નિરતત કાલિદીકે તટ" આ પદની છેલ્લી ટુંકમાં આવે છે કે નંદદાસ ગાવે ત્યાં નિપટ નિકટ. આ પદ પૃથ્વીપતિએ સાંભળ્યું ત્યારે તેણે કહ્યું, તે એવા હતા કે પરમેશ્વરની પાસે બેસીને ગાતા હતા. જ્યારે કોઈએ કહ્યું, આ પદના ગાવાવાળા હજુ હાજર છે. શ્રી ગુસાંઇજીના સેવક છે અને ગોપાળપુરમાં રહે છે. પૃથ્વીપતિએ વિચાર કર્યો, આપણે વ્રજમાં જવું અને નંદદાસજીને મળવું. આથી પાદશાહ સહકુટુંબ વ્રજમાં આવ્યો અને ગોવર્ધનમાં મુકામ કરી બીરબલને નંદદાસજીની પાસે મોકલ્યો અને કહ્યું, તમે નંદદાસજીને પૂછી આવો, અમે તમને મળવા આવીએ કે તમે આવશો ? નંદદાસજીએ કહ્યુ, હું પરમ દહાડે માનસગંગા સ્નાન કરવા આવીશ ત્યારે પાદશાહને મળીશ. નંદદાસજી બીજે દિવસે વિલછુકુંડ નાવા ગયા ત્યાં રૂપમંજરીનો મુકામ હતો અને રૂપમંજરીએ રાજભોગ ધર્યો હતો. આ નંદદાસજીએ જોયું તેથી પોતે એક વૃક્ષનાં થડ પાસે ઊભા રહ્યા. શ્રી ગોવર્ધનનાથજી રાજભોગ આરોગવા પધાર્યા હતા તેમણે કહ્યું, નંદદાસજી બહાર ઊભા છે તેમને બોલાવી લાવ. નંદદાસને બોલાવ્યા અને તેમણે શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. શ્રી ગોવર્ધનનાથજીએ આજ્ઞા

કરી, તમે મહાપ્રસાદ લો. નંદદાસજીએ મહાપ્રસાદ લીધો. પછી વિદાય થઇ નંદદાસજી ગોપાળપુર ગયા. બીજે દિવસે માનસીગંગા નાવાને ગયા ત્યાં પૃથ્વીપતિને મળ્યા. તેણે તેમને એકાંતમાં લઇ જઇને પૂછ્યું, તમે આ પદ ગાયું તે કેવી રીતે આ વાત સાંભળી નંદદાસજીએ ઊંચું જોઈ દેહ છોડયો. પાદશાહ તો વિસ્મય થઈ ગયો, બહુ ઉદાસ થયો. પૃથ્વીપતિની એવી રીત હતી, જ્યારે તે ઉદાસ થાય ત્યારે રૂપમંજરીનું મોં જોવાને આવે, તેથી તે અંદર જઇને રૂપમંજરીની સન્મુખ ઊભો રહ્યો એને તેને આ વાત કહી, પરમ ભગવદિય નંદદાસજીને મેં આ પ્રમાણે પૂછ્યું એટલે તેમણે કંઈપણ કહ્યું નહિં અને તેમનો દેહ છુટી ગયો તેથી મારું ચિત્ત ઉદાસ છે. પૃથ્વીપતિની આ વાત સાંભળી રૂપમંજરીને વિપ્રયોગ ઉત્પન્ન થયો અને વિરહથી તેણે પણ દેહ છોડી દીધો. એ રૂપમંજરી શ્રી ગુસાંઇ-જીની એવી કૃપાપાત્ર હતી જેનાથી વિપ્રયોગ એક ઘડી પણ સહ્યો ન ગયો.

કલ્યાણ ભટ્ટ ખંભાળિયામાં રહેતા હતા તેમની વાર્તા.

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૩૩ મી.)

એક સમય શ્રી ગુસાંઈજી દ્વારકાથી ખંભાળિયા પધાર્યા ત્યારે કલ્યાણ ભટ્ટજી શ્રી ગુસાંઇજીના સેવક થયા અને શ્રી ગુસાં-ઇજી પાસે ગ્રંથ ભણ્યા. તેમને ગ્રંથ સર્વ હૃદયારૂઢ થયા અને સંસારમાંથી તેમની આસક્તિ નીકળી ગઇ. તેથી તેમના મનમાં એમ આવ્યું, શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરું તો સારું. આથી કલ્યાણ ભટ્ટ શ્રી ગુસાંઇજીની સાથે ગયા અને શ્રી

ગોકુળમાં નવનિતપ્રિયાજીનાં દર્શન કર્યાં. પછી શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં અને વિચાર કર્યો, જન્મ સુધી અહીં રહેવું. તેથી આન્યોરમાં રહેવાને ઘર લીધું એ કલ્યાણ ભટ્ટજી શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(પ્રસંગ ૨ જો)

એક દિવસ શ્રી ગોવર્ધનનાથજીના દુધધરિયાએ બે વટલોઇ દુધ ઓછું લીધું તેથી રાત્રે શ્રી ગોવર્ધનનાથજી ઊઠયા, અને સોનાનો કટોરો લઈ દશ પંદર વર્ષના છોકરાનું રૂપ ધરી આન્યોરમાં ગયા કલ્યાણ ભટ્ટની પુત્રી દેવકી હતી, તે ઘરમાં દુધ ઘણું હતું તેથી તે વેચી દેતી હતી, એટલે શ્રી ગોવર્ધનનાથજીએ પૂછયું, તારી પાસે દુધ છે? તેણે હા કહી, છે પરંતુ સાડાચાર પૈસા શેરના લઈશ. શ્રીનાથજીએ સાડાચાર પૈસા કબૂલ કર્યા અને કટોરામાં દેવકી પાસેથી દુધ લીધું શેર દુધ કટોરામાં લઈ પીવા લાગ્યા પરંતુ તે ફીકું લાગ્યું તેથી શ્રીનાથજીએ કહ્યું, તારી પાસે ખાંડ છે ત્યારે તેણે હા કહી તેથી ચાર આનાની ખાંડ લીધી અને ચાર શેર દુધ લીધું અને ખાંડ નાંખી પી ગયા. પછી દેવકીએ પૈસા માગ્યા ત્યારે શ્રીનાથજીએ કહ્યું મારો કટોરો રાખી મૂક. કાલ કટોરો લઇ જઇશ અને પૈસા દઇ જઈશ. શ્રી ગોવર્ધનાથજી પોઢયા. સવારે શ્રી ગોવર્ધનનાથજી શૃંગાર કરતા હતા, ત્યારે જુએ છે તો કટોરો નહોતો, સર્વ ભિતરિયા શોધવા લાગ્યા. શ્રી ગોવર્ધનનાથજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું, દુધધરિયા એ દુધ ઓછું રાખ્યું હતું તેથી હું દેવકી પાસેથી દુધ ને ખાંડ વેચાતી લઇને પી આવ્યો છું.

આ વાત શ્રી ગુસાંઈજીએ કલ્યાણ ભટ્ટને કહી. કલ્યાણ ભટ્ટ સાંભળી બહુ પ્રસન્ન થયા. અને ઘેર જઇ દેવકીને પૂછ્યું, કાલ તારી પાસે કોઇ કટોરો મૂકી ગયું છે. ત્યારે દેવકીએ કહ્યું, એક છોકરો દુધ લઈ ગયો છે અને કટોરો મૂકી ગયો છે. કલ્યાણ ભટ્ટજીએ કહ્યું, એ છોકરો નહોતો એતો શ્રીનાથજી હતા. કટોરો જુએ તો સોનાનો હતો. કલ્યાણ ભટ્ટજીએ તે લઇને શ્રી ગુસાંઈજીને આપ્યો. શ્રી ગુસાંઈજી દેવકીની સરાહના કરવા લાગ્યા અને કહ્યું, તેના ભાગ્યની શી વડાઇ કરીએ, દુધ-ઘરિયાને બોલાવી ઠપકો આપ્યો અને આજ્ઞા કરી, કોઈ દિવસ ઓછું રાખીશ નહિ. નહિ તો તારી સેવા છુટી જશે. શ્રી-નાથજીની ઈચ્છા હોય ત્યારે દેવકી પાસેથી દુધદહીં લઇને આરો ગતા. એ કલ્યાણ ભટ્ટજી શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

प्रसंग ३ जो.

એક દિવસ કલ્યાણ ભટ્ટજીએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, આપના નિકટવર્તી સેવક સેવા કરે છે. કોઈ જળ લાવે છે, કોઈ જળ ધરે છે, કોઈ બુહારી કરે છે (પુંજો વાળે છે), કોઈ તેલ લગાડે છે, કોઇ ભંડાર કરે છે, કોઈ રસોઈ કરે છે અને સર્વ એમ કહે છે, અમારું આટલું અંગીકાર કરજો. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, એ તેમની સર્વની ભૂલ છે અમારું સર્વ અંગીકાર કર્યું છે કંઈ બાકી નથી એવું સમજવું જોઇએ તે સમજતો નથી અને ઉલટું અંગીકાર કરશે, એમ સમજે છે તેમને વિશ્વાસ સંપૂર્ણ નથી તેથી એમ કહે છે. આ સાંભળી કલ્યાણ ભટ્ટજી બહુ પ્રસન્ન થયા.

(પ્રસંગ ૪થો.)

એક સમય કલ્યાણ ભટે શ્રી ગુસાંઈજીને વિનતિ કરી, મહારાજાધીરાજ શ્રી પ્રભુજીના ઉત્તમે ભગવદિયનાં લક્ષણ કેવાં હોય તે આપ કૃપા કરીને કહો. શ્રી ગુસાંઈજીએ કલ્યાણ ભટને કહ્યું, ઉત્તમ ભગવદિયના લક્ષણ તો આ છે. તે સર્વના ઉપર દયા રાખે. કોઈ ભગવદિય વૈષ્ણવના ઉપર ક્રોધ ન કરવો, તેનો અપરાધ સહેવો, તે દુર્વચન બોલે તોએ શું ? આમ સમજી તેમનો અપરાધ ગણકારવો નહિ, તેમના વચન સાંભળી મન ચલાયયમાન કરવું નહિ પરંતુ તે જે કરે તે શિક્ષા માનવી, તેમની સાથે મધુર વચનથી બે હાથ જોડી બોલવું, સાચું બોલવું. શ્રી પ્રભુજીમાં ચિત્ત રાખવું અને નિર્મળ બુદ્ધિ રાખવી. સદા સર્વદા ઉપકાર કરવો. પ્રભુપર તથા ભગવદિયપર મન બગડે નહિ એવું રાખવું. ઇંદ્રિયો જીતવી પોતાના મનનો વિચાર કોઈને જાણવામાં ન આવે એમ રાખવો. શ્રી પ્રભુજીની સામથી કરે તેમાં ચિત્ત ચલાયમાન કરવું નહિ. પ્રસાદ લેવો તો ઉદ્યમ પોતાને હાથે કરવો. મહાપ્રસાદ ન્યૂન લેવો, બહુ પ્રસાદ લે તો નિદ્રા આવે. ભગવદભજન ન થાય તેથી ન્યૂન પ્રસાદ લેવો, રોગાદિક થાય તો શ્રીઠાકુરજીની સેવામાં અંતરાય પડે. અનેમનને જીતી વશ કરે તો શ્રી પ્રભુજીના ભજનમાં સ્થિર રહે. સદા સર્વદાપ્રભુનાં કાર્યમાં રહે, ઇંદ્રિયો જીતવી. વિષયમાં લગાડવી નહિ. પોતે પ્રભુનો દાસ છે એમ રહે, બહિર્મુખ લોક ચર્ચા કરે તો મૌન ધારણ કરે, શ્રી પ્રભુજીની સેવામાં સદા સાવધન રહે. પ્રભુની રહસ્ય વાર્તા ભગવદિય વૈષ્ણવ સિવાય પ્રગટ નકરે.

ધીરજ છોડે નહિ ભૂખ, તરસ, નિદ્રા, શીત, ઉદ્યમ, ક્રોધ અને લોભ એ દોષરૂપ છે તેનાથી બીતા રહે, તેને વશ થાય નહિ. મન જીતી લે, અભિમાન ન કરે, સર્વ ભગવદિય વૈષ્ણવનો આદર કરે, પ્રભુનું સ્વરૂપ અને તેમની લીલા ભગવદિય વૈષ્ણવના હૃદયમાં રહે છે તેથી વૈષ્ણવને ભગવત્સ્વરૂપ છે એમ માને, અનેક નામરૂપથી પ્રભુજી લીલા કરે છે એવો વિચાર કરતો રહે, પ્રથમ હું કોણ હતો? શ્રી મહાપ્રભુજીની કૃપાથી મને શું મળ્યું છે? પોતાનો સ્વરૂપનો વિચાર કરતો રહે વિગેરે વિગેરે જેનાં આવાં લક્ષણ હોય તેને ઉત્તમ ભગવદિય જાણવો. શ્રી ગુસાંઈજીનાં આ વચન સાંભળી કલ્યાણ ભટ્ટ બહુ પ્રસન્ન થયા અને કહ્યુ, વૈષ્ણવનું સ્વરૂપ તો એવું છે. આ કલ્યાણ ભટ્ટ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર ભગવદિય હતા, તેમની વાર્તાનો પાર નથી. તેથી કેટલુંક કહીએ?

(એક કાયસ્થ સુરતમાં રહેતો તેની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૩૪ મી.)

એ કાયસ્થનું નામ મોતીરામ હતું. તે સુરતના સુબાની પાસે નોકર હતો તે રાજનગરમાં કોઈ કામને લીધે આવ્યો હતો ત્યારે શ્રી ગુસાંઈજીનો સેવક થયો હતો. એક વખત સુરતના સુબાની સાથે આગ્રે ગયો હતો. પૃથ્વીપતિને મળ્યો હતો. પાછા ફરતી વેળાએ આ સુબાએ ગોવર્ધનમાં મુકામ કર્યો ત્યારે મોતીરામ ગોપાલપુર શ્રીનાથજીનાં દર્શન માટે આવ્યો. આ સમયે રાજભોગ થઈ ગયા હતા. તેથી તે કાયસ્થે શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં અને મનમાં વિચાર કર્યો, સુબાને તો જલદી કુચ

કરવી છે તેથી મારે શ્રીનાથજીનાં દર્શન નહિ થાય, આથી તે ભંડારીને મળ્યો અને તેને કહ્યું, જો બે ઘડી વહેલા ઉત્થાપન કરાવો તો હું સાઠ હજાર રૂપિયા સેવાના કરું. આ વાત ભંડારીએ શ્રી ગુસાંઇજીને કહી તેથી શ્રી ગુસાંઈજીએ ઉલટા બે ઘડી મોડા ઉત્થાપન કરાવ્યા. મોતીરામ દર્શન કર્યા વિના સુબાની સાથે કુચ કરી ગયો. પછી કુબેરમાં મુકામ કર્યો, બીજે દહાડે મોતીરામનું મોં ઉતરી ગયેલું સુબાએ જોયું તેથી તેણે પૂછ્યું, મોતીરામ, ઉદાસ કેમ છે? ત્યારે મોતીરામે સર્વ હકીકત કહી. સુબાએ કહ્યું, તું દર્શનને માટે સાઠ હજાર રૂપિયા ખર્ચતો હતો તેથી હું તારા પર પ્રસન્ન છું, તું જઇ શ્રીનાથજીનાં દર્શન કરી આવ. આથી મોતીરામે આવી રાજભોગનાં દર્શન કર્યાં. શ્રીનાથજીનાં દર્શન કરી બહુ પ્રસન્ન થયો અને મહાપ્રસાદ લીધો. પોતાના અત્યંત ભાગ્ય માન્યા અને લાખ રૂપિયાના હીરા લઈ શ્રીનાથજીને ચિબુક આભૂષણ કરાવ્યું, એ મોતીરામ વૈષ્ણવ એવો કૃપાપાત્ર હતો જેમની આરતી શ્રીનાથજી સહી ન શક્યા, ધનથી કાર્ય થતું નથી પરંતુ ભગવત્કૃપાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે એ વાર્તા જણાવી. એ મોતીરામ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

જીવાપારેખ, સહજપાલ દોશી અને માધવદાસ દલાલની વાર્તા.

( પ્રસંગ ૧ લો ) (વાર્તા ૨૩૫ મી.)

આ ત્રણે મિત્ર હતા. તેઓએ ચાચા હરિવંશજી પાસે નામ સાંભળ્યું હતું. જ્યારે શ્રી ગુસાંઇજી રાજનગર પધાર્યા ત્યારે

આ ત્રણે જણા આવી તેમને ખંભાત પધરાવી લાવ્યા અને સહકુટુંબ શ્રી ગુસાંઈજીના સેવક થયા. શ્રીઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. એક દિવસ માધવદાસ દલાલે અને સહજ-પાલ દોશીએ વિનતિ કરી, મહારાજ, અમે વેપારમાં જૂઠું બોલીએ છીને તેનું પાપ ખરું કે નહિ ?. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, "नानृतात्पातकपरिमिति" જૂઠ સમાન પાપ નથી. માધવદાસે કહ્યું, આજ પછી હું દલાલી કરું છું પરંતુ જૂઠું બોલીશ નહિ. મારા ગ્રાહકોને સારી રીતે માલ અપાવીશ. સહજપાલ દોશીએ કહ્યું, હું એક આનો નફો ખાઇશ, વધારે નફો નહિ લઉં. જેની ઇચ્છા હશે તે લેશે. એ ત્રણે જણ એવા સત્યવાદી હતા. કોઈ દિવસ જૂઠું બોલતા નહિ. તેમની સચ્ચાઇ જોઈ શ્રી ઠાકુરજી બહુ પ્રસન્ન થયા, અને ભગવદ ગુણગાન કરતા ત્યારે ગદગદ કંઠ થઈ જતા કીર્તનના અનેક પ્રકારના અર્થ કરતા. એક દિવસ માધવદાસ દલાલે જીવાપારેખને પૂછ્યું, અન્યાશ્રય શું કરીએ તો થાય ત્યારે જીવાપારેખે કહ્યું, કૃષ્ણ વિના બીજા અંશાવતારનાં ભજન પર્યંતથી અન્યાશ્રય થાય છે. સર્વત્ર વ્યાપક માની બીજા દેવની પૂજા કરે તો એ બાધકરૂપ છે કારણ કે અનેક દેવરૂપી ભગવાન થયા છે. અકેક દેવની પૂજા વિધિ પ્રમાણે કરે તો પાર ન આવે. તેત્રીસ કરોડ દેવતા છે તો મનુષ્યનું તેટલું તો આયુષ્ય નથી કે તે સર્વ દેવની પૂજા કરી શકે તેથી સર્વના મૂળ જે શ્રી પુરુષોત્તમ તેમની સેવા કરે તો સર્વ દેવની પૂજા થઇ જાય અને તેને કોઇ પ્રતિબંધ ન કરી શકે. જેમ એક વૃક્ષને અનેક પત્ર છે, ફળ છે, ડાળો છે

તે સર્વનું મૂળમાં પાણી પાયેથી થાય છે એ પ્રમાણે સર્વ દેવનું પૂજન શ્રી પુરુષોત્તમની સેવાથી જાય. એક દિવસ ચાચા હરિવંશજી ખંભાત આવ્યા ત્યારે સહજપાળ દોશીએ પૂછ્યું, શ્રી ઠાકુરજીએ સાત દિવસ સુધી શ્રી ગિરિરાજ કેમ ધારણ કર્યો તેનું કારણ કહો ? ત્યારે ચાચાજી બોલ્યા, નંદરાયજીને સાત પ્રકારનો અન્યાશ્રય હતો તે શ્રી ગિરિરાજ પૂજનથી મટયો. એક તો મનુષ્ય માત્રપર દેવનું ઋણ હોય છે. બીજું ઋષિઋણ હોય છે, ત્રીજું પિતૃઋણ હોય છે, ચોથું દેહ બળનું અભિમાન હોય છે, પાંચમું સગાંના બળનું અભિમાન હોય છે, છઠું આ કામ નહિ કરું તો લોકમાં મારી નિંદા થશે એ અભિમાન હોય છે અને સાતમું આ ત્રણે ઋણ જો નહિ કરું તો મારો પરલોક બગડશે એમ માને છે. આ પ્રમાણે જીવને સાત પ્રકારનો અન્યાશ્રય રહે છે તે છોડાવવાને માટે મનમાં નિઃસાધન થઈ ભગવદ આશ્રય કરવો એ વાત નંદરાયજીને જણાવવાને શ્રી ઠાકુરજીએ સાત દિવસ સુધી શ્રી ગિરિરાજ ધર્યો છે. આ વાત પુષ્ટિપ્રવાહ મર્યાદા ગ્રન્થની ટીકામાં લખી છે. આ સાંભળી સહજપાલ દોશી બહુ પ્રસન્ન થયા અને ચાચાજીની સાથે દર્શન કરવા ગયા. એ ત્રણે જણા શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

### ચાંપાભાઈ અધિકારીની વાર્તા.

(પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૩૬ મી.)

ચાંપાભાઈ ગુજરાતમાં સેવક થયા હતા. શ્રી ગુસાંઈજીએ

ચાંપાભાઈને પોતાની પાસે રાખ્યા હતા અને નિત્ય કથા સંભળાવતા હતા. શ્રી ગુસાંઇજી વિષે ચાંપાભાઈનો સંપૂર્ણ ભાવ ઉત્પન્ન થયો હતો, અને એની વૃત્તિ થઇ હતી કે શ્રી ગુસાંઇજીની ઉપર દોષબુદ્ધિ ન આવે. શ્રી ગુસાંઈજીએ ચાંપા-ભાઇની આવી દશા જોઇને અધિકાર સોંપ્યો. ચાંપાભાઇ અધિકાર કરવા લાગ્યા. શ્રી ગુસાંઈજીએ વિચાર કર્યો, અમારા ઘરનો અધિકાર કરે તેની બુદ્ધિ ફર્યા વગર રહે નહિ. પરંતુ ચાંપા-ભાઈની બુદ્ધિ ફરશે તો આપણે તેની ઠેકાણે લાવીશું. આવો વિચાર કરી તેમને અધિકાર સોંપ્યો. એક વખત શ્રી ગુસાંઈજી ગુજરાત પધાર્યા ત્યારે રસ્તામાં બીરબલ મળ્યો. બીરબલે ચાંપાભાઈને પૂછ્યું, શ્રી ગુસાંઇજી શીતકાળમાં પરદેશ કેમ પધારે છે. ત્યારે તેમણે કહ્યું, કરજ બહુ છે. બીરબલે કહ્યું, જેટલું દ્રવ્ય જોઇએ તેટલું તૈયાર છે. શ્રી ગુસાંઈજીને પાછા શ્રી ગોકુળ પધરાવો. ચાંપાભાઇએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી ત્યારે તેમણે વિચાર કર્યો, ચાંપાભાઈની બુદ્ધિ ફરી ગઈ છે. હું દ્રવ્યને માટે પરદેશ પધારું છું એમ એ સમજ્યા. મારે પધારવાનું કારણ તો દૈવીજીવનો ઉદ્ધાર કરવાને માટે છે. આથી શ્રી ગુસાંઇજીએ અર્ધ રાત્રે કુચ કરી. બીરબલને ખબર ન પડી. બીજે દિવસે પોતે ચાંપાભાઇને આજ્ઞા કરી, તમારી બુદ્ધિ ફરી ગઈ છે તેથી તમે ચરણોદક લો અને શ્રી સર્વોત્તમજીનો પાઠ કરો. ચાંપા ભંડારીએ વિનતિ કરી, મેં આપની સેવાને માટે બીરબલને વાત કરી હતી. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, આટલા પ્રકારનું દ્રવ્ય શ્રી ઠાકુરજી અંગીકાર કરતા નથી.

એક રાજાનું દ્રવ્ય, એક વેશ્યાનું દ્રવ્ય, એક કૃપણનું દ્રવ્ય, એક હિંસાનું દ્રવ્ય, એક ઠગાઇનું દ્રવ્ય, ચોરીનું દ્રવ્ય, વિશ્વાસ-ઘાતનું દ્રવ્ય. જેથી તમે કોઈને દ્રવ્ય સંબંધી વાત કરશો નહિ. જેમનું પ્રભુ અંગીકાર કરવું ધારશે તેનું સ્વતઃ સિદ્ધ થશે. મહા ત્યાગી હોય, ભગવત્પદવીને પ્રાપ્ત થયો હોય તોપણ દુષ્ટ અન્ન ખાય તો તેની બુદ્ધિ ફરે, આ વાત શ્રી મહાપ્રભુજીએ ભક્તિવર્ધિની ગ્રંથમાં કહી છે.

श्लोक—लभतेसुदृढांभक्तिसर्वतोप्यधिकांपरम् ॥
त्यागेबाधकभूयस्त्वंदुःसंसर्गात्तथान्नतः ॥ १ ॥

આ અન્ન જે કહ્યું છે તે તો કંઈ દુષ્ટ નથી પરંતુ દુષ્ટ દ્રવ્યથી ખરીદ થયું છે તેથી તેમાં એ દુષ્ટ પદવી આવી જાય છે જેથી દુષ્ટ અન્ન અને દુઃસંગનો બહુ બચાવ રાખવો. આ વાત સાંભળી ચાંપાભાઈ બહુ પ્રસન્ન થયા અને એવો નિયમ રાખ્યો કે દ્રવ્ય સંબંધી વાત કોઇને કરવી નહિ. એ ચાંપાભાઈ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(તાનસેનની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૩૭ મી.)

તાનસેન મુસલમાન હતા. તેમને ગાન વિદ્યાનો અભ્યાસ બહુ સારો હતો. દિલ્હીમાં પૃથ્વીપતિ પાસે રહેતા હતા. સર્વ ગવૈયામાં તાનસેન મુખ્ય હતા. પૃથ્વીપર જે કોઈ રાજા અને મોટા પુરુષ હતા તેમની પાસે તાનસેનજી ગાવા જતા હતા. એક વખતે શ્રી ગુસાંઈજી પાસે ગાવા આવ્યા ત્યારે શ્રી ગુસાંઇ-

જીએ દશ હજાર રૂપિયા અને એક કોડી ઇનામ આપ્યું ત્યારે તાનસેને પૂછ્યું, દશ હજાર રૂપિયા તો ઠીક પરંતુ કોડી શા માટે આપી? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તમે પાદશાહના કલાવંત છો તેના દશ હજાર રૂપિયા છે અને તમારા ગાવાની કિંમત અમારી પાસે એક કોડીની છે. ત્યારે તાનસેને કહ્યું, હું કેમ માનું? શ્રી ગુસાંઈજીએ આથી ગોવિંદસ્વામીને પોતાની પાસે બોલાવ્યા અને આજ્ઞા કરી, એક પદ ગાઓ. ત્યારે ગોવિંદસ્વામીએ સારંગ રાગમાં પદ ગાયું તે પદ "શ્રી વલ્લભનંદન રૂપ અનુપ સ્વરૂપ કહ્યાં નહિ જય" આ પદ સાંભળી તાનસેનજી ચકિત થઈ ગયા અને વિચાર કર્યો, આમની આગળ મારું ગાન તો મખમલ આગળ ટાટ જેવું છે તેથી આ કોડી ઈનામની ખરી છે. તાનસેને ગોવિંદસ્વામીને કહ્યું, સાહેબ મને ગાન શીખવો. ત્યારે ગોવિંદસ્વામીએ જવાબ દીધો, હું અન્યમાર્ગીય સાથે ભાષણ કરતો નથી. આથી તાનસેન શ્રી ગુસાંઈજીનો સેવક થયો અને પચીસ હજાર રૂપિયા ભેટ કર્યા, ગોવિંદસ્વામી પાસે ગાયન વિદ્યા શીખ્યા અને શ્રીનાથજી પાસે કીર્તન કરવા લાગ્યા. તાનસેન મહિનામાં એક વખત પાદશાહ પાસે જતા અને વિશેષ ભાગે મહા વનમાં રહેતા. પછી રાજા આશકરણને મળ્યા તે વાર્તા આશકરણજીની વાર્તામાં લખી છે. એક દિવસ તાનસેનજી શ્રીનાથજી પાસે કીર્તન કરતા હતા ત્યારે શ્રીનાથજી હસ્યા તે દિવસથી તાનસેનજીએ પાદશાહ પાસે જવું આવવું છોડી દીધું અને

શ્રી ગુસાંઈજી પાસે જ રહ્યા. જેમની સાથે શ્રીનાથજી હસતા, બોલતા અને શ્રી ગુસાંઇજીની કૃપાથી સર્વ અનુભવ જણાવતા હતા, તાનસેનજી એવા કૃપાપાત્ર હતાં.

(એક બ્રાહ્મણ અને તેની સ્ત્રીની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૩૮ મી.)

આ બ્રાહ્મણ પૂર્વ દેશમાં રહેતો હતો. જ્યારે શ્રી ગુસાંઇજી પૂર્વ દેશમાં પધાર્યા ત્યારે તે સેવક થયો, અને શ્રી ઠાકુરજી પધરાવી બન્ને સ્ત્રી પુરુષ સેવા કરવા લાગ્યાં, બંનેનું મન ભગવત્સેવામાં બહુ લાગ્યું. તેઓ દહાડે ભગવત્સેવા કરતાં અને રાત્રે ભગવદ્વાર્તા કરતાં. સેવાના પ્રતાપથી બંને વિષયવૃત્તિ ભૂલી ગયા અને દિવસ રાત ભગવત્સ્વરૂપનો વિચાર કરવા લાગ્યાં. આમ કરતા ઘણા દિવસ વીતી ગયા, પછી એક દિવસ બ્રાહ્મણે એવો વિચાર કર્યો, શ્રીજીના દરશન કરવા જઉં તો સારું, તે ત્યાંથી સ્ત્રીને લઈ નીકળ્યો. અને થોડા દિવસમાં શ્રીજીદ્વાર આવી પહોંચ્યાં, શ્રીનાથજીની સંધ્યા આરતીનો સમય હતો. ભીડ બહુ હતી અને સ્ત્રી દુર્બળ હતી તેથી તેને શ્રીનાથજીનાં દર્શન ન થયાં. તેને ઘણો વિરહ થયો. નેત્રમાંથી જળ વહેવા લાગ્યું તેની આ દશા જોઇને શ્રીનાથજી તેનો હાથ પકડી નિજમંદિરમાં લઇ ગયા, તેણે સદેહે લીલામાં પ્રવેશ કર્યો, બ્રાહ્મણ પોતાની સ્ત્રીને શોધવા લાગ્યો. પરંતુ કયાંય મળી નહિ ત્યારે તેણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મારી સ્ત્રીને મેં બહુ શોધી પરંતુ કયાંય દેખાતી નથી. ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, તારી શ્રી ભગવલ્લીલામાં ગઈ છે ત્યારે તેણે કહ્યું

ગ્રંથમાં લખ્યું છે, ભગવત્લીલામાં લોક દેહ ત્યાગ કરીને જાય છે, ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું, પ્રેમમાં કાંઇ નિયમ નથી. શ્રી ઠાકુરજી પ્રેમને વશ છે અને પ્રેમ કંઈ નિર્બળ વિગેરે નથી જ્યાં લાજ, અને અભિમાન છુટી ગયેલ છે. આ વાત સાંભળી તે બ્રાહ્મણે વિનતિ કરી, હું એકવાર તેને જોઉં તો અન્ન લઉં. શ્રી ગુસાંઇજી બ્રાહ્મણને સાથે લઇ પરાસોળી પધાર્યા. ત્યાં રાસને ચોતરો હતો ત્યાં શ્રી ગોવર્ધનનાથજી રાસ કરતા હતા. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી બ્રાહ્મણને દિવ્ય દૃષ્ટિ દીધી એટલે તેને રાસનાં દર્શન થયાં અને પોતાની સ્ત્રીને જોઈ મનમાં બહુ પ્રસન્ન થયો અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે તેના ભાગ્યને આવો ઉદય થયો ને મારો ન થયો. પાછો જુએ છે તો કંઈ પણ દીઠું નહિ. પછી શ્રી ગુસાંઇજી પાસે આવી મહાપ્રસાદ લીધો. બ્રાહ્મણને અત્યંત વિરહ થયો અને મુખમાંથી જવાળા નીકળી. બ્રાહ્મણનો દેહ છુટી ગયો અને તત્કાળ ભગવત્લીલામાં પ્રાપ્ત થયો. એ બ્રાહ્મણ અને તેની સ્ત્રી શ્રી ગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં જેમને ભગવત્લીલામાં જતાં વિલંબ ન લાગી.

( ધ્યાનદાસ અને જગન્નાથદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૩૯ મી. )

ધ્યાનદાસ શ્રી ગુસાંઇજીની પાસે રહેતા હતા. અને જગન્નાથદાસ પણ શ્રી ગુસાંઇજીની પાસે આવીને રહ્યા. આ જગન્નાથદાસના હાથમાં પદ્મનું ચિહ્ન હતું, તેથી જે વસ્તુમાંથી એક કાઢતાં તેમાં એક વધી જતી અને બે કાઢતા તો બે વધી જતી, પરંતુ ઘટતી નહિ. જગન્નાથદાસ ભોળા બહુ હતા તેથી

તેમને આ વાતની ખબર પડતી નહોતી. એ દિવસ શ્રી ગુસાંઇજીની ભેટના પૈસા જગન્નાથદાસની પાસે હતા, ત્યાં બહુ ભિખારી માગવા આવ્યા તે સર્વને જગન્નાથદાસ એકેક પૈસો દેતા ગયા ત્યારે ધ્યાનદાસે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, જગન્નાથદાસ સર્વ દે છે તે ક્યાંથી કાઢે છે? તેથી શ્રી ગુસાંઇજીએ ઉત્તર આપ્યો, જે કોઇ સત્કર્મ કરવાનું મન કરે છે, અને તેને માટે પહેલેથી બનાવી રાખે છે તેને કાંઈ કાર્ય કરવું પડતું નથી, તેનું કાર્ય શ્રી ઠાકુરજી સ્વતઃસિદ્ધ પ્રથમથી જ બનાવી રાખે છે જેથી તમારે કોઇપર અભાવ આણવો ન જોઇએ. વૈષ્ણવ તો નિર્દોષ છે અને જે કોઇ નિર્દોષ વસ્તુમાં દોષારોપણ કરે છે તે પોતે જ દોષિત થાય છે જેથી તમે વૈષ્ણવ છો. દોષરહિત છો તો શા માટે કોઈના પર દોષારોપણ કરો છો? આ સાંભળી ધ્યાનદાસ બહુ પ્રસન્ન થયા, અને તેમણે એવું પણ લીધું, આજ પછી ભગવદ ધ્યાન છોડીને કોઇનો દોષ નહિ જોઉં. જન્મપર્યંત તેમણે કોઇનો દોષ જોયો નહિ. ભગવદ ધ્યાન જ કર્યા કર્યું. એ ધ્યાનદાસ તથા જગન્નાથદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, જેમને ત્વરાથી નિર્દોષ જ્ઞાન થઈ ગયું. એ એવા વૈષ્ણવ હતા.

(ગોપાલદાસની વાર્તા.) (प्रसंग १ लो) (વાર્તા ૨૪૦ મી.)

ગોપાલદાસને નામ નિવેદન કર્યું ત્યારે તેમણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મહારાજ, હવે મારે શું કરવું? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, તમે ગોપીનાથદાસનો સત્સંગ કરો. ગોપાલદાસ ગોપીનાથની પાસે જઇને રહ્યા, અને એવો વિશ્વાસ

રાખ્યો કે ગોપીનાથ વિના કંઇ કામ કરવું નહિ. એ ગોપીનાથ શ્રી પૂર્ણ પુરુષોત્તમ શ્રીનાથજીની પાછળ ફર્યા કરતા. કોઇ દિવસ તે કંઇ કાર્યાર્થે વ્રજમાંથી દિલ્હી ગયા. ગોપાલદાસ પણ સાથે ગયા. રસ્તામાં જંગલમાં રાત પડી. ત્યાં કોઈ મનુષ્ય નહોતું. એક વૃક્ષની નીચે મુકામ કર્યો. ગોપાલદાસ થાકયા હતા તેથી તે સૂઇ ગયા, અને ગોપીનાથ તો શ્રી સર્વોત્તમ-જીનો જપ કરવા બેઠા. જ્યારે સવાપહોર રાત ગઈ ત્યારે એક સર્પ આવ્યો. અને ગોપાલદાસને ગળે કરડવા લાગ્યો. ત્યારે ગોપીનાગે લાકડીથી તેને દૂર નાંખ્યો આ પ્રમાણે સો વાર તે સર્પ આવ્યો અને સો વાર તેને દૂર નાંખ્યો, આખરે તે સર્પ બોલ્યો, તું મને કયાં સુધી ફેંકીશ? એને અને મારે એવું ઋણાનુંબંધ લખ્યું છે કે એક જન્મમાં હું તેના ગળાનું લોહી પીઉં અને એક જન્મમાં તે મારા ગળાનું લોહી પીએ. તો તમે વચ્ચે કેમ પડો છો? ત્યારે ગોપીનાથ બોલ્યા, આ તો ગોપા-લદાસનો છેલ્લો જન્મ છે તેથી હું તેને કરડવા નહિ દઉં ત્યારે સર્પ બોલ્યો, હું એનું લોહી પીધા વગર નહિ રહું. આથી ગોપીનાથે કહ્યું, બેસ તને લોહી પાઉં. સર્પ બેઠો એટલે ગોપી-નાથે છરી અને કટોરી કાઢી નીચે કટોરી મૂકી તેના ગળામાંથી લોહી કાઢવા માંડયું એટલામાં ગોપાલદાસની નિદ્રા ખુલી ગઇ અને બોલ્યો, કોણ છે? ત્યારે ગોપીનાથ બોલ્યા, એ તો હું છું. ગોપાલદાસને સર્પની ખબર નહોતી તોપણ મનમાં એમ લાવ્યા, ગોપીનાથ સારા વાસ્તેજ કરતા હશે. આમ સમજી તે કંઈ પણ બોલ્યા નહિ, અને મનમાં એમ ન આવ્યું કે જંગલમાં મને મારે છે, તે કંઇ જાણતા નહોતા તેથી

તેમણે કંઇ પૂછ્યું નહિ. ગોપીનાથે સર્પને લોહી પાઇ વિદાય કર્યો અને ગોપાલદાસને મલમપટી લગાડી ગોપીનાથ સુઈ રહ્યા. સવારે ઊઠી બન્ને જણ ચાલ્યા ત્યારે ગોપીનાથે ગોપાલદાસને બધી વાત કહી. બન્ને જણા જ્યારે ગોકુળ આવ્યા, ત્યારે ગોપીનાથે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી, મહારાજ, મેં ગોપાલદાસનું ગળું વાઢ્યું તોએ તે કંઈ બોલ્યા નહિ. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, ગોપાલદાસે વિશ્વાસ રાખ્યો તો તેથી તેનું સર્વ કાર્ય થયું. મૃત્યુથી બચ્યા અને વૈષ્ણવના સંગથી જન્મ જન્મનું સંકટ છુટયું. વિશ્વાસ તો આવો જ રાખવો જોઈએ. આ ગોપાલદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેમના વિશ્વાસની પ્રશંસા શ્રી ગુસાંઈજી ઘડીએ ઘડીએ કરતા

### વાંકાનેરના રાજા કલ્યાણસિંહના પુત્ર પૃથ્વીસિંહની વાર્તા.

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૪૧ મી.)

આ પૃથ્વીસિંહ બહુ કવિતા કરતા હતા. તેમણે સવૈયા, છંદ, ચોપાઈ અને દોહા. એવી અનેક પ્રકારની કવિતા રચી હતી, તેમણે રુકિમણીવેલ, શ્યામલતા વિગેરે બહુ પુસ્તક બનાવ્યાં છે. તે દિવસ અને રાત શ્રી ઠાકુરજીની સેવા કરતા. તેમનું ચિત શ્રી ઠાકુરજીના ચરણારવિંદ છોડી બીજે કોઈ ઠેકાણે લાગતું નહોતું, તેમનું ચિત સંસાર વિષયમાં બિલકુલ ચોંટતું નહોતું. જ્યારે તે તેમની સ્ત્રીને જોતા ત્યારે તેને તે ઓળખતા નહિ કે એ કોણ છે? આવું શ્રી ઠાકુરજી વિષે તેમનું ચિત હતું પૃથ્વીસિંહજી પરદેશ ગયા ત્યારે માનસીહ સેવા કરતા. એક દિવસ વાંકાનેર ઉપર શત્રુ ચઢી આવ્યો ત્રણ દિવસ લડાઈ થઈ.

બીજી બાજુએથી બીજો શત્રુ આવ્યો. ત્રણ દિવસ શ્રી ઠાકુર-જીએ લડાઇ કરી રાજાનું કામ ચલાવ્યું. અને મંદિરમાં કોઇને દર્શન આપ્યાં નહિ. મંદિરમાં કમાડ ભીંતથી બંધ થઇ ગયાં. કોઇથી ઉઘડયાં નહિ, ચોથે દિવસે ઉઘડયાં. પૃથ્વીસિંહજી પરદેશમાં માનસી સેવા કરતા હતા ત્યાં તેમને ખબર પડી કે ત્રણ દિવસથી શ્રી ઠાકુરજી દર્શન દેતા નથી એવા દર્શન પૃથ્વી-સિંહજીના મનમાંથયા, તેથી તેમણે પત્રલખીનેવાંકાનેર મોકલ્યો તો વાત સાચી નીકળી. એ પૃથ્વીસિંહજી એવા કૃપાપાત્ર હતા.

( प्रसंग २ जो )

પૃથ્વીસિંહજીએ એવો નિયમ લીધો, વ્રજમાં વાસ કરવો અને વ્રજમાં દેહ છોડવો. આ ખબર તેમના શત્રુને થયા તેથી તેણે દિલ્હીપતિને શીખવ્યું, તેને દૂરે મોકલો તો સારું. દિલ્હીપતિએ પૃથ્વીસિંહજીને કાબુલની મુહિમ પર મોકલ્યા. ત્યાં તે બહુ મુલક જીત્યા. ત્યાં પૃથ્વીસિંહનો કાગળ આવ્યો, ત્યારે તેને કહ્યું, હું વ્રજમાં દેહ છોડીશ. એટલે કાળ પાછો ગયો. પૃથ્વીસિંહજી સાંઢણીપર બેસી ત્યાંથી ચાલી નીકળ્યા. બે દિવ-સમાં મથુરા આવ્યા. વચમાં નદી પર્વત બહુ હતા પરંતુ તેમને કોઈ ઠેકાણે પ્રતિબંધ ન થયો. કાબુલ મથુરાથી ૬૦૦ ગાઉ દૂર છે તે બે દિવસમાં આવ્યા. વ્રજમાં આવી શ્રીનાથજીનાં દર્શન કરી યમુનાપાન કરી દેહ છોડી દીધી. એ પૃથ્વીસિંહજી શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા. જેમણે કાળે પ્રતિબંધ ન કર્યો.

( દુર્ગાવતી રાણીની વાર્તા. ) ( प्रसंग १ लो. ) ( વાર્તા ૨૪૨ મી. )

એક સમય શ્રી ગુસાંઇજી દક્ષિણ પધાર્યા હતા. દક્ષિણથી

તૈલંગ બ્રાહ્મણ આ દેશમાં રહેવા માટે લાવ્યા. ત્યારે રસ્તામાં ગઢાગામમાં નર્મદા કિનારે મુકામ કર્યો. અહીં એક મનુષ્ય દેવતા લેવા ગયો તે દક્ષિણી હતો તેથી સર્વ ઠેકાણે ઈસ્તુ ઈસ્તુ પૂછે તેથી દેશમાં કોઈ સમજતું નહોતું તેથી બહુ ઠેકાણે રખડી પાછો આવ્યો, અને શ્રી ગુસાંઇજીને કહ્યું, અહીં દેવતા મળતો નથી. શ્રી ઠાકુરજીને બહુ વાર થઈ હતી તેથી શ્રી ગુસાંઈજીએ ખીજીને કહ્યું, આ ગામમાં દેવતા ઓલવાઈ ગયો છે કે શું ? શ્રી ગુસાંઇજીનું આ વચન સત્ય કરવાને શ્રી ઠાકુરજીએ સર્વ ઠેકાણે દેવતા ઓલવી નાંખ્યો. આથી ગામમાં બૂમો પડી અને લોકો મળી દુર્ગાવતી રાણી જે રાજ્ય કરતી હતી તેની પાસે ગયા, અને તેને ખબર કરી, લોકો ભૂખે મરે છે, ગામમાં હાહાકાર થઇ ગયો છે. દક્ષિણના બ્રાહ્મણ આવ્યા છે તેમણે સર્વ ઠેકાણે દેવતા ઓલવી નાંખ્યો છે. આ સાંભળી દુર્ગાવતી રાણી શ્રી ગુસાંઇજીના મુકામપર આવી અને તેમને વિનતિ કરી, મહારાજ, આ દેવતા બુઝાઈ ગયો છે, તેને સચેત કરો. ગામના લોકો ભૂખે મરે છે. તેથી શ્રી ગુસાંઈજીએ દેવતા સચેત કર્યો. પછી રાણીએ એક મહિના પર સૂર્યગ્રહણ હતું ત્યારે તેણે ૧૦૮ ગામનો સંકલ્પ કર્યોહતોતે ગામ શ્રી ગુસાંઇજીને ભેટ કર્યા ત્યારે પોતે કહ્યું, હું તો દાન લેતો નથી ત્યારે દુર્ગાવતીએ કહ્યું; મેં તો દાન કર્યું તેથી હવે પાછા કેમ લઉં. તમારી ઇચ્છા આવે તેમ કરો. આથી શ્રી ગુસાંઈજીએ દુર્ગાવતીના હાથથી તૈલંગ બ્રાહ્મણને તે ગામ વહેંચાવી દીધાં. જે આજ સુધી તેઓ ખાય છે. શ્રી ગુસાંઇજીનું આવું સામર્થ્ય જોઇ દુર્ગાવતી રાણી

તેમની સેવક થઇ અને વિનતિ કરી, સદૈવ આપ મને દર્શન દો. આથી જ્યાં તળાવ પર શ્રી ગુસાંઈજીનો મુકામ હતો ત્યાં બેઠક કરાવી અને સપ્તાહપારાયણ કરાવ્યું. દુર્ગાવતીને અહીં નિત્ય દર્શન થતાં. પછી શ્રી ગુસાંઇજી શ્રીગોકુળ પધાર્યા અને દુર્ગાવતી રાણી ત્યાં નિત્ય શ્રી ગુસાંઇજીનાં દર્શન કરતી તો સાક્ષાત શ્રીમદ્ ભાગવતનો પાઠ કરતા એવાં દર્શન તેને થતાં. એ દુર્ગાવતી રાણી શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી.

(ભગવાનદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૨૪૩ મી. )

શ્રી મહાપ્રભુજીના સેવક સારસ્વત બ્રાહ્મણ રામાયચજી ભગવાનદાસજીના યજમાન હતા. તેમના સત્સંગથી ભગવાનદાસની બુદ્ધિ નિર્મળ થઈ હતી. એક દિવસ ભગવાનદાસજી રામરાયજી સાથે વૃંદાવનથી ગોપાલપુર આવ્યા. જન્માષ્ટમીના દર્શન કરવા ગયા. શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં તેથી તેમણે રામરાયજીને કહ્યું, મને શ્રી ગુસાંઇજીનો સેવક કરાવો. રામરાયજીએ કહ્યું તમે ગોવિંદ દેવજીના સેવક થયા છો. ત્યારે ભગવાનદાસજીએ કહ્યું, આમાં અને ગોવિંદદેવજીમાં કાંઈ ફેર નથી. ગોવિંદદેવજીની કૃપાથી તમે મળ્યા છો અને તમારી કૃપાથી શ્રી ગુસાંઈજીના દર્શન થયાં છે જેથી હમણાં ને હમણાં વિનતિ કરી મને સેવક કરાવો. રામરાયજીએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી નામ નિવેદન કરાવ્યું. ભગવાનદાસજીએ શ્રી ગોવરધનનાથજીનાં દર્શન કર્યાં એટલે તેમનાં હૃદયમાં ભગવત્લીલાની સ્ફુરતી થઇ. જન્માષ્ટમીના દિવસે સાંજને વખતે

તેમને નામ નિવેદન કરાવ્યું. આ વખતે તેમણે શ્રીનાથજીની સન્નિધાન એક નવું પદ બનાવીને ગાયું. પદ. શ્રવણ સુન સજની બાજે મંદિલરા આજ નિશ લાગત પરમ સુહાઇ ા અતિ આવેશ હોત તન મનમેં શ્રી ગોકુળ બજત વધાઇ ાા૧ાા દે દે કાન સુનત અરૂ ફુલત્ત રાવલ કે નર નારી ાા નંદરાની ઢોટા- જાયો હે હોત કુલાહલ ભારી ાા ૨ ાા અતિ ઉંચે ચઢી ટેર સુનાવત પસરી ઉઠે જે ગ્વાલ ાા ગૈયાંહો બગદાવો રે ભૈયાં ભયો નંદ કે લાલ ાા ૩ ાા આનંદ ભરી અકુલાય ચલી સબ સહજ સુંદરિ ગોપી પ્રાદુરભાવ જશોદા સુતકો તામેં તનમન ઓપી ાા ૪ાા ચંચલ સાજ શૃંગાર ચંદમુખી ચંચલ કુંડલ હારા ાા હાથન કંચન થાર વિરાજત પદ નુપુર ઝનકારા ાા ૫ ાા બરખત કચ કુસુમન શોભીત અલિ દરસ ચોંપજીય ભાઇ ાા ગાવત ગીત પુનીત કરત જગ જસુમતી મંદિર આઈ ાા ૬ ાા ધન્ય દિવસ ધન્ય રાત્ર આજકી ધન્ય ધન્ય યહ સબ ગોરી ાા સ્યામ સુંદર ચંદ નિરખત માનો અખિયાં ચિખિત ચકોરી ાા ૭ાા શોભા યુત આઈ કીરતી અપને ગૃહમાંની વધાઈ ાા જાચક જન ધન ધન જયોં વરખત ભાનગોપ ત્યાં આયે ાા ૮ ાા આય જુરે સબ ગોપ ઓપસોં ભયો જો મનકો ભાયો ાા પંચામૃત શીશનતેં ઢોરત નાચત નંદ નચાયો ાા ૯ ાા નાચત ગ્વાલ બાલ રસભીને હરદ દહીં ભર રાજે ાા ઈત નીશાન ઉતભેરી દુંદુંભી હરખી પર- સ્પર બાજે ાા ૧૦ ાા ખગમૃગ દ્રુમ દિશદિશ ભવનમેં દેખી- યતહે સરસાને ાા માનનકે આયે ઈંદ્રીજો યો વ્રજજન હુલસાનેં ાા ૧૧ ાા ધ્વજા બંદન માલલંકૃત નંદ ભવનમેં સોહે ાા વ્યોમ

વિમાનન ભીર ભઇ અમરનકો મનમોહે ॥ ૧૨ ॥ મહારખી રાજ વ્રજરાજ નંદપેં જો માગ્યો સો પાયો ॥ જાકે એસો પુત ભયો તાકો ન્યાય જગત જશ છાયો ॥ ૧૩ ॥ જીનકો સુખ સુમરત બ્રહ્માદિક યોં હુલસે વ્રજગેહી ॥ કહી ભગવાન હીત રામરાય પ્રભુ પ્રગટે પ્રાણ સ્નેહી ॥ ૧૪ ॥ આ પદ ભગવાનદાસે ગાયું તેમાં છાપ ધરી, "કહી ભગવાનહિત રામરાય પ્રભુ પ્રગટે પ્રાણ સ્નેહી" આ પદ સાંભળી શ્રી ગુસાંઇજી બહુ પ્રસન્ન થયા અને રામરાયજી પણ પ્રસન્ન થયા. ભગવાનદાસજીએ રામરાયજીની કૃપા મુખ્ય માની. તેમણે હજારો પદ બનાવ્યા પરંતુ રામરાયજીનું નામ બતાવતા ગયા. ભગવાનદાસજી શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(प्रसंग २ जो.)

ભગવાનદાસજી વૃંદાવનમાં રહેતા હતા. જ્યારે ગોપાલપુરથી વૃંદાવન ગયા ત્યારે ગોવિંદદેવજીના અધિકારીએ સાંભળ્યું, ભગવાનદાસ શ્રી ગુસાંઇજીના સેવક થયા તેથી તેમને ગોવિંદદેવજીના દર્શન કરવા ન આવવા દીધા. દર્શન બંધ કર્યાં. જ્યારે ગોવિંદદેવજીના સેનભોગમાં દૂધ ભાત ધર્યો ત્યારે ગોવિંદદેવજીએ આજ્ઞા કરી, ભગવાનદાસ શ્રી ગુસાંઇજીના સેવક થઇ આવ્યા છે તેથી તે ભોગ ધરશે તો હું આરોગીશ. આ સાંભળી હરિદાસ અધિકારી ભગવાનદાસને ઘેર આવ્યા અને તેમને પગે પડી બોલાવી ગયા. ગોવિંદદેવજી દૂધ ભાત માગી લીધો. ભગવાનદાસજી શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(प्रसंग ३ जो.)

વૃંદાવનમાં જે કોઇ વૈષ્ણવ અથવા વ્રજવાસી આવતા તેમને ભગવાનદાસજી બહુ આદરથી પ્રસાદ લેવરાવતા. દ્રવ્ય આપતા અને જેમ બને તેમ વૈષ્ણવને પ્રસન્ન રાખતા હતા. એક દિવસ તેમણે સાંભળ્યું, શ્રી ગુસાંઇજી અહીં પધારે છે. ત્યારે તેમણે પોતાની પત્નીને પૂછ્યું, શ્રી ગુસાંઈજી પધારે છે તો આપણે શી ભેટ કરીશું? સ્ત્રીએ કહ્યું, એક ધોતિયું તમે પહેરો અને એક હું પહેરું બાકીનું સર્વ ભેટ કરી દઇએ, અને આપણે બન્ને ઘર બહાર નીકળી જઇએ. આ વાત સાંભળી ભગવાનદાસજી બહુ પ્રસન્ન થયા અને સ્ત્રીની સરાહના કરવા લાગ્યા, આનામાં મારાથી પણ વિશેષ ધર્મ છે. તેને ધન્ય છે. તે જેમ કહેશે તેમ હું કરીશ .આ પ્રમાણે કહી વ્રજવાસીની સાથે જ્યાં શ્રી ગુસાંઇજીનો મુકામ હતો ત્યાં યમુનાપાર ગયા. દંડવત્ કરી શ્રી ગુસાંઈજીને પધરાવવાની વિનતિ કરી. શ્રી ગુસાંઈજીને ખબર પડી, તે સર્વસ્વ ભેટ કરશે તેથી તે વૃંદાવન પધાર્યા. પાછા શ્રી ગોકુળ પધાર્યા. ભગવાનદાસજી ઉદાસ ચહેરે પાછા વૃંદાવન આવ્યા. તેમના ઘરમાં ચોરી થઈ તેમ ઉદાસી બિલકુલ થઈ નહિ પરંતુ શ્રી ગુસાંઈજી ન પધાર્યા તેની ઉદાસી રહી ગઈ. પછી ભગવાનદાસજી આગ્રે આવી રહ્યા.

(प्रसंग ४ थो)

આગ્રામાં ભગવાનદાસજી રહેતા હતા, અને નવા પદ બનાવતા હતા. મહિનો પંદર દિવસ શ્રી ગોકુળ આવી રહેતા હતા. વળી ગોપાળપુરમાં આવી રહેતા હતા, અને કોઇ વાર પોતાને ઘેર શ્રી ઠાકુરજીની સેવા કરતા હતા. આ પ્રમાણે રહી

તેમણે હજારો પદ બનાવ્યા. સર્વ પદોમાં કહે ભગવાન હિત રામરાય પ્રભુ એવી છાપ રાખી હતી. તે સુબાની દિવાનગીરી કરતા હતા છતાં તેમનું મન શ્રી ગુસાંઈજીના ચરણારવિંદમાં દિવસ રાત રહેતું હતું. જ્યારે તેમનો અંત સમય આવ્યો ત્યારે તેમને પાલખીમાં બેસાડી વ્રજમાં લઈ ચાલ્યા; પરંતુ જ્યારે અર્ધ રસ્તે આવ્યા ત્યારે તેમને ચેતન આવ્યું તેથી કહ્યું, મને પાછો લઇ ચાલો કારણ કે વ્રજમાં વૃક્ષે વૃક્ષે વેણુધારી બિરાજે છે અને પત્રે પત્રે ચતુરભુજ વીરાજે છે એવે ઠેકાણે જો આ દેહ પડે તો શ્રી ઠાકુરજીને વાસ આવે આથી તેમને પાછા લઈ ચાલ્યા જ્યારે આગ્રે આવ્યા ત્યારે તેમની દેહ છુટી અને તે જ ક્ષણે તેમણે ભગવત્લીલામાં પ્રવેશ કર્યો. આ ભગવાનદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

ચુહડાની વાર્તા. (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૪૪ મી.)

આ ચહુડા ગોવર્ધનમાં રહેતો હતો, નિત્ય વિલછુ કુંડ પર ઘાસ ખોદવા જતો હતો. વિલછુ કુંડની સામે શ્રીનાથજીનું મંદિર હતું. શ્રીનાથજી નિત્ય વિલછુકુંડ દેખતા હતા. એક દિવસ અધિકારીજીએ ભીંત કરાવી તેથી વિલછુ જોવામાં આવી નહિ. શ્રીનાથજીને વિલછુ જોયા વિના ચાલે નહિ તેથી તેમણે સ્વપ્નમાં ચહુડાને આજ્ઞા કરી; તું શ્રી ગોકુળ જઈ શ્રી વલભજીને કહે, આ ભીંત પડાવી નાંખે. તો હું વિલછુની સેવા કરું. ત્યારે ચહુડાએ કહ્યું, એ કેમ માનશો ? ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરી, તું કહેજે, તમારું નામ શ્રી ગોકુળનાથજી છે એવું શ્રીનાથજીએ મને કહ્યુ છે, તેણે સવારે વિચાર કર્યો, હું જઉં ન જઉં, ત્રણ દિવસ સુધી નિત્ય

શ્રીનાથજીએ તેને સ્વપ્નમાં આજ્ઞા કરી તેથી ત્રીજે દિવસે તે ગયો. જઈને પોળીઆને કહ્યું, શ્રી વલભજીને વિનતિ કરો કે ચહુડો વિનતિ કરવા આવ્યો છે ત્યારે પોળીઆએ કહ્યું, હું એમ વિનતિ કરતો નથી. એવામાં લોકો એકઠા થયા અને દૂર દૂર ખસ એમ કરવા લાગ્યા. એવામાં શ્રી વલભજીને ખબર પડી તેથી તેમણે તેને બોલાવ્યો અને સર્વ વાત પૂછી ત્યારે તેણે કહ્યું, મને સ્વપ્નમાં શ્રીનાથજીએ આવી આજ્ઞા કરી છે. શ્રી વલભજીએ ત્રણ વાર પૂછ્યું, શ્રીનાથજીએ મારું નામ શું કહ્યું છે? તેણે ત્રણે વખત શ્રી ગોકુળનાથજી નામ બતાવ્યું. પોતાના નામની જાણ મળવાથી પોતે ઊઠીને તે ભંગીને ગળે લગાડયો અને મોટો ઉત્સવ માન્યો પછી ગોપાલપુર આવી ભીંત પાડી નંખાવી. શ્રીનાથજીના સામે વિલછુકુંડ દેખાવા લાગ્યો, એ ચહુડો શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો જેના કહેવાથી શ્રી વલભજીનું શ્રી ગોકુળનાથજી નામ પ્રસિદ્ધ થયું,

(મધુકરશાહ રાજાની વાર્તા.) પ્રસંગ ૧ લો. (વાર્તા ૨૪૫ મી.)

આ મધુકરશાહ ઓડછા નગરનો રાજા હતો. શ્રી ગુસાં-ઈજી કોઈ વખત ઓડછા પધાર્યા ત્યારે આ રાજા સેવક થયો: અને શ્રી ઠાકુરજીની સેવા કરવા લાગ્યો. જે કોઈ વૈષ્ણવ આવતા તેનો તે બહુ સત્કાર કરતો હતો. અને હરકોઈ કંઠી-બંધ આવે તેના ચરણસ્પર્શ કરતો હતો. અને તેના પગ ધોતો હતો. આ જોઈ તેના મિત્ર તેની મશ્કરી કરતા હતા. એક દિવસ રાજાના કાકાએ એક ગધેડું મંગાવી તેને દશ વીશ કંઠી પહે-રાવી તિલક કરી રાજાની પાસે મોકલ્યું. રાજાએ તે ગધેડાના

ચરણસ્પર્શ કર્યો અને પગ ધોઈ ચરણામૃત લીધું. રાજાનો શુદ્ધ ભાવ જોઇ શ્રી ઠાકુરજીએ પ્રગટ થઈ તેને દર્શન દીધાં. અને આજ્ઞા કરી, કંઇ માગો. ત્યારે મધુકરશાહે માગ્યું, વૈષ્ણુવ પ્રત્યે મારો આવો ને આવો ભાવ સદૈવ રહે. જેમની કૃપાથી આપે મને દર્શન દીધાં છે. શ્રી ઠાકુરજીએ પ્રસન્ન થઈ આજ્ઞા કરી, તારો એવો જ ભાવ રહેશે. મધુકરશાહ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( તુલસીદાસ સારસ્વત બ્રાહ્મણની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૨૪૬ મી.)

આ તુલસીદાસના પિતા શ્રી ગુસાંઈજીના જળધરીઆ હતા. જ્યારે તુલસીદાસ નાના હતા ત્યારે શ્રી ગિરિધરજી વિગેરે છ બાલકોની સાથે ખેલવા જતા હતા. જ્યારે શ્રી ગુસાંઈજી લાલને બોલાવતા ત્યારે છ લાલજી ઊઠીને તેમની પાસે જતા તે વખતે તુલસીદાસજી પણ જતા હતા. શ્રી ગુસાંઇજી તેમને બાળક જાણી લાલજી કહેતા હતા, તેમના માતપિતા તેમની બાલ્યાવસ્થામાં ભગવત શરણ થયા હતા તેથી તેમનું પાલણપોષણ શ્રી ગુસાંઇજી કરતા હતા. તુલસીદાસ પણ એમ જાણતા હતા, હું એમનો જ બાળક છું. જ્યારે તુલસીદાસ મોટા થયા અને શ્રી ગુસાંઇજીના લાલજીઓ પણ મોટા થયા ત્યારે શ્રી ગુસાંઇજીએ સર્વ બાળકોને સાથે સેવા પધરાવી આપી. ત્યારે તુલસીદાસના મનમાં એમ આવ્યું, મને શ્રી ગુસાંઇજીએ કંઈ સેવા આપી નહિ. તેથી શ્રી ઠાકુરજીએ શ્રી ગુસાંઈજીને આજ્ઞા કરી, તુલસીદાસને સેવા પધરાવી આપો. તેમના દ્વારા કેટલાક જીવોનો ઉદ્ધાર થશે. એ બાળપણમાં એમ સમજતા હતા કે હું એ શ્રી ગુસાંઇજીનો લાલજી છું. આથી શ્રી

ગુસાંઇજીએ તેમને બોલાવી શ્રી ગોપીનાથજી ઠાકુરજી પધરાવી આપ્યા. અને આજ્ઞા કરી, તમે સિંધ દેશમાં જઈ જીવને પુષ્ટિમાર્ગનો ઉપદેશ કરો. અને સર્વને અષ્ટાક્ષર મંત્ર સુણાવો. આથી તે લાલજી નામ ધારણ કરીને અને શ્રી ઠાકુરજી પધરાવીને ત્યાંથી ચાલ્યા. રસ્તામાં આવી તેમણે રસોઈ કરી. ભોગ ધર્યો અને શ્રી ઠાકુરજીને વિનતિ કરી, તમે આ લુખી રોટલી આરોગો નહિ તો હું શ્રી ગુસાંઈજીને કહી દઈશ. શ્રી ઠાકુરજી પ્રસન્ન થઇને આરોગ્યા અને કહ્યું, તમે શ્રી ગુસાંઈજીને કહી દેશો નહિ. મને તેમની બહુ બીક લાગે છે. પછી તે શ્રી ઠાકુરજી પધરાવી સિંધદેશ આવ્યા. તે બહુ ભોળા હતા. મનમાં એમ જાણતા, શ્રી ઠાકુરજી શ્રી ગુસાંઇજીથી બહુ બીએ છે જેથી જન્મ સુધી શ્રી ઠાકુરજીને શ્રી ગુસાંઇજીની બીક દેખાડતા હતા. શ્રી ઠાકુરજી પણ એમ વર્તતા હતા કે હું શ્રી ગુસાંઇજીથી બહુ બીઉં છું. એ તુલસીદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. શ્રી ઠાકુરજી તેમને લાલજી કહેતા, અને તેમના મનમાં લાલજીપણાની બુદ્ધિ સદૈવ રહેતી હતી. જેથી તેમને કેટલાક લાલમતિ કહેતા હતા. શ્રી ગિરિરાજજી, શ્રી યમુનાજી શ્રી ગોકુળ અને વ્રજભૂમિ વિષે તેમને દઢ બુદ્ધિ હતી. દુર્લભ મનુષ્ય દેહનો લાભ તેમને ભગવત સેવા કરીને લીધો, આજ સુધી તેમના વંશના સિંધદેશમાં છે. તેઓ લાલજીવાળા કહેવાય છે. એ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( સોદાગરની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૨૪૭ મી. )

આ સોદાગર આગ્રામાં રહેતો હતો. ગોપાલપુરમાં

નાથજીનાં દર્શન કરી શ્રી ગુસાંઇજીના દર્શન કર્યાં તો તેને સાક્ષાત પૂર્ણ પુરુષોતમના દર્શન થયાં. આથી તે સોદાગર સહકુટુંબ શ્રી ગુસાંઈજીનો સેવક થયો. શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. એક દિવસ જન્માષ્ટમીનો ઉત્સવ આવ્યો ત્યારે આની પડોશમાં એક વાણિયો રહેતો હતો તેનો પુત્ર વહાણ લઇ વેપાર કરવા ગયો હતો તે બૂડી ગયાના સમાચાર આ વાણિયાને મળ્યા તેથી તે રોવા લાગ્યો ત્યારે આ સોદાગરે વાણિયાને કહ્યું, આજે જન્માષ્ટમીનો દિવસ છે તેથી તું રો નહિ. ત્યારે તેણે કહ્યું, પુત્ર જેવી વસ્તુ ગઇ છે તો કેમ ન રડું? આ સોદાગરે કહ્યું, તારો પુત્ર નહિ મરે, ત્યારે વાણિયાએ કહ્યું, ત્રણ દિવસ નહિ રડું. જો તું વૈષ્ણવ સાચો હઇશ તો મારો પુત્ર આવશે. શ્રી ઠાકુરજીએ સોદાગરની વાત સત્ય કરવાને વહાણ બૂડતી વેળાએ તેને એક પાટિયાપર જીવતો રાખ્યો હતો. તે બે દિવસે કિનારે આવ્યો અને તેના દેશમાં કાગળ લખ્યો. બીજે દિવસે (જન્માષ્ટમીના બીજે દિવસે) તેનો કાગળ આવ્યો. આથી વાણિયો જઈ સોદાગરને પગે પડયો અને કહ્યું, તમારી વાર્તા સાચી છે. ત્યારે તેણે કહ્યું, એ પ્રતાપ તો શ્રી ગુસાંઈજીનો છે, વાણિયો તેના પત્રને સાથે લઈને અને સોદાગરને લઇને ગોપાલપુર આવ્યો, અને સોદાગરના સંગથી સેવક થયો, પછી સોદાગરે શ્રી ગુસાંઇજીને પૂછયું, ખેલના દિવસમાં શ્રીનાથજીના ચરણારવિંદ કેમ ઢાંકે છે? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી, વ્રજભક્ત જે ખેલવા આવે છે તે

ચરણારવિંદનાં દર્શન કરે તો તેમને દાસ્યભક્તિ સ્ફુરિત થાય છે તેથી દાસત્વ–હૃદયમાં લાવીને, શ્રી ઠાકુરજીની સન્મુખ હાથ જોડી ઊભા રહે છે અને શ્રી ઠાકુરજી ખેલે છે. વ્રજભક્ત નીચી દૃષ્ટિ રાખી હાથ જોડી ઊભા રહે છે તેથી ખેલવાનું સુખ આવતું નથી તેથી શ્રી ઠાકુરજી ચરણારવિંદ ઢાંકી દાસ્ય ભક્તિને છુપાવીને સખ્ય ભક્તિને પ્રગટ કરે છે. વ્રજભક્તોને સખ્ય ભક્તિ પ્રગટ થાય છે તેથી શ્રી ઠાકુરજી સન્મુખ ખેલે છે. આથી શ્રી ઠાકુરજીને ખેલનો આનંદ થાય છે, આ કારણથી ખેલના સમયે શ્રીનાથજીના ચરણારવિંદ વસ્ત્રથી ઢાંકે છે. આ સાંભળી તે સોદાગર અને વૈષ્ણવ બહુ પ્રસન્ન થયા. તે દિવસથી સોદાગરે શ્રી ઠાકુરજીના ચરણારવિંદ નિશદિન હૃદયમાં રાખ્યા. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી, શ્રી ઠાકુરજીના ચરણારવિંદ હૃદયમાં રાખ્યા કરજો. તેમનું ધ્યાન ચૂકશો તો દાસપણું સિદ્ધ નહિ થાય આથી તેણે ચરણારવિંદનું ધ્યાન દૃઢ રાખ્યું. આ સોદાગર શ્રી ગુસાંઈજીનો એવો કૃપાપાત્ર હતો.

(ઋષિકેશની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૪૯ મી.)

ઋષિકેશ આગ્રામાં રહેતા હતા. શ્રી ગુસાંઈજી આગ્રે પધાર્યા ત્યારે તે શ્રી ગુસાંઈજીના સેવક થયા. ઋષિકેશજી ઘોડાની દલાલી કરતા હતા. એક સોદાગર બહુ ઘોડા લાવ્યો તે સર્વ ઋષિકેશે વેચાવી દીધા. આ સોદાગરની પાસે એક સરસ ઘોડો હતો તેનાં ચિહ્‌ન ઋષિકેશ જાણતા હતા. બીજો કોઇ જાણતો નહોતો. ઋષિકેશે સોદાગર પાસે ઘોડો માગ્યો તથી તેણે દલાલીમાં આ ઘોડો આપ્યો. ઋષિકેશે તે ઘોડો શ્રી ગુસાંઈજીને ભેટ કર્યો. આ ઘોડો જોઈ શ્રી ગુસાંઈજી બહુ પ્રસન્ન થયા.

ઋષિકેશે શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી, શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ કૃપા કરી મને સમજાવો. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી,

श्लोक—सौदर्यंनिजहृद्गतंप्रकटितंस्त्रीगूढभावात्मकं
पुरूंसश्चपुनस्तदंतरगतंप्रावीविशत्स्वप्रिये ॥
सश्लिष्टावुभयोर्बभौरसमयः कृष्णेहितत्साक्षिकंरूप-
तत्त्रितयात्मकंपरमभिध्येयं सदावल्लभं ॥ १ ॥

આ શ્લોક શ્રી ગુસાંઇજીએ કહ્યો. કૃષ્ણ ભટ્ટજી અહીં બેઠા હતા. શ્રી ગુસાંઇજી સેવામાં પધાર્યા. ઋષિકેશે કૃષ્ણ ભટ્ટજીને કહ્યું, મને સારી રીતે આ શ્લોકની સમજણ પાડો. ત્યારે કૃષ્ણ ભટ્ટે કહ્યું, શ્રી ઠાકુરજીના હૃદયમાં શ્રી સ્વામિનીજી બીરાજે છે અને શ્રી સ્વામિનીજીના હૃદયમાં શ્રી ઠાકુરજી બીરાજે છે. જ્યારે વિપ્રયોગ થયો ત્યારે બન્નેના હૃદયથી આ સ્વરૂપ ઉત્પન્ન થયું. શ્રી ઠાકુરજીએ જાણ્યું, હું શ્રી સ્વામિનીજી છું અને શ્રી સ્વામિનીજીએ જાણ્યું, હું શ્રી ઠાકુરજી છું એવો અત્યંત વિરહ બન્નેને ઉત્પન્ન થયો. બન્નેના મુખેથી વિરહાગ્નિ જવાળા બહાર પ્રગટ થઈ ત્યારે શ્રી ઠાકુરજીએ બન્ને અગ્નિ સંયોગરસમાં પ્રવેશ કરાવી તેથી ત્રીજું સ્વરૂપ પ્રગટ થયું. આ સ્વરૂપ બન્નેના વિરહની અગ્નિ અને બન્નેનો સંયોગરસ એક તૃતીયાત્મક થયું. એવું સ્વરૂપ શ્રી ઠાકુરજીને વલ્લભ પરમોત્કૃષ્ટ એ સ્વરૂપનું સદા ધ્યાન કરવા યોગ્ય છે એવું શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ છે. તેમની કૃપા વિના સંયોગરસ અને વિપ્રયોગ રસનો અનુભવ ન થાય. આ વાત સાંભળી ઋષિકેશજીએ એ સ્વરૂપ હૃદયમાં રાખ્યું અને ભગવત્સ્વરૂપના

દર્શન લીલા સહિત હૃદયમાં થવા લાગ્યાં. જેવા લીલા સહિત દર્શન કરતા તેવા નવા પદ કરીને ગાતા હતા. એક દિવસ ચાચાહરિવંશજી ઋષિકેશના ઘેર આવ્યા. ત્યારે શ્રીમહાપ્રભુજીના સ્વરૂપનો જે શ્લોક શ્રી ગુસાંઇજી પાસે શીખ્યા હતા તે તેમને કહ્યો. ત્યારે ચાચાજીએ શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ નામાત્મક શ્રી સર્વોત્તમજીમાં છે તે અને રૂપાત્મક શ્રી વલ્લભાષ્ટકમાં છે તે અને ગુણાત્મક સ્ફુરિત કૃષ્ણ પ્રેમામૃતમાં છે તે એ ત્રણે શ્લોકના વર્ણનનો સમાવેશ આ એક શ્લોકમાં કરી બતાવ્યો. ઋષિકેશજીના હૃદયમાં શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ સ્થિર થયું અને તે વિષે ક્ષણ ક્ષણમાં વિચાર કરવા લાગ્યા, કોઈ સમય श्रीकृष्णारयंकृपानिधी એવા સ્વરૂપનો કોઈ સમય वैश्वानर એવા સ્વરૂપનો કોઇ સમય तत्सार भूतरासस्त्रीभावपुरितविग्रहः એવા સ્વરૂપનો કોઇ વખત वस्तुतः कृष्णएवः એવા સ્વરૂપનો કોઇ વખત श्री भागवतेप्रतिपदमणिवरभावांशुभुषितामूर्तिः એવા સ્વરૂપનો વિચાર કરતા હતા. ઋષિકેશને શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનો એવો અનુભવ થવા લાગ્યો. ઋષિકેશજી શ્રીગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( કાન્હદાસની વાર્તા. ) ( प्रसंग १ लो. ) ( વાર્તા ૨૪૯ મી. )

એક સમયે શ્રી ગુસાંઈજી રાજનગર પધાર્યા ત્યારે કાન્હદાસ શ્રી ગુસાંઈજીના સેવક થયા. શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. કાન્હદાસના સ્ત્રી પુત્ર વિગેરે સર્વ સેવામાં ન્હાતા હતા. કાન્હદાસના પુત્રની વહુ બહુ ભોળી હતી અને આચારવિચારમાં સમજતી નહોતી. તેથી તેને સેવામાં ન્હાવા દેતા નહોતા. વહુ જે વૈષ્ણવ આવતા તેમની જુઠણ ઉપાડતી

પોતાના કરતી, પગ ચાંપતી, પંખો કરતી, નવરાવતી, ઘરમાં ઝાડુ કાઢતી વિગેરે કામ કરતી હતી. પરંતુ તેને ભોળી જાણી શ્રી ઠાકુરજી આવી તેની સાથે વાતો કરતા હતા અને બધી લીલા જણાવતા હતા. એક દિવસ કાન્હદાસ શ્રી ઠાકુરજીને શૃંગાર કરતા હતા ત્યારે તેમના મનમાં એવો વિચાર આવ્યો, આજે મોચીને ત્યાં જવું છે અને જોડા લાવવા છે આ વિચાર તે કરતા હતા એવામાં કોઇ કાન્હદાસને બોલાવવા આવ્યો. અને વહુને પૂછ્યું, તમારો સસરો ક્યાં છે ત્યારે વહુએ કહ્યું, મોચીને ત્યાં જોડા લેવા ગયા છે, આ વાત સાંભળી કાન્હદાસ બહાર આવી વહુને પગે પડયા. અને કહેવા લાગ્યા, વૈષ્ણવની સેવાના પ્રતાપથી તારા હૃદયમાં ભગવત્સ્વરૂપ ઉદય થયું છે જેથી તું મારા મનની વાત જાણી ગઇ છું. શ્રી ઠાકુરજી તારા પર પ્રસન્ન છે અને હું બહુ મૂર્ખ છું, મેં તારું સ્વરૂપ જાણ્યું નહિ, હવે તું નિત્ય સેવા કર અને તારી ઇચ્છા આવે તે શૃંગાર શ્રી ઠાકુરજીને કર, અને સામગ્રી ધરાવ. તે દિવસથી વહુ સેવામાં ન્હાવા લાગી. અને ઘરના મનુષ્ય સર્વ વહુને પૂછી સેવા કરતા લાગ્યા. કાન્હદાસ અને તેમના પુત્રનાં વહુ એવાં કૃપાપાત્ર ભગવદિય હતા.

( મથુરદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૨૫૦ મી )

આ વૈષ્ણવ ગોપાલપુરમાં રહેતા હતા. એક દિવસ મથુરદાસે શ્રી ગુસાંઇજીને પૂછ્યું, આપની સૃષ્ટિમાં અને શ્રી મહાપ્રભુની સૃષ્ટિમાં કેટલું તારતમ્ય છે. ત્યારે શ્રી ગુસાં-ઇજીએ આજ્ઞા કરી, મેં તારો ત્યાગ કર્યો, આ વખતે જે દશ

પંદર વૈષ્ણવ ત્યાં બેઠા હતા; તે સર્વેએ ત્યાગ કરવાની વાત સાચી માની મથુરદાસને ભગવત્સ્મરણ કરવા છોડી દીધા. અને આખા ગામમાં વાત ફેલાવી દીધી તેથી કોઇ તેને ભગવત્સ્મરણ કરતા નહિ. તેમ કોઈ તેની પાસે બેસતા નહિ. મથુરદાસે એવો વિચાર કર્યો; જંગલમાં જઈ કોઈને ખબર ન પડે તે ઠેકાણે દેહ છોડી દેવી. અન્નજળ છોડી દીધું. આ પ્રમાણે ત્રણ દિવસ વીતી ગયા. ચોથે દિવસે મથુરાદાસ ત્યાંથી જંગલમાં દેહ છોડવાને ચાલ્યા. રસ્તામાં બે ગાઉ ઉપર એક ગામ હતું ત્યાં એક જમનાબાઇ નામે શ્રી મહાપ્રભુજીની સેવક ડોસી રહેતી હતી, મથુરદાસે વિચાર કર્યો, આ ડોસીને મારો ત્યાગ કર્યાની ખબર નહિ હોય તેથી તેમને ભગવત્સ્મરણ કરતો જાઉં. મથુરાદાસ જમનાબાઇને ઘેર ગયા અને જઇને ભગવત્સ્મરણ કર્યા ત્યારે તેમણે કહ્યું, પ્રસાદ લઈને જજો. મથુરાદાસે કહ્યું, મારો શ્રી ગુસાંઇજીએ ત્યાગ કર્યો છે તેમ વૈષ્ણવોએ પણ કર્યો છે તેથી હું દેહ છોડવા જાઉં છું. જમનાબાઇએ કહ્યું, આવી ગાંડી વાત શું કરો છો ? શ્રી ગુસાંઈજી કોઇનો ત્યાગ કરે નહિ. શ્રી ઠાકુરજીએ શ્રી મહાપ્રભુજીને વચન દીધું છે, જેને તમે બ્રહ્મસંબંધ કરાવશો તેનો હું ત્યાગ નહિ કરું, અને તેને દોષ રહેશે નહિ. સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં કહ્યું છે કે ब्रह्मसंबंधकरणात्सर्वेषांदेहजीवयोः। सर्वदोषनिवृत्तिर्हिदोषा पंचविधा स्मृता ।१। અંતઃકરણ પ્રબોધ ગ્રન્થમાં કહ્યું છે કે सत्यसंकल्पोविष्णुर्नान्यथातु करिष्यति ॥ अन्यचलौकिकंप्रभुवत्कृष्णोनदृष्टव्यः कदाचन વળી શ્રી મહાપ્રભુજીએ નિબંધમાં પણ કહ્યું છે કે અમારા માર્ગમાં જે

આવશે અને અધર્મ કરશે, વેદ નિંદા કરશે તો પણ તે નર્કમાં નહિ જાય પરંતુ હીનયોનિમાં જન્મ લેશે.

श्लोक–अत्रापिवेदनिंदायामधर्मकरणातथानरकेनभवेत्पातःकिंतुहीनेपूजायते ॥१॥

- શ્રી ઠાકુરજીએ ગીતામાં કહ્યું છે કે

श्लोक—सर्वधर्मान्परित्यज्यमामेकंशरणंव्रज ॥
अहंत्वासर्वपापभ्योमोक्षमिष्यामिमाशुचः ॥१॥

આ પ્રમાણે અનેક ઠેકાણે કહ્યું છે તો શ્રી ગુસાંઈજી તમારો ત્યાગ કેમ કરશે? તમારી વાત હું સાચી માનું નહિ. તમે અહીં બેસો, શ્રી ઠાકુરજીનાં દર્શન કરો, પ્રસાદ લ્યો, હું પણ પ્રસાદ લઇ તમારી સાથે શ્રી ગુસાંઈજીનાં દર્શન કરવા આવીશ. મથુરાદાસે ન્હાઇને મહાપ્રસાદ લીધો. જમનાબાઈ મથુરાદાસને સાથે લઇ શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા આવી. મથુરાદાસને જોઇને શ્રી ગુસાંઈજીએ કહ્યું, વૈષ્ણવ ચાર દિવસ થયા તું ક્યાં ગયો હતો? જમનાબાઈની વાત સત્ય કરવાને, માર્ગની સ્થિરતા રાખવાને અને સૃષ્ટિનું તારતમ્ય બતાવવાને શ્રી ગુસાંઇજીએ આવી લીલા દેખાડી. એ મથુરાદાસ શ્રી ગુસાંઇ-જીના એવા કૃપાપાત્ર હતા.

(માધવેન્દ્રપુરીની વાર્તા.) (प्रसंग १ लो) (વાર્તા ૨૫૧ મી.)

માધવેન્દ્રપુરી મધ્વસંપ્રદાયના સંન્યાસી હતા. બડેલમાં રહેતા હતા. તેમની પાસે શ્રી ગુસાંઇજી ભણવા જતા હતા. નિત્ય શ્રી ગુસાંઈજી પુસ્તક ત્યાં જ મૂકીને આવતા હતા અને ઘેર આવી ભગવત્સેવા કરતા હતા. એક દિવસ માધવેન્દ્રપુરીએ

શ્રી ગુસાંઇજીને કહ્યું, તમે પુસ્તક અહીં મૂકીને જાઓ છો ને કાંઈ ગોખતા નથી, ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું, તમે જે કહો તે બતાવું. માધવેન્દ્રપુરીએ જે પૂછયું તે શ્રી ગુસાંઇજીએ સ્પષ્ટ કરીને બતાવ્યું, અને એવું બતાવ્યું કે માધવેન્દ્રપુરી જે જાણતા હતા તેથી દશગણું બતાવ્યું. માધવેન્દ્રપુરીને બહુ વિચાર થયો કે આનું શું કારણ હશે ? આટલું બધું કયાંથી શીખ્યા હશે ? અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યા, મનમાં વિસ્મય જેવું થઈ ગયું. આવો વિચાર કરતાં રાત્રે સુતા ત્યારે શ્રીઠાકુરજીએ તેમને સ્વપ્નમાં કહ્યું, હું શ્રી ગિરિરાજજીમાં પ્રકટ થયો છું અને મારી સેવા મારા સિવાય અન્ય કોઈ જાણતું નથી. તેથી તે સેવા દેખાડવાને વાસ્તે બીજું રૂપ ધરી શ્રી વિઠ્ઠલનાથજી પ્રકટ થયો છું. જો તમારે મને પ્રાપ્ત થવાની ઇચ્છા હોય તો તેમને શરણ જાઓ. આથી માધવેન્દ્રપુરીની ઊંઘ ઊડી ગઈ અને આખી રાત વિચાર કર્યો, કયારે દિવસ ઊગે અને શ્રી ગુસાંઇજી ભણવા પધારે. બીજે દિવસે શ્રી ગુસાંઇજી ભણવા પધાર્યા ત્યારે માધવેન્દ્રપુરીએ કહ્યું, આપ પૂર્ણ પુરુષોત્તમ થઇ મારા જેવાને મોહ કરવા તમે ભણો છો. હવે મને ગુરુદક્ષિણા આપો. તમારે માથે શ્રીનાથજી બિરાજે છે તેમની સેવા કરવાની થોડા દિવસ આજ્ઞા આપો, અને તમે મને સેવક કરો. શ્રી ગુસાંઇજીએ કહ્યું, હું તમારી પાસે વિદ્યા ભણ્યો છું તેથી તમને સેવક નહિ કરું. તમને મારાથી ઉપદેશ કેમ દેવાય ? આથી માધવેન્દ્રપુરી બહુ ઉદાસ થયા તેથી ઉત્થાપન

વખતે શ્રી નવનીતપ્રિયાજીએ શ્રી ગુસાંઈજીને આજ્ઞા કરી, તમે માધવેન્દ્રપુરીને સેવક કરો. શ્રી ગુસાંઈજીએ માધવેન્દ્રપુરીને નામ નિવેદન કરાવ્યું અને વ્રજમાં સાથે લઈ જઈ શ્રીનાથજીની સેવામાં રાખ્યા, અને બંગાળી લોકોને તેમની પાસે રાખ્યા. માધવેન્દ્રપુરી શ્રીનાથજીની સેવા કરવા લાગ્યા, પરંતુ પોતે સંન્યાસી હતા તેથી શ્રીનાથજીની જે કાંઇ ભેટ આવતી તે બંગાળીઓને આપી દેતા, પોતે કાંઇ રાખતા નહિ. અને શ્રી ગુસાંઇજી તેમને કાંઈ કહેતા નહિ. પછી જ્યારે શ્રીનાથજીની ઇચ્છા વૈભવ વધારવાની થઇ ત્યારે શ્રીનાથજીએ માધવેન્દ્રપુરીને કહ્યું, તમે દક્ષિણમાં જઇ મલિયાગર પર્વત-પરથી ચંદન લઈ આવો. માધવેન્દ્રપુરી ચંદન લેવા ગયા એટલે કૃષ્ણદાસે બંગાળીઓને કાઢી મૂકયા. એ વાત શ્રીનાથજીના પ્રાગટયમાં લખી છે જેથી અહીં લખી નથી. માધવેન્દ્રપુરી ચંદન લેવા ગયા અને હિમગોપાલજીનાં દર્શન કર્યાં ત્યારે હિમગોપાલજીએ આજ્ઞા કરી, તમે મને અહીં જ ચંદન લગાડો, વ્રજમાં ન જાઓ. માધવેન્દ્રપુરીએ ત્યાં જ ચંદન સમર્પ્યું અને પછી ભગવલ્લીલામાં પ્રાપ્ત થયા. એ માધવેન્દ્રપુરી શ્રી ગુસાંઈ-જીના એવા કૃપાપાત્ર હતા.

(જાડા કૃષ્ણદાસની વાર્તા.) પ્રસંગ ૧-લો (વાર્તા ૨૫૨ મી.)

વ્રજવાસી તેમને ચાચા જાડા કહેતા હતા. તે બહુ ચતુર હતા. સર્વ સંત મહંતની પરીક્ષા લેવા ફરતા હતા. એક દિવસ શ્રી ગોકુળ શ્રી ગુસાંઈજીની પરીક્ષા લેવા આવ્યા. આ વખતે

શ્રી ગુસાંઈજી શ્રી નવનીતપ્રિયાજીને પારણે ઝુલાવતા હતા. જાડા કૃષ્ણદાસે દર્શન કર્યાં તો કોઈ વાર શ્રી ગુસાંઇજી ઝુલાવે અને શ્રી નવનીતપ્રિયાજી ઝુલે અને કોઇ વાર શ્રી નવનીતપ્રિયાજી ઝુલાવે અને શ્રી ગુસાંઈજી ઝુલે એવાં દર્શન થયાં. આ જોઇ જાડા કૃષ્ણદાસ ચકિત થયા. અને મનમાં સંદેહ થયો, શ્રી ઠાકુરજી આ હશે કે તે હશે ? પછી શ્રી ગુસાંઈજી રાજભોગ ધરી બહાર પધાર્યા ત્યારે તેમના રોમ રોમમાં શ્રી નવનીત-પ્રિયાજીનાં દર્શન થયાં. આથી તેમણે શ્રી ગુસાંઈજીને દંડવત કરી વિનતિ કરી, હું બહુ દુષ્ટ છું. આપની પરીક્ષા લેવા આવ્યો છું, પરંતુ આપે મારી પરીક્ષા લીધી અને કૃપા કરી મારો સંદેહ મટાડયો માટે આપ મને શરણ લો. શ્રી ગુસાંઈજીએ કૃપા કરી તેમને નામ નિવેદન કરાવ્યું.

(પ્રસંગ ૨ જો.)

પછી તે થોડા દિવસ ત્યાં રહી વૃંદાવનમાં આવ્યા અને રૂપસનાતનજીને મળીને પૂછ્યું, શ્રી ઠાકુરજી શું કરે છે ? ત્યારે તેમણે કહ્યું, શ્રી ઠાકુરજી ભોજન કરે છે. આથી જાડા કૃષ્ણદાસે કહ્યું, શ્રી ઠાકુરજીની તો સર્વ લીલા નિત્ય છે, એક કાળા-પરિચ્છિન્ન સર્વ લીલા કરે છે, છતાં તમે ભોજન કરે છે એમ કહ્યું તેનું કારણ શું ? ત્યારે રૂપસનાતનજીએ કહ્યું, એવાં દર્શન તો શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીને ઘેર થાય છે. કૃપા કરી જેને કરાવે તેને દર્શન થાય છે. આ સાંભળી કૃષ્ણદાસ બહુ પ્રસન્ન થયા. પછી પોતે વ્રજમાં ફર્યા કરતા અને ભગવદ ગુણાનુવાદ

ગાયા કરતા હતા. તેમણે ઇંદ્રકોપચરિત્ર, રામપંચાધ્યય, અને માધવ રૂકિમણી કળી ગાયાં છે. વળી ભોજનનાં પદ નવાં બનાવી ગાયાં છે. તેમની સાથે જેમને પ્રસંગ પડતો તેમની અંત:કરણની જડતા મટી જતી હતી.

( प्रसंग ३ जो )

એક વખત જાડા કૃષ્ણદાસ દ્વારકા યાત્રા કરવાને ગયાં હતા. રસ્તામાં એક ગામ આવ્યું ત્યાં દેવીનું દેવળ હતું, ત્યાં જઈ રાત્રે સૂતા હતા. સવારમાં એક માણસ બકરો લઇ દેવી પર ચઢાવવા આવ્યો. ત્યારે કૃષ્ણદાસે કહ્યું, તમે લોકો બકરાં ચઢાવો છે, પરંતુ કોઈ સિંહ ચઢાવતું નથી. ત્યારે તે મનુષ્ય બોલ્યો, સિહ પકડાય નહિ. ત્યારે કૃષ્ણદાસે કહ્યું, સિંહ પકડી દઉં તો તું બકરાં મૂકી દે. તણે બકરાં છોડી દીધાં, અને જાડા કૃષ્ણદાસ જંગલમાં જઈ સિંહને પકડી લાવ્યા, સિંહને જોઈ સર્વ મનુષ્ય નાસી ગયા અને કૃષ્ણદાસને પગે લાગ્યા, ત્યારે કૃષ્ણદાસે તેમને કહ્યુ, આજ પછી તમે જીવહિંસા કરશો નહિ. એ એવા પરાક્રમી હતા. તેમની કીર્તિ આખા જગતમાં ફેલાઈ ગઈ હતી.

( प्रसंग ४ थो )

એક દિવસ કૃષ્ણદાસજી ચાચાજીને મળ્યા ત્યારે તેમને

પૂછ્યું, આ પુષ્ટિમાર્ગમાં કયા કયા શાસ્ત્રનાં વચન પ્રમાણ છે, ત્યારે ચાચાજીએ કહ્યું, વેદ શ્રીકૃષ્ણના વાક્ય, વ્યાસ સૂત્ર, શ્રીમદ્‌ભાગવતની ત્રણ ભાષા છે : ૧ લૌકિક ભાષા, ૨ સમસ્ત ભાષા, ૩ સમાધિ ભાષા. તેથી વેદ શ્રીકૃષ્ણના વાક્ય, વ્યાસ સૂત્ર, સમાધિ ભાષા અને ધર્મશાસ્ત્ર એ પ્રમાણ છે તેમને મળતા પુરાણ અને સ્મૃતિનાં વાક્ય પણ પ્રમાણ છે તેમનાથી વિરુદ્ધ વાક્ય પ્રમાણ નથી, તેથી શ્રી મહાપ્રભુજીએ નિબંધમાં કહ્યું છે કે,

श्लोक—वेदाः श्रीकृष्णवाक्यानिव्याससूत्राणिचैवहि ॥
समाधिभाषाव्यासस्यप्रमाणंतच्चतुष्टयं ॥ १ ॥
उत्तरंपूर्वसंदेहवारकंपरिकीर्तितं ॥
अविरुद्धंतुयत्त्वस्यप्रमाणंतत्त्वनान्यथा ॥
एतद्विरुद्धंयत्सर्वंनतन्मानंकथंचन ॥ २ ॥

આથી જાડા કૃષ્ણદાસે પૂછ્યું, અનેક પ્રકારનાં દેવ પૂજન, અનેક પ્રકારનાં વ્રત, અને અનેક પ્રકારનાં શાસ્ત્ર બહુ દિવસથી પ્રમાણ ચાલ્યાં આવે છે તો તેમનો શો વિચાર કરવો ? ત્યારે ચાચા હરિવંશજીએ કહ્યું, એ નિર્ણય તો શ્રી મહાપ્રભુજીએ નિબંધમાં લખ્યો છે.

श्लोक—बुद्धावतारेत्वधुनाहरौतद्वंशगाःसुराः ॥
नानामतानिविप्रेषुभूत्वाकुर्वंतिमोहनं ॥१॥

અર્થ—જ્ઞાનનિષ્ઠા સાચી કયારે જાણવી કે જ્યારે જીવ સર્વજ્ઞ હોય. કર્મનિષ્ઠા સાચી કયારે જાણવી કે જ્યારે અનેક પ્રકારનું કષ્ટ પડે, દુઃખ હોય તોપણ ચિત્ત પ્રસન્ન રહે. ચિત્ત પ્રસન્ન ન હોય તો કર્યાં, કર્મ વ્યર્થ જાય. ભક્તિનિષ્ઠા સાચી કયારે જાણવી કે જ્યારે ઠાકુરજી પ્રસન્ન થાય. નિષ્ઠા વિના ફળ પ્રાપ્ત થતું નથી. આ સાંભળી જાડા કૃષ્ણદાસજી બહુ પ્રસન્ન થયા, અને ગોપાળપુરમાં ગયા. જન્મપર્યંત શ્રીનાથજીની સેવા કરતા રહ્યા. કૃષ્ણદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.






